# विषय-दर्शन

४०७०




॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

**श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र**

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : १ | **આસો વદ ૧ : સોમવાર : ૧૫ ઓક્ટોબર** | १९३ |





**આ** અંકથી 'શ્રી જૈન સત્ય પ્રકાશ' સત્તરમા વર્ષમાં પ્રવેશે છે. ગતવર્ષમાં પ્રતીકાર અને સાહિત્યની દિશામાં વિદ્વાન લેખકોએ સારો સાથ આપ્યો છે જે ગતવર્ષના લેખોની સૂચી ઉપરથી જાણી શકાશે વળી, જેમણે આર્થિક મદદ કરીને માસિકની ખોટમાં જે ટેકો કર્યો છે તે બદલ પણ અમે અહીં એ સૌનો આભાર માનીએ છીએ અને એ જ રીતે સાથ આપતા રહે એમ વિનવીએ છીએ.

ગયા અંકમાં અમે જે આર્થિક મદદ માટે 'વિનંતિ' પ્રગટ કરી છે એનો પડઘો 'જૈન' પત્રની નોંધમાંથી મળી રહે છે, અને એવી જ લાગણી શ્રીયુત મોહનલાલ ચોકસીએ 'એ દિશામાં પગલાં પાડો' એ લેખ દ્વારા પ્રગટ કરી છે, એ જોતાં આર્થિક મદદ માટે અમારે વધુ લખવાનું રહેતું નથી, પરંતુ અમારા પગમાં બળ આવે અને અમારી નવી યોજનાઓને સાકાર બનાવી શકાય એ માટે આ માસિકને પૂજ્ય આચાર્ય મહારાજો, પૂજ્ય મુનિરાજો, વિદ્વાન લેખકો અને શ્રીસંઘને બધી રીતે મદદ કરવા અમે વિનંતિ કરીએ છીએ.

આ માસિક બરાબર પગભર થઈ જાય તો જૈન ધર્મ, સાહિત્ય અને સંસ્કૃતિની બાબતમાં જે વિકાસની યોજનાઓ એણે કેટલાયે વખતથી ઘડી રાખી છે તે દિશામાં કાર્યાન્વિત થવા માટે બધું કરી શકે—એટલું જણાવી અહીં તો અમે 'જૈન' પત્રના સંપાદકે આપેલી નોંધ અને શ્રીયુત ચોકસીનો લેખ પ્રગટ કરીએ છીએ અને તે તરફ પૂરતું ધ્યાન આપવા સૌ કોઈને વિનવીએ છીએ.

—સંપાદક



# ધ્યાન આપવા યોગ્ય વિનંતિ

વિ. સં. ૧૯૯૦ ની સાલમાં રાજનગર–અમદાવાદમાં મળેલ અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિસંમેલને જૈનધર્મ, જૈન સાહિત્ય, જૈન તીર્થો વગેરે ઉપર બીજાઓ તરફથી થતા આક્ષેપોનો પ્રતિકાર કરવા માટે એક ઠરાવ (ઠરાવ: ૧૦ મો) કરીને પાંચ મુનિવરોની એક સમિતિની સ્થાપના કરી હતી એ બહુ જાણીતુ છે. આ સમિતિએ ત્યારપછી એક વર્ષે–સં. ૧૯૯૧ માં–પોતાના ઉદ્દેશને પાર પાડવા માટે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક અમદાવાદમાંથી પ્રગટ કરવું શરૂ કર્યું એ પણ સહુ કોઈ જાણે છે. એ માસિકને પ્રગટ થતાં સોળ વર્ષ થઈ ગયાં અને આવતા મહિને એ સત્તરમા વર્ષમાં પ્રવેશ કરશે.

'શ્રી. જૈન સત્ય પ્રકાશ' ના તા. ૧૫–૯–૫૧ ના અંકમાં એના તંત્રીશ્રીએ સમિતિની આર્થિક સ્થિતિ તરફ જૈન સંઘનું ધ્યાન દોરતી એક વિનંતી પ્રગટ કરી છે અને સમિતિની સ્થાપના અંગે મુનિસમ્મેલને કરેલ ઠરાવ આ અંકના ૨૨ મા પૃષ્ઠ ઉપર જુદો આપવામાં આવ્યો છે.

તંત્રીશ્રીની વિનંતી સમિતિની આર્થિક સ્થિતિ માટે ચિંતા ઉપજાવે એવી છે, એટલે સ્વાભાવિક રીતે જ સમસ્ત જૈન સંઘે–આપણી નાની મોટી બધીય સંસ્થાઓએ, આચાર્ય મહારાજ આદિ સર્વ મુનિવરોએ તેમજ જુદા જુદા ગામના સંઘો અને આપણા આગેવાન ગૃહસ્થોએ–એ વિનંતી તરફ સત્વર અને પૂરેપૂરું ધ્યાન આપવાની તેમજ એ દિશામાં સક્રિય પગલા ભરવાની જરૂર છે

આ સમિતિ અને આ માસિક અનેક દૃષ્ટિએ સમસ્ત જૈન સંઘ તરફના સંરક્ષણ અને સંવર્ધનનુ અધિકારી છે અને એમ હોવાથી એનો સુયોગ્ય રીતે નિભાવ થાય એવી આર્થિક વ્યવસ્થા કરી આપવી એ આપણા સમસ્ત જૈન સંઘની ફરજ છે એમ અમે ચોક્કસ માનીએ છીએ, અને તેથી આ નોંધ લખીને જૈન સંઘનુ એ તરફ ધ્યાન દોરવાની અમારી ફરજ સમજીએ છીએ

ધ્યાનએંચે એવી સહુથી પહેલી વાત તો એ છે કે–આ સમિતિ અને આ માસિક મુનિસમ્મેલનના રચનાત્મક સંભારણારૂપ છે. સમ્મેલનના બીજા બીજા ઠરાવોનો અમલ તો વ્યક્તિગતરૂપે સહુ કોઈની પોતપોતાની સમજણ, સગવડ અને મરજી ઉપર આધાર રાખે છે, જ્યારે આ ઠરાવનો અમલ તો એક સંસ્થાની સ્થાપનારૂપે થયેલ હોઈ એ હમેશા સહુ કોઈનુ ધ્યાન દોરીને સમ્મેલનની સ્મૃતિને તાજી રાખે છે. પોતે કરવા ધારેલ એટલે કે સમ્મેલને પોતાને સોંપેલ કાર્યને સમિતિ સોએ સો ટકા ન પહોંચી શકી હોય તો તે બીજી વાત છે, એમ થવામા કેવળ સમિતિનો જ કે સમિતિના સંચાલકોનો જ દોષ ન કાઢી શકાય પોતાને જેટલા પ્રમાણમા સગવડ મળી તેટલા પ્રમાણમાં સમિતિએ જરૂર કામ કર્યું છે. વધુ સગવડ મળી હોત તો જરૂર વધુ કામ થઈ શકત

બીજી વાત, આ સોળ વર્ષ દરમ્યાન સંસ્થાના સંચાલનમાં તેમજ માસિકના પ્રકાશનમાં સમિતિએ જે મધ્યસ્થતા જાળવી છે એ સાચે જ બેનમૂન છે આ બધાં વર્ષો દરમ્યાન ઘણાય એવા અવસરો આવી ગયા જ્યારે આવી સંસ્થા એક યા બીજા તરફ ખેંચાઈ જવાનો ભય લાગે, પણ આપણા શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘમાં ઊભા થયેલ અનેક ચર્ચાસ્પદ સવાલો વખતે પણ સમિતિએ પૂરેપૂરી તટસ્થતા જાળવીને, જૈન સમાજમાં અંતરકલહના લેશ પણ ભાગીદાર ન થવાય તેમજ જૈન સંઘની એકતાને ખંડિત કરવાના નિમિત્ત ન બની જવાય તેમજ એ માટે જે જાગરુકતા અને ધ્યેયનિષ્ઠા બતાવી છે એ સાચે જ અભિનંદનને પાત્ર છે

વળી, સહુથી વિશેષ મહત્ત્વની વાત તો એ છે કે આપણા સમાજના સર્વ મુનિવરોની પાસે વિના સંકોચે પહોંચી શકે અને જરા પણ સંકોચ રાખ્યા વગર સહુ કોઈના સહકારની માગણી કરી શકે .એવું માસિક આપણી પાસે આ એક જ છે. સર્વ ગચ્છ અને સર્વ સમુદાયના મુનિવરો એક સ્થળે ભેગા થઈ શકે એટલે કે જો બધાયનાં લખાણો સમાન રીતે એક સ્થાને આપણને જોવા મળી શકે એવું સર્વજનસુલભ અને સર્વજનપ્રિય આ માસિક છે. એમ કહી શકીએ કે મુનિસમ્મેલને આપણા શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘના જુદા જુદા ગચ્છ અને સમુદાયના મુનિવરોને એક સ્થળે ભેગા કરવાનું જે ભગીરથ કાર્ય કર્યું હતુ તે જ કાર્ય જુદા જુદા ગચ્છ અને સમુદાયના મુનિવરોની લેખસામગ્રીને એક સ્થળે એકત્રિત કરીને આ માસિક નાના પાયા ઉપર સેવા બજાવી રહ્યું છે -અને એમ કરીને પોતે સમ્મેલનના સાચા સંભારણારૂપ છે એ વાત ચરિતાર્થ કરી રહ્યું છે

પોતાના ૧૬ વર્ષ જેટલા કાર્યકાળ દરમ્યાન માસિકે આક્ષેપોનો પ્રતિકાર પણ ઠીક ઠીક કર્યો છે એ પ્રતિકારમાં પણ અઘટિત આક્ષેપો કે ખોટા વાદવિવાદમાં ન પડતાં દલીલો અને ઇતિહાસ તેમજ શાસ્ત્રોના પુરાવાઓનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે એ ધ્યાન-ખેંચે એવી બીના છે કે તાજેતરમા જ આપણા સમર્થ જ્યોતિર્ધર આર્યકાલસૂરિ અને સાધ્વી સરસ્વતીના જીવન ઉપર ખૂબ અઘટિત અને આધારશૂન્ય આક્ષેપો કરતાં શ્રી વૃન્દાવનલાલ વર્મા ના 'હંસમયૂર' નાટકની સામે સમિતિએ જે રીતે કામ કરી બતાવ્યું છે તે આ વાતની સાક્ષી પૂરે છે.આવાં પ્રતિકારાત્મક લખાણો ઉપરાંત આ માસિક જૈન ઇતિહાસ તત્ત્વજ્ઞાન,કળા કે અહિંસાને લગતી સામગ્રી પણ પોતાને મળતી શક્તિ અને સગવડ તેમજ વિદ્વાનો તરફથી સહકારના પ્રમાણમાં હમેશાં જૈન સંઘ સમક્ષ ઉપસ્થિત કરતું રહીને જૈન સંઘની સેવા કર્યા કરે છે.

આમ અનેક રીતે ઉપયોગી આ સંસ્થા અને આ માસિકને નભાવવા અને એને પુષ્ટ કરવાં એ જૈન સંઘની ફરજ છે. સંમેલન વખતે આપણી સંસ્કૃતિના ગૌરવને ટકાવી રાખવા માટે જે દૂરદેશીભર્યું કાર્ય આપણે કર્યું હતું તે કેવળ આર્થિક સગવડના અભાવે અટકી ન જાય એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. જ્યા એક યા બીજા ધાર્મિક કાર્યો નિમિત્તે આપણુ સુખી ગૃહસ્થો હજારો રૂપિયા વાપરે છે ત્યાં વાર્ષિક માત્ર બે ચાર હજારની જ જરૂરિયાતવાળી આ સંસ્થા એ કેવળ આર્થિક સંકડામણના કારણે જ પોતાનું કામ ચાલુ ન રાખી શકાય એવી મૂંઝવણમાં આવી પડે એ આપણને નહી શોભે

આશા છે સમસ્ત જૈન સંઘ પોતાની સમિતિની વિનંતિને ધ્યાનમાં લઇ એની આર્થિક મૂંઝવણને દૂર કરવા કટિબદ્ધ થશે.　　[ "જૈન" તા. ૨૨-૯-૫૬ ]



# એ દિશામાં પગલાં પાડો

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

વિજ્ઞાનના આ કાળમાં, સાંપ્રદાયિકતા આથમતી જાય છે, અને ઉદાર વિચારસરણી વિસ્તરતી નજરે પડે છે. એ કાળમાં જૈન સમાજે જૈનધર્મમાં સમાયેલ ઉમદા તત્ત્વોને લાખોના હૃદયસોંસરવા ઉતારવાં હોય તો, સાહિત્યપ્રચારમાં વધુ લક્ષ્ય આપવું પડશે. ગોરખપુરમાંથી પ્રગટ થતા હિંદી 'કલ્યાણ' માસિક માફક પોતાના માસિકની 'શ્રી જૈન સત્યપ્રકાશ'ની—અને એમાં આજના યુગને બંધબેસતી શૈલીથી જૈન દર્શનની પ્રત્યેક વાતને સ્થાન અપાય તેવી–વ્યવસ્થા હાથ ધરવી પડશે. આપણી પાસે રાજનગર મુનિસંમેલનની સ્મૃતિના જીવંત પ્રતીકસમુ માસિક '**શ્રી જૈન સત્ય પ્રકાશ**' છે. એને અત્યાર સુધી પોતાના સંયોગ અનુસાર, શક્ય પ્રયત્નો કરી, જૈન-જૈનેતર સૌ કોઈને ઉપયોગી થઈ પડે તેવી સામગ્રી પીરસી જૈનધર્મની સેવા બજાવી છે.

એને પણ જ્યારે પોતાના ટકાવ અર્થે અપીલ બહાર પાડવી પડે ત્યારે આપણે ક્યાં છીએ અને દેશકાળની કુચ કેવી રીતે આગળ ધપી રહી છે એનું તોલન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. એક તરફ આપણે 'પ્રભાવના'ની કિંમત અપેક્ષાથી 'ભાવના' કરતાં પણ વધુ આંકીએ છીએ. પ્રતિવર્ષ હજારો રૂપિઆથી અધિક જ્ઞાનપ્રકાશન માટે ખરચીએ છીએ, 'સવી જીવ કરુ શાસનરસી' જેવી ઉમદા અને ઉદાર ભાવના સ્વજીવનમાં જીવી જનાર શ્રીતીર્થંકરદેવોના ઉપાસક હોઈ એનો ફેલાવો કરવામા મહાન્ ધર્મ સમજનારા પણ છીએ, છતાં જ્યારે અન્યની સરખામણીમા આપણા કાર્યનો સરવાળો મૂકીએ છીએ, ત્યારે પરિણામ સાવ છેલ્લે પાટલે જણાય છે! એટલે જ કહેવુ પડે છે કે હિંદી માસિક 'કલ્યાણે' વેદાંતના પ્રચાર અંગે જે મહાન્ કાર્ય કરી દેખાડ્યું છે એ **દિશામાં પગલાં પાડો.**

હિંદુગે આપણા સાહિત્ય પર જાણે અજાણે કુઠારાઘાત પડતા હોય, આપણી ભાવિ પેઢીને જૈનધર્મના ઉમદા રહસ્યની પિછાન ન હોય, આપણા જ સમાજનો મોટો ભાગ પૂર્વજોના ગૌરવવતા ઈતિહાસથી અનભિજ્ઞ હોય, જિજ્ઞાસુ-વર્ગ સામેથી માગતો આવે તો આપણી પાસે એની સામે ધરવા જેવુ, નવીન ને જૈનધર્મનુ શૃંખલાબદ્ધ જ્ઞાન પ્રાપ્ત થાય તેવુ સાહિત્ય ન હોય, એ શું ઓછી શરમની વાત છે? પણ જેની પાછળ મુનિસંમેલનના આશીર્વાદ છે એવા જ એક જરૂરી માસિકની દશા ટગુમગુ થઈ રહી હોય, હજારો ખરચાતા હોવા છતાં એની ઝોળીમા ફાંકફાંકા જેવી સ્થિતિ હોય, ત્યાં પ્રભાવના, અને દેશકાળને અનુરૂપ કરવાની વાત, એ શેખચલ્લીના હવાઈ કિલ્લા જેવી જ લાગવાની! આપણી પાસે વારસો તો અદ્ભુત છે આજની દુનિયાને ઉપયોગી થઈ પડે એવી સામગ્રીનો તોટો નથી.

એ સર્વને જનસમૂહ ઇચ્છે છે એ રીતે બહાર મૂકીએ તો જગત આખું આશ્ચર્યમગ્ન થાય એવું પણ છે; અને એ સારુ જ્ઞાનખાતાની રકમો પણ છે. અફસોસ એટલો જ કે વિવેકનો અભાવ, નધણીઆતી દશા! પોતાના પોશાક, એમાં વપરાતા વસ્ત્ર અને એ અંગેની કિંમત પાછળ ગણત્રી કરનારા વ્યવહારી સમાજને જ્ઞાનના ગ્રંથો, એમાં સમાયેલ અપૂર્વ રહસ્ય, એને સજાવવા જોઈતા સ્વાંગ, એ માટે આજના યુગની શૈલી અને હરકોઈ એનો લાભ મેળવી શકે તેવી ભાષા સંબંધે વિચાર સરખો પણ ઉદ્ભવતો નથી!

હવે સાહિત્ય પ્રકાશનને વ્યવસ્થિત બનાવ્યા વિના છૂટકો નથી. એને આજની પ્રજા હોંશે હોંશે પી જાય તેવું સર્જવું પડશે એમાં "**શ્રી જૈન સત્ય પ્રકાશ**" સવિશેષ ફાળો આપી શકશે એનામાં એ શક્તિનાં દર્શન થાય છે. એક વાર પ્રથમ એને પગભર બનાવો. એની ઝોળી છલકાવી દો અને પાલીતાણાના શ્રમણસંઘને આખી વાત નવેસરથી ઉપર વર્ણવ્યા ધોરણે વિચારી એ દિશામાં પગલાં પાડવા અપીલ કરો.

જગતમાં જ્ઞાનની ભૂખ જાગી છે. ભૂખ ભાંગી શકાય તેવો ખોરાક જૈન સાહિત્યમાં ભર્યો પડ્યો છે. અગત્ય છે એને યથાર્થ રૂપમાં-ઉચિત હાથોદ્વારા તૈયાર કરાવી પાત્ર સમૂહ સામે પીરસવાની.



( અનુસંધાન પૃષ્ઠ ૯થી ચાલુ )

ઈતિહાસ, પુરાતત્ત્વ, સ્થાપત્ય, ચિત્રકલા, રીત-ભાત, રિવાજ આદિ જાણવા માટે અણમોલ સામગ્રી જૈન વાઙ્મયમાં સંગૃહીત છે. અને તે વિના પ્રાચીન ભારત સંબંધી જ્ઞાન અધૂરું જ રહેવાનું છે.

ઉપરાંત વિશાળ જૈન વાઙ્મયમાં કથાનો પણ ઘણો મોટો ખજાનો ભરેલો છે આ કથાઓ આધ્યાત્મિક, ધાર્મિક તેમજ નીતિબોધક અને મર્મવેધક પદ્ધતિએ લખાયેલી હોવાથી આજના યુગની દૃષ્ટિએ પણ ઘણી જ ઉપયોગી અને લાભદાયક છે એમાં લોકરંજન અને લોકકલ્યાણ કરવાની ઘણી મોટી શક્તિ રહેલી છે છતાં અસંતોષની વાત એ છે કે બહ્ય જગતનો અત્યંત અલ્પભાગ જ આના પરિચયમાં આવ્યો છે અને આપણે પણ તેમને આકર્ષવા માટે કે પરિચય કરાવવા માટે જોઈએ તેવો પ્રયત્ન ઉઠાવ્યો નથી. છતાં એટલી વાત ચોક્કસ છે કે જગતમાં આના અત્યંત જિજ્ઞાસુ અને પિપાસુઓ પણ વસે છે, પરંતુ એ તૃષા છીપાવવા માટે સરોવર ક્યાં છે એની તેમને ખબર નથી હવે તો સરોવરે તરસ્યા પાસે જવું જોઈશે, એક વખત એમની તૃષા છીપાશે એટલે આપોઆપ જગતમાં સત્‌-જ્ઞાનના પિપાસુઓ એ તરફ વળશે જ. આ દૃષ્ટિએ આપણે સંશોધન-સંપાદન-પ્રકાશન-પ્રસ્તાવનાલેખન, નૂતનસાહિત્યનિર્માણ આદિ કરીને જગતને યથાશક્ય પહોંચાડવું જોઈશે એમ કરીશું તો આપણી સર્વકલ્યાણકર જૈન સંસ્કૃતિ જગતના ઉધ્ધારમાં ઘણો મોટો ફાળો અવશ્ય આપી શકશે

स. २००७ भाद्रपद कृष्णदशमी
मु **मालेगांव** ( जिल्ला-नाशिक )

मुनिराजश्री भुवनविजयान्तेवासी
**मुनि जम्बूविजय**



## કલિકાલસર્વજ્ઞ આચાર્ય

# શ્રી. હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા

### લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી. જંબૂવિજયજી

**જૈનશાસનના** મહાન જ્યોતિર્ધર કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી. **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજના પુણ્યનામથી જૈનપ્રજામાં ભાગ્યે જ કોઈ અપરિચિત છે. એટલું જ નહિ, પણ વિશ્વના કોઇ પણ ખૂણામાં વસતા સંસ્કૃતસાહિત્યના અભ્યાસી તમામ જૈન–જૈનેતર વિદ્વાનોમાં પણ એમનું નામ અત્યંત પ્રસિદ્ધ છે. ભારતીય સંસ્કૃતિના ઘડતરમાં અને ભારતીય સાહિત્યમાં એમણે જે અમૂલ્ય અને મહાન ફાળો આપ્યો છે તે પ્રત્યે દુનિયાનો તમામ સમજુ વિદ્વાનવર્ગ અત્યંત આદર અને પૂજ્યબુદ્ધિ ધરાવે છે સર્વે દર્શનોના અને સર્વે ધર્મોના સાહિત્યનું મૌલિક અને સંપૂર્ણ જ્ઞાન તેમજ સાહિત્યની તમામ શાખાઓમાં એમની પારંગતતા એમના પ્રત્યેક સાહિત્યમાં જણાઈ આવે છે. એ સિદ્ધ કરી આપે છે કે ખરેખર તેઓ કલિકાલસર્વજ્ઞ હતા અને જ્ઞાનરૂપી મહાસાગરને જાણે પી જ ગયા હતા. તેઓ માત્ર મહાન સાહિત્યકાર જ ન હતા, પણ એક મહાન આધ્યાત્મિક યોગીશ્વર પણ હતા ખરું કહીએ તો તેમને દરેક ક્ષેત્રમાં–વિષયમાં મળેલી સફળતાનું બીજ આ તેમની યોગસાધનાના પ્રભાવમાં જ રહેલું છે. ઉપરાત તેઓ એક મહાન અને પવિત્ર રાજદ્વારી પુરુષ પણ હતા. સમગ્ર પ્રાણિમાત્રના હિતની દૃષ્ટિને નજર સન્મુખ રાખીને તેમણે રાજનીતિમાં અહિંસાના પ્રચારનો જે મોટો ભાગ ભજવ્યો છે તે એમના જીવનનું અત્યંત મહત્ત્વનું પુણ્યકાર્ય છે આ બધી એમના જીવનની વિવિધ અલૌકિક શક્તિઓ અને સિદ્ધિઓ આજે પણ વિદ્વાનોને આશ્ચર્યમાં મગ્ન કરી દે છે. મહર્ષિ **હેમચંદ્રસૂરિ** પ્રત્યે જગતના નિષ્પક્ષ વિદ્વાનો કેટલો આદર અને પૂજ્યભાવ ધરાવે છે તેમજ તેમણે **ભારતવર્ષ** ઉપર કરેલા ઉપકારનું કેટલું બધું મૂલ્ય આંકે છે એ હકીકત શ્રી. કે. **એમ. પાણિક્કર** જેવા સંસ્કૃત સાહિત્યના મહાન વિદ્વાન અને ઇતિહાસવેત્તાના લખાણથી પણ વ્યક્ત થાય છે. **શ્રી. કવલમ્ માધવ પાણિક્કર** કે જેઓ **બિકાનેર** રાજ્યના ભૂતપૂર્વ દિવાન અને વર્તમાનમાં **ભારત** સરકાર તરફથી **ચીનમાં** એલચી તરીકે નિમાયેલા છે, તેઓ સંસ્કૃત-સાહિત્યના ઉચ્ચકોટિના અભ્યાસી અને વિદ્વાન છે. ઇતિહાસમાં તો તેઓ નિષ્ણાત જ ગણાય છે. ઉપરાંત પત્રકારત્વ અને રાજદ્વારી ક્ષેત્રમાં પણ તેમણે ઘણી નામના મેળવી છે. તેમણે થોડા વખત પૂર્વે A Survey of Indian History નામનું ઇતિહાસનું પુસ્તક લખેલું છે. આ પુસ્તક એટલું બધું સુંદર છે કે અત્યારે તે I A S[1] (Indian Admini-

---

૧. બ્રિટિશશાસન દરમ્યાન જે I. C. S (Indian Civil service)ની પરીક્ષા લેવાતી આવતી હતી તેને સ્થાને જ I. A. S. ની પરીક્ષા અત્યારે લેવામાં આવે છે.

strative Service)ની પરીક્ષામાં ઈતિહાસના પુસ્તક તરીકે ફરજિયાત -નિયુક્ત થયેલુ છે. આ પુસ્તકમાં રાજાઓનાં જન્મ-મરણ, રાજ્યારોહણ કે યુદ્ધોની તવારીખો–મિતિઓના વર્ણન નથી પણ છેલ્લા પાચ હજાર વર્ષોમા ભારતનુ આધ્યાત્મિક, ધાર્મિક, રાજનૈતિક, આર્થિક તેમજ સામાજિક વગેરે દૃષ્ટિએ ઉત્થાન અને પતન કેવી રીતે થયુ હતું તેની પાછળ કયા કયા બળોએ કેવી રીતે કામ કર્યું હતુ તેમજ ભારતીય સસ્કૃતિ ઘણા આઘાત પ્રત્યાઘાતો લાગવા છતાં કેવી રીતે જીવત રહી છે એનુ ખૂબ સુદર ચિત્ર આલેખવામા આવ્યું છે. ઇતિહાસના વિષયમા આ પુસ્તક અનોખી ઢબનું જ છે અને ઘણુ આદરપાત્ર થયેલું છે. આ ગ્રથના "ઇસ્લામ અને ભારત" (Islam and India) નામના પ્રકરણમાં શ્રી **કે. એમ. પાણિક્કર** આચાર્ય **હેમચંદ્રસૂરિએ** ભારતવર્ષ ઉપર કરેલા ઉપકારના સબંધમાં અત્યંત માનપૂર્વક લખતાં જણાવે છે કે—

In fact due to crisis brought about by Islam, religion and literature tended to become less the monopoly of the learned and more and more a cause of the common people.

It would, however, be untrue to say that Sanskrit literature ceased to be cultivated. We have in Gujerat the great resurgence of Sanskrit associated with Hemachandra Suri and the magnificent and learned court of Virdhavala whose minister Vastupala, himself a poet of eminence, revived the traditions of Bhoja in the west...unconnected with the influence of Islam but contemporaneous with it is the great revival of Jainism The religion of Vardhaman had been eclipsed for long by the success of Buddhism. But from the Hathigumpha inscription of Kharvela we know that the Kaling monarch was a follower of the Tirthankaras. It seems to have had also a considerable vogue in the south in the first six centuries of the Christion era, as we know from Pallava records and south Indian litereture In Gujerat it had at all times a vigorous, if restricted, life In the twelfth century however when Kumarpala comes to power it suddenly rises into prominence. An Acharya of ontstanding ability, scholarship and wide vision, comparable only to Shankar, arose among them Hemachandra Suri; ascetic, lexicographer, epic poet and teacher is indeed a unique personality, one of the greatest that India has produced. His main contribution to Jainism may be generally described as a very successful attempt to combine the Aryan culture with Jain thought In his Lives of Great Men the Purusha Charit—an epic in many volumes Hemchandra

popularised in a Jain garab the entire mythology of the Hindus. The stories of the Mahabharat and the Ramayana and the great traditions of the past were all embodied in this monumental work which earned for its author the title of Kalikala Vyasa. Hemchandra is one of the makers of modern Indian mind and takes his place with Valmiki, Vyasa and Sānkara.

Hemchandra wrote in Sanskrit and impetus he gave to language was no doubt responsible for the great amount of sanskrit literature produced at this time in Gujerat. Balachandra Suri ( Vasant vilas, 1296 ), Yasapala ( author of Maha Moha Vijaya ), Ramchandra Suri ( Nala Vilasa ), Vastupala himself ( Narnarayaniya ) to mention but a few are among the prominent Jain authors of the thirteenth century who contributed to the richness of Sanskrit. Jainism after Hemchandra took its place as a great vehicle of Sanskrit culture.

[ A survey of Indian History. P. 164–165 ]

"ભારતવર્ષમાં મુસ્લિમ ધર્મના આવવાથી જે કટોકટી નિર્માણ થઈ હતી તેનું એક પરિણામ આવ્યું હતુ કે ધર્મ અને સાહિત્ય એ વિદ્વાન માણસોના ઈજારાની ચીજ મટીને અધિકાધિક આમ જનતાનો વિષય થયે જતાં હતાં.

આમ છતાં પણ, સંસ્કૃત સાહિત્યનું ખેડાણ અટકી ગયું હતું એમ કહેવું એ ખોટું ગણાશે શ્રી. **હેમચંદ્રસૂરિ** અને રાજા **વીરધવલની** શ્રેષ્ઠ અને વિદ્વાન રાજસભાની સાથે સંકળાયેલો સસ્કૃતસાહિત્યનો મહાન પુનરુદ્ધાર આપણને જોવા મળે છે રાજા **વીરધવલના** મંત્રી **વસ્તુપાલ** કે જે પોતે ( સસ્કૃતના ) એક નામાંકિત કવિ હતા તેમણે **ભોજરાજાની** ( નષ્ટ થઈ ગયેલી ) પરંપરાને પશ્ચિમમા પુનરુજ્જીવિત કરી હતી.

જો કે મુસ્લિમધર્મની અસર સાથે કશો સબંધ નથી છતાં મુસ્લિમ ધર્મના પ્રવેશ સાથે જૈનધર્મનો પણ મહાન ઉદય થયો હતો. બૌદ્ધધર્મના ઉદયથી ભગવાન મહાવીરનો ધર્મ ઘણા વખત સુધી ઢંકાઈ ગયેલો હતો. પરંતુ ( ઓરિસાની ) **હાથીગુફામાંના** રાજા **ખારવેલના** શિલાલેખથી આપણે જાણી શકીએ છીએ કે **કલિંગમહારાજા ખારવેલ** તીર્થંકરોના અનુયાયી હતા. ઈસ્વીસનની શરૂઆતની છ શતાબ્દીઓમા દક્ષિણ ભારતમાં પણ જૈનધર્મ ઘણા મોટા પ્રમાણમા પ્રચલિત હતો, એ પણ આપણે **પલ્લવોની** નોંધો ઉપરથી અને દક્ષિણ ભારતના સાહિત્ય ઉપરથી જાણી શકીએ છે. **ગુજરાતમાં** જૈનધર્મ, જો કે મર્યાદિત સ્વરૂપમાં છતાં, હમેશા બળવાન રહ્યો છે. છતાં બારમી સદીમાં **કુમારપાળ** જ્યારે સત્તા ઉપર આવ્યો ત્યારે જૈનધર્મનો મોટા પ્રમાણમાં એકાએક અભ્યુદય થવા પામ્યો હતો. અસાધારણ શક્તિ, વિદ્વત્તા અને દીર્ઘ દૃષ્ટિ ધરાવતા, તેમજ જેમની સરખામણી **શંકરાચાર્ય** સાથે જ કરી શકાય તેવા આચાર્ય **હેમચંદ્રસૂરિ** જૈનોમાં

પ્રકાશમાં આવ્યા. શ્રી **હેમચંદ્રસૂરિ** યોગી ( મહર્ષિ ) હતા, શબ્દશાસ્ત્રના નિર્માતા હતા, મહાન કવિ હતા, ધર્મોપદેશક પણ હતા. તેમનુ વ્યક્તિત્વ ખરેખર અદ્વિતીય છે. ભારતવર્ષે જે મહાનમાં મહાન સર્વશ્રેષ્ઠ પુરુષોને જન્મ આપ્યો છે તે પૈકીના એક શ્રી **હેમચંદ્રસૂરિ** છે. આર્યસંસ્કૃતિ સાથે જૈન વિચારોનો સમન્વય સાધવા માટે તેમણે જે અત્યત સફળ પ્રયત્ન કર્યો છે તેને "જૈન ધર્મમાં તેમણે આપેલા મુખ્ય ફાળો" તરીકે આપણે વર્ણવી શકીએ. **ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર** કે જે ઘણા વિભાગોનું બનેલું એક મહાકાવ્ય છે તેમા આચાર્ય શ્રી **હેમચંદ્ર**સૂરિએ હિંદુઓની પ્રાચીન કથાઓને જૈનસ્વરૂપમા લોકોને બહુ જ ગમી જાય તેવી રીતે રજુ કરી છે. મહાભારત અને રામાયણની કથાઓને તેમ જ ભૂતકાળની મહાન પરંપરાઓને તેમના યાદગાર ગ્રંથ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં તેમણે જે ગૂથી લીધી છે તેથી ખરેખર તેમણે **કલિકાલવ્યાસ**નું બિરુદ મેળવ્યુ હતું આચાર્ય શ્રી હેમચંદ્ર એ ખરેખર વર્તમાનકાલીન ભારતીય માનસને ઘડનારા પૈકીના એક છે. અને ( ભારતીય ઇતિહાસમાં ) તેમનુ સ્થાન **વાલ્મીકિ** ( રામાયણના કર્તા ), **વ્યાસ** ( મહાભારતના રચયિતા ) અને **શંકરાચાર્ય** જેવુ છે.

શ્રી. **હેમચંદ્ર**સૂરિએ સસ્કૃત ભાષામા સાહિત્ય નિર્માણ કર્યું હતુ, અને આ કાળે ગુજરાતમાં જે ઘણા જ મોટા પ્રમાણમાં સસ્કૃત સાહિત્ય રચાયુ હતું તે શ્રી. **હેમચંદ્ર**સૂરિએ સંસ્કૃત ભાષામાં જે પ્રાણ રેડ્યો હતો તેને જ આભારી છે, એમાં જરા પણ શકા નથી. **બાલચંદ્ર**સૂરિ (વસંતવિલાસના કર્તા, ૧૨૯૬), **યશઃપાલ** (મહામોહવિજય (મોહપરાજ્ય)ના કર્તા ), **રામચંદ્રસૂરિ** (નલવિલાસના કર્તા) તથા **વસ્તુપાલ** મંત્રી (નરનારાયણીયના કર્તા) કે જેઓ તેરમી શતાબ્દીના મહાન જૈન ગ્રથકારો છે ને જેમણે સંસ્કૃતભાષાની સમૃદ્ધિમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. ( ખરુ કહીએ તો ) હેમચદ્રાચાર્ય પછી જૈનધર્મે સંસ્કૃત સંસ્કૃતિના મહાન વાહન તરીકેનું સ્થાન લીધુ છે."

ઉપરના લખાણુથી આપણે જોઇ શકીએ છીએ કે નામાંકિત જૈનેતર વિદ્વાનો પણ આ. શ્રી **હેમચંદ્ર**સૂરિ પ્રત્યે કેટલુ બધુ બહુમાન ધરાવે છે. દેશ-પરદેશના ઘણા ઘણા મોટા વિદ્વાનોએ તેમની મુક્તકંઠે પ્રશસા કરી છે ને નિષ્પન્ન વિદ્વાનો તેમના નામની પ્રશસાં કરતાં થાકતા જ નથી.

આ તો શ્રી. **હેમચંદ્ર**સૂરિની જ વાત થઇ પણ વ્યાપક દષ્ટિએ જોઈએ તો આખું જૈન વાઙ્મય જ એવુ છે કે ભારતીય સંસ્કૃતિના નિર્માણમાં એણે ઘણો મોટો ભાગ ભજવ્યો છે. ભારતવર્ષના સમાજવિકાસ તેમજ લોકપ્રવૃત્તિ આદિ અનેક વિષયોમાં તેની ઘેરી છાપ જોવામા આવે છે. કારણ કે અતીત કાળમા જૈન ધર્મ ભારતના કોઈ નાનકડા ભાગ પૂરતો જ મર્યાદિત નહોતો, કિન્તુ પૂર્વમાં **બંગાળ**થી માંડી પશ્ચિમમાં **ગંધાર** ( આજનુ અફઘાનિસ્તાન ) અને ઉત્તરમા **કાશ્મીર**થી માડી દક્ષિણમા **કન્યાકુમારી**ની ભૂશિર સુધી ભારતવર્ષની પ્રજામાં ચોફેર વ્યાપક રીતે પળાતો ધર્મ હતો.

જૈનધર્મનું વાઙ્મય આજે પણ ઘણા મોટા પ્રમાણમાં અનેકાનેક ભંડારોમાં સુરક્ષિત અવસ્થામા મળે છે દેશવિદેશના જે જે વિદ્વાનોએ ભારતીય પ્રાચીન સ્વરૂપનુ અધ્યયન અવગાહન અને સશોધન કર્યું છે તેમણે મુક્તભાવે આ હકીકતનો સ્વીકાર કર્યો છે કે ભારતીય

( જુઓ: અનુસધાન પૃષ્ઠ ૫ )

# અઢી હજાર વર્ષો પહેલાં
# રામાયણુ વિષે થયેલી ચર્ચા
## ( જૈન રામાયણો )

લેખકઃ—શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.

**પ્રાચીન જૈન સાહિત્યમાં**—આગમ સાહિત્યમાં અને તેની પ્રાકૃત-સંસ્કૃત વ્યાખ્યાઓમાં ૬૩ મહાપુરુષોનાં નામોનો નિર્દેશ મળી આવે છે. તેમાં ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ બલદેવો, ૯ વાસુદેવો, અને ૯ પ્રતિવાસુદેવોનો સમાવેશ થાય છે. પ્રતિવાસુદેવોનો વિનાશ વાસુદેવો દ્વારા થતો હોવાથી અને તેમનાં રાજ્યો વાસુદેવોને અધીન થતા હોવાથી પ્રતિવાસુદેવોની ૯ સંખ્યા જૂદી ન ગણતા ૫૪ મહાપુરુષોની પણ ગણના થાય છે સમવાયાગ-સૂત્ર આવશ્યકસૂત્ર, નંદીસૂત્ર વગેરેમાં તેના ઉલ્લેખો મળે છે વર્તમાનમાં વિચ્છેદ ગયેલા મનાતા બારમા અગ-દૃષ્ટિવાદનો એક ભાગ અનુયોગ ( મૂલ પ્રથમાનુયોગ, તથા ગંડિકાનુયોગ ) હતો, તેમાં આ મહાપુરુષોનાં ચરિત્રો હતાં—તેમ માનવામા આવે છે.

તેમા પ્રસ્તુત રામાયણના મહાપુરુષ રામચદ્રજીને આઠમા બલદેવ( બલરામ ) તરીકે પ્રા. નામ પઉમ-સ. નામ **पद्म** એવો અપરનામથી ઓળખાવવામાં આવેલ છે, તથા લક્ષ્મણને આઠમા વાસુદેવ તરીક અને રાવણને આઠમા પ્રતિવાસુદેવ તરીકે સૂચવવામાં આવેલ છે.

મલ્લવાદીએ પદ્મચરિત નામનું રામાયણ ૨૪૦૦૦ શ્લોક-પ્રમાણ રચ્યું હતું એવો ઉલ્લેખ સ. ૧૩૩૪ના પ્રભાવક ચરિત્રમાં છે, પરતુ તે હજી સુધી જોવા જાણવામા આવ્યુ નથી

[૧]

જૈન પરંપરામાં જે રામાયણો મળી આવે છે, તેમાં પ્રથમ ઉલ્લેખ પ્રાકૃતભાષામય **पउम-चरिय** નામના પુરાણ ગ્રંથનો કરી શકાય, જેમાં ૧૧૮ પર્વો છે જેનુ શ્લોક-પ્રમાણ લગભગ દસ હજારનુ છે. એની રચના-સબધમાં તેના અતમાં જણાવ્યુ છે કે—"ધર્મના આશય-આશ્રયવાળુ એ મહાર્થ **રામ-ચરિત** પહેલાં **વીરજિને** કહ્યુ હતુ, પછી **ઇંદ્રભૂતિએ** શિષ્યોને કહ્યુ હતુ, પછી સાધુ પરપરાદ્વારા લોકોમાં સકલ સ્ફુટ રીતે પ્રકટ રચ્યુ હતુ હાલમાં **વિમલે** સૂત્ર-સૂક્ત સાથે તેને ગાથા-નિબદ્ધ કર્યું છે **વીર** સિદ્ધિ પામ્યા પછી દુષમા કાલના ૫૩૦ વર્ષો જતાં ( અર્થાત્ વિક્રમસવત ૬૦મા=ઈસ્વીસન ૩મા) આ ચરિત્ર રચવામા આવ્યું છે.[1]

પ્રા. ચરિત્રકારે પોતાના પરિચયમા જણાવ્યુ છે કે 'સ્વ-સમય અને પર-સમયના સદ્ભાવને ગ્રહણ કરનાર **રાહુ** નામના **આચાર્ય** થયા, તેમના શિષ્ય **વિજય** થયા, જે **નાઈલ** (નાગિલ)કુલ **વંશના** નદિકર-મગલ સમૃદ્ધિ કરનાર થયા, તેમના શિષ્ય **વિમલસૂરિએ**

---

१ " एय **वीरजिणेण राम-चरियं** सिट्ठ महत्थ पुरा,
**पच्छाऽऽखण्डलभूइणा** उ कहिय सीसाण धम्मासय ।
भूओ साहु-परंपराए सयल लोए ठिय पायड,
एत्ताहे-**विमलेण** सुत्त-सहिय गाहा-निवद्ध कय ॥
**पञ्चेव** य **वास-सया** दुसमए **तीस**-वरिस-सजुत्ता ।
**वीरे सिद्धिमुवगए,** तओ **निवद्धं** इम **चरियं** ॥ "

પૂર્વમાં રહેલાં નારાયણ અને સીરિ-હલધર-બલદેવ'ના ચરિત્રો સાભળી આ રાઘવ-ચરિત રચ્યુ છે ૨"

કવિએ મગલાચરણ કર્યા પછી તેના પ્રારભમા જણાવ્યુ છે કે "નામાવલીમા નિબદ્ધ, આચાર્યોની પરપરાથી આવેલ સર્વ પદ્મ-ચરિતને હુ અનુક્રમે સક્ષેપથી કહીશ. જેને ત્રણે કાલ(વર્તમાન, ભૂત અને ભવિષ્ય)નુ જ્ઞાન હોય તેવા કેવલી (પરિપૂર્ણ જ્ઞાની) જિન સિવાય બીજો કોણ સમસ્ત પદ્મચરિતનુ વર્ણન કરી શકે? પહેલાં જિનવરના મુખથી બહુ વિકલ્પવાળો જે અર્થ નીકળ્યો, તે ગણધરોએ ધારણ કરી રાખી, સક્ષેપ માત્ર જ ઉપદિષ્ટ કર્યો હતો. એવી રીતે પરપરાએ પૂર્વ ગ્રથો અને અર્થોની પરિહાણી(હાનિ) થઈ છે, કાલનો ભાવ જાણી બુધજને રુષ્ટ ન થવુ જોઈએ"

આ ચરિત્રનો વિશેષ સબધ દર્શાવતાં કવિએ આગળ સૂચન કર્યું છે કે "વિપુલગિરિના મનોહર શિખર પર વીરજિનનુ શ્રેષ્ઠ સ્થાન હતુ, તે પ્રસગે શ્રેણિકરાજા આગળ ઇંદ્રભૂતિએ એ સર્વ કહ્યુ હતું."

ત્યાં શ્રેણિક-ચિંતા-વિધાન નામના બીજા ઉદ્દેશમાં જણાવ્યુ છે કે "રાજપુર (રાજગૃહ) મગધદેશના રાજા શ્રેણિક વીર જિનને ભાવથી પ્રણામ કરી સર્વ પરિવાર સાથે એ નગરમા આવ્યા પછી રાત્રે નિદ્રા સેવતાં સ્વપ્નમા પણ જિનવરેન્દ્રને જુએ છે અને પોતાના પરમ સંશયોને પ્રયત્ન(આદર)-પૂર્વક પૂછે છે. પ્રભાતે મગલ વાજિત્રોના નિનાદ અને મંગલ-પાઠકોના શબ્દ દ્વારા સેકડો મગલોથી સ્તુતિ કરાતા તે મહાત્મા (રાજા શ્રેણિક) ઊઠયા અને વિચારવા લાગ્યા કે વીરે કહ્યું છે કે આ ભુવન, ચક્રધર વગેરે પુરુષોથી વિભૂષિત ધર્મ-સયુક્ત હોય છે. આ તરફ પદ્મ-ચરિતમાં મારુ મન પરમસદેહ કરે છે કે—અસત બલવત એવા પણ શ્રેષ્ઠ રાક્ષસો વાનરો દ્વારા કેવી રીતે હણાયા-વિનાશ પામ્યા? જિનવરના ધર્મ વડે જ તેઓ મોટામાં મોટા કુલમા ઉત્પન્ન થયાં હતા, સેંકડો વિદ્યાઓમાં પારગત થયેલા હોઈ બલથી ગર્વિત એવા તે વીરો હતા"

"લોકશાસ્ત્રમા સભળાય છે કે રાવણ વગેરે સર્વ રાક્ષસો હતા; વસા (ચરબી), લોહી, માસ વગેરે ખાન-પાન આહાર કરનારા હતા કહેવાય છે કે રાવણનો ભાઈ મહાબલવાન કુંભકર્ણ નામનો હતો, તે ૭ મહિના સુધી નિર્ભય થઈ નિરંતર શય્યામા સૂઈ રહેતો હતો જો મોટા પર્વત જેવા હાથીઓ વડે તેના અગને પીડા કરવામાં આવે-પીલવા-દબાવવામાં આવે, અને સૂતેલા તે કુંભકર્ણના કાનોને તેલના ઘડાઓથી ભરી દેવામાં આવે, તથા સામે પટુ પટહ(ઢોલ) વગેરે વાજિત્રો વાગતાં હોય, તો પણ તેના શબ્દને તે સાભળતો નહિ-ગણકારતો નહિ અને પૂર્ણ કાલ-પૂરેપૂરો સમય થયા વિના તે મહાત્મા શય્યાથી ઊઠતો નહિ.

---

૨ "राहू नामायरिओ, ससमय-परसमय-गहिय-सब्भावो ।
विजओ य तस्स सीसो, नाइलकुल-वंस-नंदियरो ॥
सीसेण तस्स रइय, राहव-चरियं तु सूरिविमलेणं ।
सोऊण पुव्व-गए, नारायण-सीरि-चरियाइं ॥"

पउमचरिय પર્વ ૧૧૮, ગાથા ૧૧૨-૧૧૩, ૧૧૭, ૧૧૮—જૈનધર્મપ્રસારક સભા, ભાવનગરથી સં. ૧૯૭૦મા પ્રકાશિત.

અને ઊઠયો છતો ક્ષુધાતુર થઈને એવો ઘોર ભયંકર આહાર કરવા લાગતો કે જે કોઈ સામે આવે, તે હાથી, પાડા વગેરેને પણ ગળી જતો. ઘણા દેવ, મનુષ્ય હાથી વગેરે દ્વારા ઉદર ભરણ કરીને ફરી પાછો તે સેજ પર ચડીને નિર્ભય રીતે છ મહિના સુધી સૂતો હતો "

"એવી રીતે બીજું પણ સંભળાય છે કે રાવણ ઇંદ્રને સંગ્રામમાં જીતીને, તેને નિગડબદ્ધ કરીને (કેદી બનાવીને) લંકાનગરીમાં આવ્યો હતો. સુરો અને અસુરોથી સહિત એવા પણ આ ત્રણે લોકમાં ઇંદ્રને જીતવા કોણ સમર્થ છે? જે( ઇંદ્ર ) સાગર–પર્યન્ત જંબૂદ્વીપને ઉદ્ધરવા શક્તિમાન છે, જેને ગજેન્દ્ર ઐરાવણ છે, અને જેની પાસે વજ્ર એ અમોઘ પ્રહરણ છે, તે( ઇંદ્ર )ના ચિન્તન ( ઇચ્છા ) માત્રથી પણ બીજો કોઈ પણ ભસ્મ–રાશિ થઈ જાય. જેમ કે હરણે સિંહને હણ્યો અને કૂતરાએ હાથીને ભગાડ્યો—ભગ્ન કર્યો–એવુ વિપરીત પદાર્થવાળુ **રામાયણ** કવિઓએ રચ્યું છે. ઉપપત્તિ યુક્તિથી વિરુધ્ધ પ્રતીતિ ગુણો વડે અસત્ય એવા એ સર્વ પ્રત્યે પુરુષો શ્રદ્ધા કરતા નથી કે જેઓ લોકમાં પંડિતો હોય છે." એવી રીતે વિચાર કરતા મહારાજા સંશયનો પરિહાર કરવા માટે જિનનાં દર્શન કરવા માટે ઉત્સુક મનવાળા થઈ ત્યાં જવા માટે ઉત્સાહી થયા "

ત્યાર પછી **વિદ્યાધરલોક**—વર્ણન નામના ત્રીજા ઉદ્દેશમાં ત્યાં જણાવ્યું છે કે ( તે રાજા શ્રેણિક ) શ્રેષ્ઠ ગજેન્દ્ર પર આરૂઢ થઈને ચતુરંગી સેના સાથે નગરમાંથી બહાર નીકળી તે પ્રદેશમાં આવે છે, જ્યાં ગણધર ભગવાન ગૌતમ (ઇંદ્રભૂતિ) મુનિવર ગણ–સંઘમાં રહેલા છે, જે તેજ વડે શરદ્ ઋતુના સૂર્ય જેવા છે, તેમના દર્શન કરે છે અવસરે પરમ વિનય–પૂર્વક તે તેમને પૂછે છે કે—"હે મહાયશ ! હું **પદ્મ–ચરિત** પરિસ્ફુટ રીતે સાંભળવા ઇચ્છું છુ, કુશાસ્ત્રવાદીઓએ વિપરીત પ્રસિદ્ધિ ઉત્પન્ન કરી છે જો **રાવણ** નિશાચર, શ્રેષ્ઠ દેવ( ઇંદ્ર ) જેવો અત્યંત પરાક્રમી હતો, તો તે વાનર–તિર્યંચો દ્વારા રણમાં પરાભવ કેમ પામ્યો ? **રામે** અરણ્યમાં સોનાના દેહવાળા હરણને બાણથી ભેદ્યો( વિંધ્યો ), તથા **સુગ્રીવ**, **સુતારા** માટે છિદ્ર વડે **વાલીને** માર્યો, [ **રાવણે** ] દેવલોકમાં જઈ, સર્વ અર્થશાસ્ત્રમાં કુશલ ઇંદ્રને યુદ્ધમાં જિતી, દૃઢ કઠણ નિગડોથી બાંધી કેદખાનામાં નાખ્યો. **કુંભકર્ણ** છ માસ સુધી સૂતો હતો; વાનરોએ શ્રેષ્ઠ સાગર પર સેતુ કેવી રીતે બાંધ્યો ? ભગવન ! પ્રસાદ કરો. હેતુ–સંયુક્ત સત્ય અર્થને કહો; જ્ઞાન ઉદ્દ્યોતવડે સંદેહરૂપી અંધકારને નષ્ટ કરો "

"ત્યાર પછી ગણધરેન્દ્રે કહ્યુ કે–હે શ્રેષ્ઠ રાજન ! કાન દઈને તથા મન દઈને સાંભળો; જેની રીતે કેવળીઓએ( પરિપૂર્ણ જ્ઞાનીઓએ ) કહ્યુ છે, તે પ્રમાણે હું તમને કહું છું. દશાનન એ 'રાક્ષસ' ન કહેવાય તથા તે 'માંસાહારી' પણ ન કહેવાય, મૂઢ કુકવિઓ જે એમ કહે છે, તે સર્વ અસત્ય છે. હે રાજન ! પીઠ–બંધથી રહિત કહેવાતું કથન તે ભાવાર્થ આપતું નથી, અને કપાયેલા મૂળ જેવું એવુ વચન તે હીન ગણાય; તેથી પ્રથમ ક્ષેત્ર–વિભાગ અને કાલ–વિભાગનુ વર્ણન કરીશ અને તેમાં મોટા મહાપુરુષોના ચરિત્રને તમે અનુક્રમે સાંભળો " એ પછી આગળ તે પ્રમાણે વર્ણન છે.

શકકાલ ૭૦૦=વિક્રમ સંવત ૮૩૫માં દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનાચાર્યે રચેલી પ્રાકૃત કુવલયમાલાકથામાં આ **વિમલાંક** કવિના પ્રાકૃત( પઉમ-ચરિય )ની પ્રશંસા કરી છે.[૧]

૧ "जारिसय **विमलंको**, विमल को तारिस लहइ अत्थ ? ।
अमयमइय च सरस, सरस चिय **पाइयं** जस्स ॥"

શ્રી સિદ્ધરાજ જયસિંહના રાજ્ય-કાલમાં સં. ૧૧૯૮માં **ભૃગુકચ્છ**( ભરૂચ ) માં લખાયેલી આ **પઉમચરિત્ર**ની તાડપત્રીય પ્રતિ **જેસલમેર** દુર્ગના ભંડારમાં ( નં. ૧૫૨ ) છે, તેવો નિર્દેશ અમે જે ભં. ગ્રંથસૂચી ( પૃ. ૧૭ )મા કર્યો છે.

[ ૨ ]

શ્વેતાંબર[1] જૈનાચાર્ય **વિમલસૂરિ**ના પ્રાકૃત **પઉમચરિય**ને દિગંબર કવિ **રવિષેણ** આચાર્યે વીર-નિર્વાણ પછી ૧૨૦૩।। વર્ષો પછી ( અર્થાત્ વિક્રમસંવત્ ૭૩૪ માં ) સંસ્કૃત-પદ્યોમાં-રૂપાન્તર કરી બીજુ **પદ્મ-ચરિત** પુરાણ રચ્યુ છે,[2] જે ૧૨૩ પર્વોમા ૧૮૦૦૦ શ્લોક-પ્રમાણમાં મળે છે, પરંતુ તેમાં **વિમલસૂરિ**નો નામનિર્દેશ કર્યો જણાતો નથી તે **માણિકચંદ**-દિગંબર જૈન-ગ્રંથમાલામાં મુંબઈથી નં. ૨૯ થી ૩૧ માં ૩ ખંડોમાં સં. ૧૯૮૫ મા પ્રકાશિત થયેલ છે.

દિ. પં. શ્રીયુત નાથૂરામ પ્રેમીજીએ 'जैन साहित्य और इतिहास' ( પૃ ૨૭૨ થી ૨૯૨ )માં 'पद्मचरित और पउमचरिय' નામના હિંદી લેખમાં વિસ્તારથી સમીક્ષા કરવા છતાં એ કૃતિને સ્પષ્ટ રીતે શ્વે. જૈનાચાર્યની સ્વીકારવામા સંકોચ કર્યો છે, તથા શ્વેતાંબર સંપ્રદાયની પ્રાચીનતા સિદ્ધ ન થઈ જાય, તે માટે આ રચનાને શ્વે. દિ વચ્ચેની ત્રીજી વિચાર ધારા તરીકે જણાવી લાગે છે તેઓએ તેમાંની શ્વે. પરંપરા-વિરુધ્ધ દર્શાવેલી હકીકતો એ વિચારતા વાસ્તવિક નથી.

—તીર્થંકરોની માતાને જે ૧૪ સ્વપ્નો આવે છે, જેનો નિર્દેશ **કલ્પસૂત્ર** વગેરેમાં મળે છે; તે પ્રમાણે આ ગ્રંથમાંના 'विमाण वरभवण' પાઠનો અર્થ વ્યાખ્યાકારોએ સમજાવ્યો છે, તે પ્રમાણે વિચારતા સ્વપ્ન સંખ્યા ૧૫ ગણી શકાય નહિ. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ ને શ્વે. જૈનો સ્થાવર માને છે અને દ્વીન્દ્રિયાદિને ત્રસ માને છે 'श्वेताम्बर सम्प्रदायके अनुसार पृथ्वी, जल और वनस्पति ही स्थावर है. अग्नि, वायु और द्वीन्द्रियादि त्रस है'—આવુ દિ પં નાથૂરામ પ્રેમીજીનું કથન ભ્રાંતિવાળુ છે, શ્વે. સં. અગ્નિ અને વાયુને ત્રસ માને છે, એવું કયા આધારે જણાવે છે, તે ત્યાં સૂચવ્યુ નથી.

---

૧ પ્રા. પઉમચરિયમાંની નીચે જણાવેલી ગાથાઓમાં રહેલા શ્વેતવસ્ત્ર, શ્વેતાંબર, રજોહરણ વગેરે શબ્દો વાંચનાર-વિચારનાર કોઇ પણ સાક્ષર આ ગ્રંથને શ્વે. જૈનાચાર્યની કૃતિ માનવામાં સંદેહ કરે નહિ—

" आहरण-वज्जिया विय, **सियवत्थ**-नियसणी **जणय-धूया** ।
अज्जाहि समं रेहइ, तारासु व सयलससिलेहा । "

' **रामेण** तओ **सीया**, दिट्ठा अज्जाण मज्झयारत्था ।
**सेयम्बर** परिहाणा, तारा-सहिय व्व ससिलेहा ॥ "

" वामे पासे ठियस्स उ, सह **रयहरणेण** दाउ सामइयं ।
पव्वाविओ य **पउमो**, **सुव्वयनामेण** समणेण ॥ "

—પ્રા પઉમચરિય પર્વ ૧૦૨, ગા. ૬૦, પર્વ ૧૦૩, ગા ૧૬૫, પર્વ ૧૧૪, ગા. ૧૫.

૨ ' द्विशताभ्यधिके समासहस्रे समतीतेऽर्धचतुर्थवर्षयुक्ते ।
**जिनभास्करवर्द्धमानसिद्धे चरितं पद्ममुनेरिदं निबद्धम्** ॥ "

દિ. કવિ રવિષેણનુ સં પદ્મચરિત-પ્રાંતે શ્લો. ૧૮૫

[ ૩ ]

વિક્રમની ૭ઠ્ઠી સદી લગભગમા થઈ ગયેલા શ્વે. શ્રીસંઘદાસગણિ વાચકે પ્રાકૃતમા રચેલી [૧] વસુદેવહિંડી નામની બૃહત્કથામાં ( ૧૪ મા મદનવેગાલંભમાં ) પણ સંક્ષિપ્ત રામાયણ-પ્રસંગ સૂચવેલ છે. ( પત્ર ૨૪૦ થી ૨૪૫ ).

[૪]

જૈનશ્વે નિર્વૃતિગચ્છના માનદેવસૂરિના શિષ્ય શીલાચાર્યે પ્રાયઃ વિક્રમસંવત ૯૨૫ માં પ્રાકૃતભાષામાં ગદ્યમય ૧૨૬૦૦ શ્લોકપ્રમાણ ચઉપ્પન્નમહાપુરિસચરિય (ચતુષ્પંચાશન્મહાપુરુષ-ચરિત ) રચેલુ છે, જેનો પરિચય અમે જેસલમેરભંડાર-ગ્રંથસૂચીમાં આપ્યો છે, ત્યાં રહેલી તેની તાડપત્રીયપોથી વિક્રમસંવત્ ૧૨૨૮માં કુમારપાલના રાજ્યમાં લખાયેલી છે, હજી આ ગ્રથ અપ્રકાશિત છે તેમાં પણ આઠમા બલદેવ, વાસુદેવ તથા પ્રતિવાસુદેવ તરીકે રામ, લક્ષ્મણ અને રાવણનાં ચરિત્રો છે.

[૫]

વિક્રમની બારમી સદીમાં વિદ્યમાન જણાતા શ્વે. જૈનાચાર્ય ભદ્રેશ્વરસૂરિએ રચેલી વિસ્તૃત પ્રાકૃત ગદ્ય કથાવલીમા પણ રામાયણ જણાય છે.

[૬]

સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચન્દ્રે કુમારપાલ ભૂપાલની પ્રાર્થનાથી સંસ્કૃતમાં દસ પર્વોમા વિસ્તૃત ૩૨ હજાર શ્લોક-પ્રમાણ જે ત્રિષષ્ટિશલાકા પુરુષ-ચરિત્ર રચેલુ છે, તેમાં ૭મું પર્વ જૈન રામાયણ તરીકે છે, તે પૂર્વોક્ત પ્રાકૃત પઉમચરિયને અનુસરતુ જણાય છે. જૈનધર્મપ્રસારક સભા, ભાવનગર તરફથી પ્રકાશિત થઈ ગયેલ છે. તેનો અગ્રેજી અનુવાદ અમેરીકન વિદુષી મિસ હેલન એમ જોહન્સનદ્વારા થઈ એ ગ્રંથ ગાયકવાડ ઓરિયન્ટલ સિરીઝદ્વારા પંચ ભાગમ પ્રકટ થઈ રહેલ છે, તેના ચોથા ભાગમા જૈનરામાયણનો અનુવાદ આવશે.

[ ૭ ]

વિક્રમની ૧૭મી સદીમાં થઈ ગયેલા જૈન શ્વે તપાગચ્છના પં. મુનિ દેવવિજયજીએ સસ્કૃતમા ગદ્યમા રામ-ચરિત રચેલ છે, તે પૂર્વોક્ત પદ્યમય જૈનરામાયણને અનુસરે છે [૨]

[૮-૧૧]

અન્ય જૈન વિદ્વાનોમા મહાકવિ સ્વયંભૂએ પૂર્વોક્ત વિમલસૂરિના પઉમચરિયને અનુસરતી રચના કરેલી જણાય છે, પરંતુ સં. ૯૫૫ લગભગમા થયેલા દિ. જિનસેનસ્વામીના શિષ્ય ગુણભદ્ર કવિએ ઉત્તરપુરાણમાં અને મહાકવિ પુષ્પદંતે તિસટ્ઠિમહાપુરિસગુણાલંકાર નામના અપભ્રંશ મહાકાવ્ય (મહાપુરાણ[૩] રજ)માં (પરિચ્છેદ ૬૯થી ૭૯) પણ કંઈક પ્રકારાન્તરથી રામાયણની રચના કરી છે. મહામાત્ય ચામુંડરાયે કનડીભાષામા રચેલ ત્રિષષ્ટિલક્ષણ મહાપુરાણ, ચામુંડરાય-પુરાણમા પણ તેને મળતુ રામાયણ છે એ સર્વમા વિમલસૂરિનુ પઉમચરિય પ્રાચીન અને આધારભૂત જણાય છે

સં. ૨૦૦૭ શ્રાવણી પૂર્ણિમા

---

૧. જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી સ ૧૯૮૬-૮૭ના પ્રકાશિત આ. જૈ. ગ્રં. નં. ૮૦-૮૧.

૨ પં. હી. હ. જામનગર તરફથી પ્રકાશિત. ૩. બોમ્બે માણિકચંદ દિગંબર જૈન ગ્રંથમાલા નં. ૪૧મા સન ૧૯૪૦મા પ્રકાશિત, ડૉ. પી. એલ. વૈદ્ય દ્વારા સંપાદિત.



# શ્રી વિનયપ્રભ ઉપાધ્યાય રચિત તીર્થયાત્રાસ્તવન

લેખક: શ્રીયુત ભંવરલાલજી નાહટા

**જે સ્થળેથી** આત્માને જાગૃત થવા માટે અજ્ઞાત પ્રેરણા મળે અને જે સંસાર સમુદ્રથી છૂટકારો પામવાનું સાધન બને તેને 'તીર્થ' કહે છે મહાપુરુષો જ્યાં જન્મ્યા, જ્ઞાનપ્રાપ્તિ કરી અને મોક્ષમા પધાર્યા એવી કલ્યાણક ભૂમિઓ ઉપરાત તેમનાં ચાતુર્માસ, સમવસરણ, તપસાધના, પારણું, ઉપસર્ગ વગેરે જીવનઘટનાઓ સાથે સબધિત સ્થાનોની પવિત્રતા પણ ખૂબ પ્રેરક હોવાથી તીર્થરૂપ બને છે. એનુ એક કારણ એ પણ છે કે ત્યાનાં પરમાણુઓ તીર્થકરોની ચરણરજથી પવિત્રિત હોય છે અને તેમની વાણી - ભાષાવર્ગણાનાં પુદ્ગલો ત્યાં વીખરાયેલાં હોય છે. એમાં કાંઈ અસંભવ નથી કે આજનો વિજ્ઞાનયુગ એ પરમાણુઓનો સગ્રહ કરી એ મહાપુરુષોનાં હજારો વર્ષ પૂર્વે કરેલાં પ્રવચનોને શ્રોતવ્ય બનાવી દે અને એવુ ન પણ બને તોયે આચાર્ય માનતુંગસૂરિના **यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं निर्मापित-त्रिभुवनैकललामभूतः** । આ શબ્દો અનુસાર ઉત્તમ શાંત વીખરાયેલાં પરમાણુઓ મુમુક્ષુ આત્માને માટે ભાવવર્ધક તો બને જ પવિત્ર સ્થાનથી પ્રેરણા લેવી પોતપોતાની મન સ્થિતિ ઉપર નિર્ભર છે કેવળ જૈનો જ નહિ બલ્કે બધા ધર્મવાળા પોતાના પૂજ્ય મહાપુરુષોનાં સ્થાનોથી પોતપોતાના વિચાર અને વાતાવરણાનુરૂપ પ્રેરણા મેળવે છે, એટલા જ માટે એ સ્થાનોને તીર્થ કહેવામા આવે છે

મૂળત તીર્થ શબ્દની વ્યાખ્યા **तीर्यते अनेनेति तीर्थम्** । અર્થાત્—જેના નિમિત્તે તરી જવાય તેને તીર્થ કહે છે. એ જગમ અને સ્થાવર એમ બે પ્રકારના માનવામાં આવ્યા છે. જગમ એટલે ચાલતા-ફરતા તીર્થ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા છે, જેના હૃદયમાં ધર્મનો સવિશેષ નિવાસ હોય આ ચતુર્વિધ સઘરૂપ તીર્થની સ્થાપના કરનારા તીર્થંકરો કહેવાય છે. એ તીર્થકરોથી સબધિત સ્થાન સ્થાવર તીર્થ છે પરવર્તી કાળના ભક્ત-હૃદય આચાર્યોએ તીર્થંકરોના જીવનથી સબધિત ન હોય છતા તેમની પ્રેરણાદાયક પ્રાભાવિક પ્રતિમાદિ જ્યા સ્થાપિત હોય કે પ્રાચીન મદિર હોય તેને પણ તીર્થરૂપે સબોધિત કર્યાં છે પરિણામે ભારતના ખૂણે ખૂણે રહેલા જૈન મદિરોને તીર્થ માનવામા આવ્યા છે તેમનુ યાત્રાવર્ણન, વદના-નમસ્કારમય કાવ્ય 'તીર્થમાળા' કહેવાય છે.

જૈનાગમોમા તીર્થોના નામોલ્લેખ સાથે તેમના નમસ્કારના પ્રાચીનતમ ઉલ્લેખ મળી આવે છે, જેમાથી 'આચારાંગ નિર્યુક્તિ'ની બે ગાથાઓ અહીં ઉદ્ધૃત કરવામાં આવે છે:—

> " जम्माभिसेय-निक्खमण-चरण-नाणुप्पया य निव्वाणे।
> तियलोय-भवण-वंतर-नंदीसर-भोमनगरेसु ॥
> अट्ठावय उज्जिंते गयग्गपए य धम्मचक्के य।
> पास रहावत्तनगं चमरुप्पायं च वंदामि ॥ "

આ ગાથાઓમાં પ્રથમ શાશ્વત ચૈત્ય અને બીજી ગાથા તીર્થોનાં નામ પ્રસ્તુત કરે છે જેમાં ઉજ્જયંત—ગિરનાર સિવાય ગજાગ્રપદ, ધર્મચક્ર, રથાવર્તનગાદિ, જેવાં બીજાં કોઈ તીર્થો હવે અજ્ઞાત બની ગયાં છે. અષ્ટાપદ તો અજ્ઞાત છે જ, તથા ગજાગ્રપદ, ધર્મચક્ર, રથાવર્ત અને ચમરોત્પાત તીર્થોનો પણ વિચ્છેદ થયો સમજવો જોઈએ આ સિવાય પ્રાચીન કાળમાં ખંડગિરિ, ઉદયગિરિ, મથુરા,[1] રાજગૃહ,[2] આદિ અનેક માન્ય તીર્થો હતાં, જેનાં પુરાતત્ત્વાવશેષ આજે પણ એ વાતની સાક્ષી આપી રહ્યાં છે.

પૂર્વકાળમાં શ્રમણવર્ગ શહેરોમાં ન રહેતાં વિશેષે કરીને જંગલમાં, ઉદ્યાન અને ગુફાઓમાં વિચરણ કરતો હતો કેટલાક પહાડોમાં આજે પણ ગુફાઓ બનેલી પડી છે જેમાં ધ્યાનના અવલંબનરૂપ આર્હત પ્રતિમાઓ ઉત્કીર્ણ છે. કાલાંતરમાં જ્યાં જ્યાં જૈનોની વસ્તી વધવા લાગી ત્યાં ત્યાં જિનાલયોની રચના થવા લાગી. પ્રાકૃતિક સૌંદર્યવાળાં સ્થાનો તીર્થંકરો અને મુનિરાજોથી સંબધિત નગરોમા તીર્થયાત્રાની પરિપાટી પ્રાચીન કાળથી ચાલી આવતી હતી. મધ્યકાળમાં ચૈત્યવાસનું જોર હતુ. ત્યારે મુનિગણ ચૈત્યોમાં રહેવા લાગ્યો. અને ચૈત્યોનું સવિશેષ નિર્માણ થવા સાથે તે મઠાધીશોની પોતાની સંપત્તિ બની ગઈ. સો વર્ષથી પ્રાચીન મંદિરોની ગણના તીર્થરૂપે થવા લાગી, મુનિગણ અને શ્રાવકસંઘ તીર્થવંદનાના કારણે જ્યા જતા, ત્યાનું વર્ણન 'તીર્થમાળા' અને 'કલ્પ' ઇત્યાદિમાં મળી આવે છે. જંઘાચારણ વિદ્યાચારણ આદિ લબ્ધિધારી મુનિઓ નંદીશ્વર, અષ્ટાપદ આદિ તીર્થોની વંદના માટે જતા હતા, જેનો ઉલ્લેખ પ્રાચીન આગમોમા પણ સ્પષ્ટરૂપે મળે છે. મથુરાથી પ્રાપ્ત આયાગપટ્ટ આદિના અભિલેખ, શ્રાવક—શ્રાવિકાઓ તથા નર્તકીઓ સુદ્ધાનાં બનાવેલાં અરિહંત બિંબોનું બે હજાર વર્ષ પૂર્વનું ઇતિવૃત્ત પ્રસ્તુત કરે છે. પ્રાચીન સ્થાનો નાશ પામ્યા, નવીન બનતાં ગયાં, કેટલાયે સ્થાનો વિસ્મૃત થતાં અતીતના ગર્તામાં અંતર્હિત થયાં મધ્યકાળનો ઇતિહાસ પ્રાપ્ત નથી પરંતુ ચૈત્યવાસીઓના યુગમાં જિનબિંબ અને જિનાલયોનું નિર્માણ અધિક થયું. મુસ્લિમ યુગમાં યવનોના ક્રૂર હાથ દ્વારા તેના વિધ્વંસ કાર્યનો સૂત્રપાત થયો. કવિ ધનપાલના 'સત્યપુરીય મહાવીરોત્સાહ'થી જણાય છે કે સૌ પહેલા સુપ્રસિદ્ધ સોમનાથ તીર્થનો વિધ્વંસ થવાની સાથે જ મહમ્મદ ગિજની દ્વારા સાચોર તથા બીજા જૈન મંદિરોની વિધ્વંસલીલાનો પ્રારંભ થઈ ચૂક્યો હતો.

જો કે જૈન સંઘ પોતાનાં પૂજ્ય તીર્થો અને ચૈત્યોની રક્ષાને માટે પૂરેપૂરો સતર્ક અને અને સચેષ્ટ હતો પરંતુ જે ઝપટમાં આવી ગયાં તે તો નષ્ટ થઈ જ ગયા ઉલ્લેખનીય વાત એ છે કે તેજસ્વી જૈનોએ હતોત્સાહ ન થતા સાથોસાથ નિર્માણ કાર્ય પણ જોરશોરથી ચાલુ રાખ્યુ. પરિણામે મુસ્લિમ યુગમાં હજારોની સંખ્યામાં મંદિરો અને મૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ શ્રીજિનપ્રભસૂરિ આદિ પ્રભાવક આચાર્યોએ યવનસમ્રાટો પર પ્રભાવ પાડીને તીર્થરક્ષાનું ઘણું પ્રશંસનીય કાર્ય કર્યું. તેમ છતાં દેવગિરિ, ભરુચ, કન્યાનયન, જાલોર, શત્રુંજય આદિ અનેક પ્રભાવશાળી તીર્થભૂત સ્થાનોનાં મંદિરો નષ્ટ થઈ ગયાં. પ્રાચીન 'તીર્થમાળાઓ' તથા 'ગુર્વાવલી' આદિ સાહિત્યથી એવા અનેક સ્થાનોનો પત્તો લાગે છે જ્યાં પૂર્વકાળમાં જિનાલય આદિ હતા પરંતુ રાજ્યવિપ્લવ, યવનોત્પાત,

---

૧ 'બૃહત્ કલ્પચૂર્ણિ' આદિમા અહીના સ્તૂપો અને બીજા એક બે તીર્થસ્થાનોનો ઉલ્લેખ મળે છે ૨ જુઓ લેખકનુ 'રાજગૃહ' પુસ્તક.

તથા જૈનોની વસ્તી ન રહેવાથી તીર્થોદ્ધાર આદિના અભાવમાં અનેક તીર્થો વિચ્છેદ પામ્યાં. ચંદ્રાવતી આદિનાં ધ્વંસાવશેષો અને લાખોની લાગતનાં સ્થાપત્યો આપણી આંખ સામે સ્થાનાંતરિત થઈ ગયા અને જૈનેતર એવાં શૈવ-વૈષ્ણવ મંદિરો અને મસ્જિદોમા પરિવર્તન પામ્યાં. પુરાતત્ત્વ વિભાગ અથવા રાજ્યોની અસાવધાનીથી અસંખ્ય પ્રસ્તરકળાના પ્રતીકો ઠેકેદારો અને જનતાએ ઉપાડી જઈ પોતાના ઘરોના નિર્માણ કામમા લઈ લીધા ગેઝેટિયર અને રિપોર્ટોથી પત્તો લાગે છે કે આજે પણ ભારતના ખૂણેખૂણામાં સંખ્યાબધ જૈન ખંડિયેરો વીખરાયેલા પડ્યાં છે એમાંથી પ્રાચીન તેમજ કલાત્મક વસ્તુઓનો સંગ્રહ કરીએ તો કેટલાંયે મોટાં મોટાં સંગ્રહાલયોનું નિર્માણ થઈ શકે, જે યુગો સુધી ભારતીય ભક્તિભાવનાની ગાથા મૂર્તિરૂપે પ્રદર્શિત કરતાં રહે.

જે પ્રકારે ભારતવર્ષ વિશાળ છે તેમ તેનાં તીર્થમંદિરોના પ્રાચુર્યની સાથેસાથ તત્સબંધી સાહિત્ય[૩] પણ પર્યાપ્ત ઉપલબ્ધ છે, મધ્યકાલીન ચૈત્યવાસી યુગનુ તો તીર્થો સંબધી સાહિત્ય મળતું નથી પરંતુ બારમી સદીથી બનેલા 'તીર્થમાલા' આદિ સાહિત્ય ઈતિહાસના આવરિત પૃષ્ઠો પર પ્રકાશકિરણો પ્રસારિત કરે છે. રાજા આમ–નાગભટ્ટ, કુમારપાલ, વસ્તુપાલ–તેજપાલ સબધી સાહિત્ય 'તીર્થકલ્પ, પ્રબંધો, તીર્થમાળાઓ' તથા જૈનાચાર્યોનાં 'જીવનવૃત્ત'[૪] તેમજ 'ગુર્વાવલી' આદિ સાહિત્ય જૈન તીર્થ-મંદિરોની સામગ્રીથી ઓતપ્રોત છે. સંસ્કૃત પ્રાકૃતના સાહિત્ય ઉપરાંત અપભ્રંશકાળમા અને તે પછી દેશ્ય ભાષામાં તીર્થો સબધી રાસ ઈત્યાદિ બનવા લાગ્યા. 'આબુરાસ, ગિરનારરાસ' ઈત્યાદિ વિવેચ્ય તીર્થ વિષયક રાસ તથા 'તીર્થ-માલાઓ, ચૈત્યપરિપાટીઓ' ઈત્યાદિ સમુચ્ચય તીર્થોનાં નામ અને સંક્ષિપ્ત પરિચયવાળા સાહિત્યનું પ્રચુર નિર્માણ થયુ છે.

આ પ્રાચીન તીર્થમાળાઓનું અનેક દષ્ટિએ ખૂબ મહત્ત્વ છે. ભૌગોલિક દષ્ટિએ સ્થાન–નિર્ણય, પ્રાચીનતા, ભાષાવિજ્ઞાન, ઈતિહાસ, સમાજ અને સાંસ્કૃતિક દષ્ટિકોણથી પણ આમાં બહુમૂલ્ય અધ્યયન સામગ્રી નિહિત છે. આજસુધી અધિકાશ તીર્થમાળાઓ સોળમી શતાબ્દીથી નિર્મિત જ પ્રકાશમા આવી છે. પરંતુ પ્રાચીન તીર્થમાળાઓમાં એથી પૂર્વે મુસલમાનો દ્વારા ધ્વસ્ત અને વિચ્છેદ પામેલાં તીર્થોનો પરિચય અને નામો વગેરે મળી આવે છે. વિધ્વસ્ત અને વિસ્મૃત તીર્થોનું ઈતિવૃત્ત પ્રાપ્ત કરવા માટે તેનુ અસાધારણ મહત્ત્વ છે. એવા સાહિત્યનુ અનુસંધાન અને પ્રકાશન ઈતિહાસ માટે પરમાવશ્યક છે.

અહી ચૌદમી સદીના એક વિશિષ્ટ વિદ્વાન વિનયપ્રભોપાધ્યાય, જેમનો 'ગૌતમરાસ' જૈન સમાજના ઘેરે ઘેર પ્રસિદ્ધ છે, તેમણે રચેલી તીર્થમાલા પ્રકાશિત કરવામાં આવે છે. તેમની કેટલીક કૃતિઓ 'બોધિબીજ'ના ઉપનામથી ઉપલબ્ધ છે. પ્રસ્તુત પ્રતિની અંતે પણ એ જ નામ લખેલુ છે. આ કૃતિ ૨૫ ગાથામાં છે. આમાં હાંસીથી માંડીને દિલ્લી, મથુરા, હસ્તિનાપુર, રાજસ્થાન, ગુજરાત, સૌરાષ્ટ્રનાં સમસ્ત તીર્થોનાં નામ આપીને ખંભાતનાં મંદિરોનુ વર્ણન કરતાં આને પૂર્ણ કરવામા આવી છે તેમા વર્ણિત સ્થાનો અને ત્યાંનાં જિનાલયો તેમજ મૂળનાયકની નામાવલિ નીચે આપવામા આવે છે—

---

૩. જૈનેતર પુરાણ સાહિત્યમા તો સ્થાનોના મહાત્મ્ય સબધમા બહુ વિશાળ સાહિત્ય મળે છે.
૪. જુઓ; અમારો 'દાદા શ્રી જિનકુશળ સૂરિ' ગ્રંથ.

| સ્થાન | મૂળનાયક |
|---|---|
| આસીય (હાસી) | પાર્શ્વનાથ |
| કન્નાણઈ (કન્નાણા) | વીર |
| ઢીલ્લી (દિલ્હી) | શાતિ, વીર, પાર્શ્વ, નેમિ |
| હત્થિણાઉર (હસ્તિનાપુર) | શાંતિ, કુંથુ, અર, મલ્લિ. |
| મહુરા (મથુરા) | પાર્શ્વ, સુપાર્શ્વ |
| નરહડિ (નટભટ) | પાર્શ્વ |
| નહુયાપુર | ” |
| ઝંઝણપુર | આદિ, વીર |
| નાગઉર (નાગોર) | ચોવીશજિન, આદિ, વીર |
| રુણુ | શાંતિનાથ |
| ફલવદ્ધી (ફલોધી) | પાર્શ્વનાથ |
| તલવાડા (ડુંગરપુર રાજ્ય) | શાંતિનાથ |
| જીરાઉલિ. | પાર્શ્વ |
| બાહડમેરઃ | ઋષભ, શાતિ |
| જાલઉર | વીર |
| ભીમપલ્લિ: | ” |
| વાયડપુરિ: | ” |
| કાકરિઃ | પાર્શ્વ (કુમરવિહાર) |
| થારાઉદ્ર | પાર્શ્વ |
| રાડદ્રહ | વર્ધમાન |
| ચારોપ | પાર્શ્વ |
| જઘરાલ | આદિ, નેમિ, શાતિ, વીર |
| મડાહડિઃ | વીર, પાર્શ્વ |
| પ્રહ્લાણિ | વીર, ઋષભ |
| સિદ્ધપુરઃ | નેમિ |
| આસાહડ | ” |
| ખાત્રહડિ | ઋષભ |
| વાગડદ્રિઃ | ચંદ્રપ્રભ |
| પાટણ | પંચાસરા પાર્શ્વ, આદિ, શાતિ (વિધિ મંદિર), સુવિધિ, મલ્લિ, પદ્મપ્રભ, ચંદ્રપ્રભ, વાસુપૂજ્ય, શીતલ, ઋષભદેવ ૧૦, શાતિ ૯, વીર ૯ પાર્શ્વ ૧૦, નેમિ ૭ (કુલ ૫૪ મૂળનાયક). |

| સ્થાન | મૂળનાયક |
|---|---|
| સલખણપુર | પાર્શ્વ, શાંતિ, |
| પાડલ | નેમિનાથ |
| સંખીસર | પાર્શ્વનાથ |
| પંચાસરઃ | વીર |
| મંડલપુરઃ | ” |
| વડઉદ્રઈ (વડોદરા): | આદિ |
| વીરમપુર | વીર |
| વઢવાણિ: | ઋષભ |
| તાલજઝય (તાલધ્વજ) | પાર્શ્વ, શાતિ |
| પાલીતાણા. | પાર્શ્વ, વીર, પાજપર નેમિ |
| શત્રુંજય | આદિનાથ, પુંડરીક ગણધર, અષ્ટાપદ, વિહરમાનજિન, પાંડવ, રાયણપગલાં, ખરતર વસહી, (આદિ, નેમિ, પાર્શ્વ, કલ્યાણકબિંબ ૭૨ દેરી, પંચમેરુ, ૮૫ બિંબ, અષ્ટાપદ, સમ્મેતશિખર, નંદીશ્વર આદિ, ૧૬૦૦ બિંબ), સરગારોહણિ, ઋષભ, નમિ-વિનમિ, બાલ્હાવસહી, કવડયક્ષ, છીંપાવસહી, આદિ શાંતિ, મરુદેવી |
| મહુવાઃ | વીરપ્રભુ |
| ઊનાઃ | ” |
| અજાહરા | પાર્શ્વનાથ |
| દીવઃ | કુમરવિહારમાં અદ્ભુદ આદિ જિન, પાર્શ્વ. |
| કોડીનારા | નેમિનાથ. |
| દેવપાટણઃ | ચંદ્રપ્રભ, પાર્શ્વ. |
| મંગલપુર | પાર્શ્વ |
| વઉણથલી | વીર |
| જૂનાગઢ | પાર્શ્વ |
| ગિરનાર | નેમિનાથ, બાવનજિનાલય, વસ્તિગવસહી-આદિનાથ, ત્રણ કલ્યાણક, અષ્ટાપદ સમ્મેતગિરિ, શાંબ-પ્રદ્યમ્ન. |

| સ્થાન | મૂળનાયક | સ્થાન | મૂળનાયક |
| --- | --- | --- | --- |
| અર્બુદગિરિ: | ઋષભ, નેમિ | ખંભનગર: | પાર્શ્વ, વિધિચૈત્યે અજિતનાથાદિ ચોવીસ, અષ્ટાપદ, વીર, વાસુપૂજ્ય, સીમંધર, પદ્મપ્રભ, અભિનંદન, શીતલ, ઋષભ ૧૧, પાર્શ્વ ૬, શાંતિ ૨, નેમિ ૨, ચંદ્રપ્રભ ૧, અજિત ૧, સુવિધિ ૧, મલ્લિ ૧ આદિ ૩૪ દેવાલયોમાં ૫૪ મૂળનાયક. |
| તારણિ: | અજિતનાથ | | |
| ઈડર: | આદિનાથ | | |
| ભરુયચ્છ | મુનિસુવ્રત | | |
| સેરિસા | લોઢણપાર્શ્વનાથ. | | |
| ધવલક્ક: | કલિકુંડપાર્શ્વ જિણહાવસહી પાર્શ્વ. | | |

ઉપર્યુક્ત તીર્થોનાં નામો પ્રસ્તુત તીર્થમાળામાં છે. એ સિવાય આ જ મહોપાધ્યાયજીની 'તીર્થમાલાસ્તવનમ્' નામક ૪૧ ગાથાની સંસ્કૃત કૃતિ ઉપલબ્ધ છે, જેમાં તીર્થંકરોના ક્રમથી તીર્થોના નામો સંક્ષિપ્ત વિવરણયુક્ત નિર્દિષ્ટ છે. આ લેખ સાથે પ્રકાશિત તીર્થમાલાથી સંસ્કૃત તીર્થમાળામાં નિમ્નોક્ત તીર્થોનાં નામ અધિક છે આનાથી એ સમયના જૈન મંદિરો અને તીર્થોની સારી ઝાંખી મળે છે. અને આજ સુધીમાં મંદિરોના થયેલા વિકાસ-હ્રાસનો ખ્યાલ આવે છે.

કુંકણ—સોપારક (જીવિતસ્વામી), ખિસરંડી (લઘુશત્રુંજય), વીણાગ્રામ, સંજીતનગર, આશાપલ્લી (ઉદયનવિહારે ઋષભ), તિલંગદેશ-પુરિમુમિલા પ્રહ્લાદનપુર, આરાસણ-(આદીશ્વર, નેમિ, પાર્શ્વ, વીર), કાસહદ, નવસારી (અજિત, પાર્શ્વ) દશપુર (સુપાર્શ્વ), સુરભિપુર (કર્ણાટક), સંજીતપુર, (સુવિધિ) વિદ્યુત્પુર (વાસુપૂજ્ય), નંદ્યાલંદપુર (કર્ણાટક), શાંતિનાથ, દેવગિરિ મલ્લિ, પાર્શ્વ, વીર (પૃથ્વીધરકારિત), પ્રતિષ્ઠાન, (મહારાષ્ટ્ર), દર્ભાવતી, ખોહરિ સામણી (મેદપાટ), કરહેટક, શ્રીપુર (અંતરીક્ષ—મહારાષ્ટ્ર), સાજોદપુર, દાહડોલ (માલવા), નંદરબાર, ખડી, (અરડકમલ પાર્શ્વ), સિંહદ્વીપ, શાલિકાવાડા, કાટાવસનિ, પુંગાપુર (કર્ણાટદેશ) રવિવાટક.

બંને તીર્થમાળાઓથી ૧૪મી સદીનાં મંદિરોનુ કંઈક જ્ઞાતવ્ય માલમ પડે છે.[૫] એ પછી ક્યાં ક્યાં સ્થાનો ક્યારે વિચ્છેદ પામ્યાં, સ્થાનાંતરિત થયાં તથા ક્યાં ક્યા જિનાલયો વિદ્યમાન છે; એ વિદ્વાનો, કોન્ફરન્સ તથા આણંદજી કલ્યાણજીની પેઢી જેવી સંસ્થાઓનુ પ્રધાન કર્તવ્ય છે કે, અનુસંધાન કરીને જૈન સાંસ્કૃતિક પૂજ્ય પવિત્ર સ્થાનોનું ઇતિવૃત્ત પ્રકાશમા લાવે.

---

૫. ખરતરગચ્છની યુગપ્રધાનગુર્વાવલી, બૃહત્ વિજ્ઞપ્તિલેખ, તેમજ વિજ્ઞપ્તિત્રિવેણીથી પણ ૧૩મી થી ૧૫મી શતાબ્દી સુધીના જૈન તીર્થો અને મંદિરોની ખૂબ મહત્ત્વપૂર્ણ માહિતી મળે છે.

# विनयप्रभोपाध्याय विरचित

## तीर्थयात्रास्तवनम् ॥

पणमिय जिणवरचलणे, पुव्वं नमियाणं विहिअ पूयाणं ।
बहुविह ठाण ठियाणं, करेमि थुत्ति जिणंदाणं ॥ १ ॥
आसीय नयरि निवासि पास, पणमउं परमेसरु ।
कन्नाणइ सिरिवीरनाह, भवतिमिर दिणेसर ॥
संति वीरु सिरि पास नेमि, ढीली जिणचंदो ।
हथिणाउर सिरि संति कुंथु, अर मल्लि जिणिंदो ॥ २ ॥
महुरा पासु सुपासु पास, नरहडि नहूयापुरि ।
आदिनाहु सिरिवीरनाहु, वंदउ झंझणपुरि ॥
रिसहपमुह चउवीसदेव, जणमण आणंदण ।
आदि जिणेसर वीरनाह, नागउरि नामउं जिण ॥ ३ ॥
रूणह संति जिणिंद पासु, फलवद्धी पासो ।
तलवाडइ सिरि संति देवु, जीराउलि पासो ॥
वाहडमेरिहिं रिसह संति, जालउरिहिं वीरो ।
सिरि साचउरिहिं भीमपल्लि, वायडपुरि वीरो ॥ ४ ॥
काकरि कउंरिविहारि पासु, थाराउद्रि पासो ।
राउद्रहि सिरिवद्धमाणु, चारोपिहिं पासो ॥
आदि नेमि सिरि संति वीरु, जंघरालह दंसिउ ।
मड्डाहडि ब्रह्माणि वीर, रिसहेस नमंसिय ॥ ५ ॥

॥ भास ॥

सीधपुरि नेमिजिणु नेमि आसाहडे, पासजिणु वीरजिणु थुणउ मड्डाहडे ।
खात्रहडि रिसहजिणु पासु पंथाहडे, चंदपह गगडद्रि नामि धणसंकडे ॥ ६ ॥
सिरिनयरि पट्टणे पास पंचासरे, आदिजिण संजुओ संति विह-मंदिरे ।
सुविहि मल्लीजिणं पउम चंदप्पहं, वासुपुज्जं नमउं सीयलं सुप्पहं[1] ॥ ७ ॥
दसह देवालये रिसहजिणेसरो, नवह देवालये संतिजिणेसरो ।
वीर नव पास दस नेमि सत्त सुजिणा, पट्टणे वंदिमो मूल चउपन[2] जिणा ॥ ८ ॥
पास संती जिणा नयरि सलखणपुरे, पाडले नेमिजिणु पास संखीसरे ।
वीरु पंचासरे वीर मंडलपुरे, वडउद्रइ पढमजिणु वीरु वीरमपुरे ॥ ९ ॥
नयरि वढवाणि रिसहेसतित्थंकरो, तालज्झय पासु संतीसरो दिणयरो ।
पालियत्ताणए पासु वीरो वरो, पाज सिरि संठियं नमउ नेमीसरं ॥ १० ॥
॥ भास ॥ आजु हुयउं सुविहाणु, सेत्रुजि भेटिउ रिसह मए ।
आदि मूरति आदिनाहु, भरथेसरिं किउ रयणमए[3] ॥ ११ ॥

---

१ सुप्पहं २ नायक घणा ३ लेपमए

मोहतिमिर दिणकरु, गभारइ जिण सीलमए।
पुंडरीक गणधारु, वंदउ पूयउं विहु गमए ॥ १२ ॥
त्रिहु मंडप मज्झारि, कोडा कोडिहि जिण थुणउं।
देहरीहिं बावन्न, अष्टापदि जिणवर नमउं ॥ १३ ॥
विरहमाण जिणबिंब, पंचइ पंडव पूइ[1] करे।
आदिजिणेसर पाय, राइणि हेठिहिं वंदि करे ॥ १४ ॥
खरतरवसही बिंब, आदि गभारइ आदिजिणुं।
बीजइ नेमि जिणिंदु, त्रीजइ पास पसन्नमणु ॥ १५ ॥
कल्लाणत्तय बिंब, बाहत्तरि देहरीय ठिय।
पंच मेरु मज्झारि, जिणवर पणमउं [2]पणअसीय ॥ १६ ॥
अष्टापद सम्मेत, नंदीसरि खाते गिणउं।
बिंबह सोलसयाइं, खरतरवसही सवि नमउं ॥ १७ ॥
(वस्तु)-विमलगिरवरि विमलगिरवरि, बिंब बावन्न।
नंदीसरि हरख भरि, इन्द्रमंडपि मंडिय जिणेसर।
सिरि सरसारोहिणिहिं, रिसहनाहु नमिविनमि खेचरो।
[3]बाल्हावसही कवडिजक्खि, [4]छिपावसही बिंब।
वंदउं आदिलु संतिजिणु, मरुदेवी सवि बिंब ॥ १८ ॥
महूयई ए वीरु ऊनेवि, अझाहरि सिरिपासजिणु।
दीविहिं ए कुयरि-विहारि, रिसहजिण अदबुद आदिजिण।
पास ए पाय नमेवि, कोडियनारिहिं नेमिजिणु।
देवअइपाटणि देवः, [5]चंदवहसामिय पासजिणु ॥ १९ ॥
नवकरू ए नमउ सिरिपास, मंगलकरु मंगलपुरेहिं।
वीरह ए वउणथलीयंमि, जूनइगढि सिरिपासपहु ॥
चडिउ ए [6]गिरिगिरनारि, दीठउ नयणिहिं नेमिजिणु।
नाठउ ए भवसय पाव, जगगुरु जागिउ पुन्न गणु ॥ २० ॥
धनु धनु ए आजु हउ नाह, जम्मह मइं फलु लद्धपहो।
बावन ए देहरी बिंब, वस्तिग-वसहीहिं आदिपहो।
कल्याण त्रए नमवि जिणनेमि, अष्टापद सम्मेतगिरे।
वंदउ ए तित्थ जिणबिंब, सांब पजून अवलोयगिरे ॥ २१ ॥
अरबुद ए रिसह जिणु नेमि, तारणि-तारणु अजियजिणु।
ईडरीए आदि जिणिंदु, मुणिसुव्वय भरुयच्छि जिणु ॥
लोडणु ए पासु पणमेसु, सेरीसे पहो सिद्धिकरो।
धवलकई ए पासु कलिकुण्ड, जिणहावसहीय पासवरो ॥ २२ ॥
(वस्तु)-खंभनयरिहिं खंभनयरिहिं, पास जिणनाहु।
त्रिहिचेईय अजियजिणु, पमुह देव चउवीस वंदउ।

---

1 देखि करे 2 तहि 3 मोल्हा 4 छिंपग 5 रिसह चदपह अजियजिण 6 गढ

अट्ठावइ चउवीस जिण, वीरनाह वसुपुज्ज नंदउं।
सिरिसीमंधर पउमपह, अभिनंदण जिण नाहु
सिरि सीतलु जिणवरु जयउ, पाव पंक जलवाह ॥ २३ ॥
(वस्तु)-रिसह जिणवर रिसह जिणवर भुवण अग्यार।
छहि ठाणिहिं पास जिण, संति नेमि दुय दुन्नि मंदिर।
चंदप्पह अजियजिण, सुविहि मल्लि अइभुवण सुंदर।
देवाला चउत्रीस तहिं, मूल बिंब चउपन्न।
खंभाइति पूयउ पुणउ[1], त्रिन्न काल जग धन्न ॥ २४ ॥
इय ठाणि ठाणिहिं, नयरि नयरिहिं, गाम गामिहिं संठिया।
पायालि भूमिहिं, गयण मंडलि, दीव पव्वय सासया।
जिणबिंब जे किवि नमउ पूयउं, थुणउ भत्तिहिं भाविया।
कर जोडि दुन्नि वि नाह मागउ बोहिबीजं संपया ॥ २५ ॥

॥ इति श्रीतीर्थयात्रा स्तवनम्[2] ॥

[ संवत् १४३० लिखित प्रति, पत्रांक २२८ से २३३ तक ]

( बीकानेर बृहत् ज्ञानभंडारान्तर्गत महिमाभक्तिभंडार )

---

१ थुणउ २ इति श्रीयात्रानमस्कृते जिनबिम्ब स्तवन।



## સમિતિને મદદ કરાવવાની પ્રેરણા કરતો મુનિ સંમેલનનો ઠરાવ

### ૧૦. ધર્મ ઉપર થતા આક્ષેપોને અંગે

૧. આપણા પરમપવિત્ર પૂજ્ય શાસ્ત્રો તથા તીર્થાદિ ઉપર થતા આક્ષેપોના સમાધાનને અંગે (૧) આચાર્ય મહારાજ શ્રીમદ્ સાગરાનંદસૂરિજી, (૨) આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી, (૩) પંન્યાસજી મહારાજ શ્રી લાવણ્યવિજયજી, (૪) મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજી અને (૫) મુનિરાજ શ્રી. દર્શનવિજયજીની મંડળી નીમી છે. તે મંડળીએ તે કાર્ય નિયમાવલી તૈયાર કરી શરૂ કરવું અને બીજા સર્વ સાધુઓએ એ બાબતમાં યોગ્ય મદદ જરૂર કરવી તેમજ એ મંડળીને, જોઈતી સહાય આપવા શ્રાવકોને પ્રેરણા અને ઉપદેશ આપવો.



# જૈન સંસ્કૃત સાહિત્યના
# ઇતિહાસની સામગ્રી

લેખક : પ્રો શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા

**'જૈન સાહિત્ય'** એટલે વિવિધ ભાષામાં અનેક વિષયોને અંગેની જાતજાતની કૃતિઓનો સાગર. સાગરનો પૂરેપૂરો તાગ મેળવવા માટે એની અનેક બાજુઓથી તપાસ કરવી ઘટે. આ હકીકત જૈન સાહિત્યને પણ લાગુ પડે છે. જૈન સાહિત્યનો સંપૂર્ણ-સર્વાંગીણ સાચો અને વિસ્તૃત ઇતિહાસ તૈયાર કરવાનુ કામ હજી બાકી છે. પરંતુ આ ક્ષેત્રમાં જે છેલ્લી બે પચ્ચીસીમાં ખેડાણ થયું છે તેનો ઉપયોગ કરનાર આ મહાભારત કાર્ય હાથ ધરી શકે.

જૈન સાહિત્યરૂપ સાગરનો જુદી જુદી રીતે વિચાર કરીએ તો તેના 'આગમિક' અને 'અનાગમિક' એમ બે ભેદો પાડી શકાય આમાં આગમિક સાહિત્યને લગતું મારુ લખાણ A History of the Cannonical literature of the Jainas એ નામથી અંગ્રેજીમાં ઈ. સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થયું છે. આમાનો મોટો ભાગ 'આગમોનું દિગ્દર્શન' એ નામના મારા ગુજરાતી પુસ્તકમાં મેં રજૂ કર્યો છે. અનાગમિક-સાહિત્ય સબંધે પણ મે કેટલુક લખાણુ તૈયાર કરી રાખેલું છે.

જૈન સાહિત્યનો ભાષાદીઠ વિચાર થઈ શકે તેમ છે, આ હિસાબે એના બે મુખ્ય પ્રકારો છે. પાઇય (પ્રાકૃત) સાહિત્ય અને સંસ્કૃત સાહિત્ય પહેલા પ્રકારને ઉદ્દેશીને મારુ લખાણુ 'પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય' એ નામથી ગઈ સાલ (૧૯૫૦,માં પુસ્તક છપાયુ છે. એમાં પાઇય ભાષાઓના વિવિધ પ્રકારોને લક્ષીને તેમજ સાહિત્યનાં વ્યાકરણ વગેરે વિવિધ અંગોને ઉદ્દેશીને એમ-બને રીતે વિચાર કર્યો છે આ પુસ્તક મધ્યમ માર્ગને અનુસરે છે કેમકે એ નથી સંક્ષિપ્ત કે નથી વિસ્તૃત એ તો મુખ્યતયા જૈનોના પાઇય સાહિત્યનો વિદ્યાર્થીઓને સામાન્ય પરિચય કરાવવાના ઉદ્દેશથી રચાયેલી કૃતિ છે એના ઉપર મોટા પાયે સમીક્ષાત્મક પદ્ધતિએ વિસ્તારથી લખી શકાય એમ છે

જૈનોના સંસ્કૃત સાહિત્યની હવે વાત કરીશ. જૈન સાહિત્યનુ આ પાસુ એના પાઇય રૂપ પાસા કરતાં વિશેષ જાણીતુ છે અને એને રજૂ કરવા માટેનો પ્રયાસ પણ પાઇયને હિસાબે વધારે થયો છે. પરંતુ આને કેંદ્રિત કરવાની જરૂર છે, એ સૌ કોઈ સ્વીકારશે

એમ જણાય છે કે જૈન સાહિત્યમા પાઇય કૃતિઓની સખ્યા કરતા સસ્કૃત કૃતિઓની સખ્યા ઘણી મોટી છે અને એ નવાઈ જેવું નથી, કેમકે એવી તો કેટલીયે પાઇય કૃતિઓ છે કે જેની ટીકા એ કૃતિના પ્રણેતાએ તેમજ અન્યજને પણ સસ્કૃતમા રચી છે વળી, પ્રતિસંસ્કૃત કૃતિઓ પણ ઠીક ઠીક પ્રમાણમાં છે, આમ સસ્કૃત સાહિત્યનો પ્રદેશ અતિ વિસ્તૃત હોવાથી હુ એને શ્વેતાંબર અને દિગંબર દૃષ્ટિએ બે વિભાગમા વિભક્ત કરી

વિચારવા ઈચ્છું છું; આથી એ પણ જાણી શકાશે કે સંસ્કૃત સાહિત્યના સર્જનમાં જૈનોના આ બે મુખ્ય ફિરકાઓ પૈકી કોનો કેટલો અને કેવો ફાળો છે?

જૈન સંસ્કૃત સાહિત્યનાં વ્યાકરણ ઈત્યાદિ અંગો કેવાં અને કેટલાં સમૃદ્ધ છે એ વિચારતાં આ સાહિત્યનો થોડો ઘણો પણ ખ્યાલ આવી શકશે સાથે સાથે ભારતીય સંસ્કૃત સાહિત્યમાં એનું શું સ્થાન છે એ પણ જાણવાની તક મળે તેમ છે એ દિશામાં જે છૂટુંછવાયું કાર્ય થયું છે તેની અહીં નોંધ લઉં છું.

હું ભૂલતો ન હોઉં તો જૈન સાહિત્યનો-અલબત્ત, સામાન્ય વિષયોને સ્પર્શતો ખ્યાલ આપનારું પુસ્તક તે 'જૈન શ્વેતાંબર કોન્ફરન્સ' તરફથી ઈ. સ. ૧૯૦૯માં પ્રસિદ્ધ થયેલી **જૈન ગ્રંથાવલી** છે. એમાં સંસ્કૃત અને પાઇય એમ બે વિભાગો જુદા પાડી અને ભાષાની કૃતિઓની નોંધ અપાઈ નથી, પણ એ બનાવવી મુશ્કેલ નથી. **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** એ નામના સ્વ મો. દ. દેસાઈના પુસ્તકની ત્રીજી અનુક્રમણિકામા પણ સસ્કૃત અને પાઇય કૃતિઓ જુદી જુદી ગણાવાઈ નથી. પ્રો૦ વેલણકરે વર્ષોની મહેનત લઈને જે **જિનરત્નકોશ** (ભા. ૧) તૈયાર કર્યો અને જે 'ભંડારકર પ્રાચ્ય વિદ્યાસંશોધન મંદિર' તરફથી ઈ. સ ૧૯૪૪માં પ્રસિદ્ધ થયો છે, તેમાં પણ ભાષાદીઠ વર્ગીકરણ નથી આ વર્ગીકરણની આવશ્યકતા છે એવા ખ્યાલથી મેં ભાં. પ્રા. સં. મં. તરફથી **જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર** તૈયાર કર્યું છે અને જેના અત્યાર સુધીમાં ચાર ભાગ પ્રસિદ્ધ થયા છે અને આઠેક ભાગ બાકી છે તેના ત્રણ ખંડો પૈકી દરેક ખંડ પૂર્ણ થતાં તેના અંતમાં મેં ભાષાદીઠ જૈન કૃતિઓને વિભક્ત કરી તેની સૂચી આપી છે.

અહીં એ વાત ઉમેરીશ કે આ ત્રણ ખંડો પૈકી પ્રથમ ખંડ 'આગમિક' સાહિત્ય, બીજો ખંડ 'દર્શનિક' સાહિત્ય, અને ત્રીજો ખંડ 'કથાત્મક' સાહિત્ય; તેમજ 'અવશિષ્ટ' સાહિત્ય સાથે સંબંધ ધરાવે છે.

ઉપલબ્ધ આગમો સાથે દિગંબરોને કંઈ લાગતુ-વળગતુ નથી એ માન્યતા જાણે ચરિતાર્થ ન કરતી હોય તેમ પ્રથમ ખંડમા તો કેવળ શ્વેતાંબરોની જ કૃતિઓ છે, બાકીના ખંડોમાં પ્રથમ શ્વેતાંબરોની અને એ પૂરી થતાં દિગંબરોની કૃતિઓ રજૂ કરાઈ છે. દા. ત બીજા ખંડના પ્રથમ ભાગમાં શ્વેતાંબરોના ન્યાયના ગ્રંથોનો વિચાર કર્યા બાદ દિગંબરોના આ વિષયના ગ્રંથોને સ્થાન અપાયું છે ન્યાય પછી તત્ત્વજ્ઞાન, નીતિ, ઉપદેશ વગેરે વિષયોને લક્ષીને બંને ફિરકાઓના ગ્રંથોની અલગ અલગ રજૂઆત કરાઈ છે.

દર્શનિક સાહિત્ય અંગે जैन दर्शनिक साहित्यका सिंहावलोकन નામની એક હિંદી પત્રિકા 'જૈન સંસ્કૃતિ સંશોધન મંડલ' બનારસ તરફથી ઈ સ ૧૯૪૯માં પ્રસિદ્ધ થઈ છે. એ જૈન સાહિત્યનું એક પાસું સંક્ષેપમાં રજૂ કરે છે. એવી રીતે એના બીજાં પાસાંઓ પણ ભલે સંક્ષેપમાં રજૂ થાય તો તે પણ આવકારપાત્ર છે. કેમકે આગળ જતાં એ પ્રત્યેક પાસાને વિસ્તૃત બનાવાતાં અને એને સમુચિત રીતે સંલગ્ન કરાતા જૈન સાહિત્યનો ભવ્ય મહાલય તૈયાર થઈ શકશે

[ અપૂર્ણ ]

# સાભાર સ્વીકાર

૧૦૧) પૂ. મુ. શ્રીચંદ્રોદયસાગરજી મ. ના ઉપદેશથી શેઠ રતનચંદ ગુલાબચંદ જૈન ધર્મશાળા, અમદાવાદ
૧૦૦) પૂ. આ. શ્રીવિજયદર્શનસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શેઠ હઠીસિંહ કેશરીસિંહજી ઉપાશ્રય, અમદાવાદ
૭૧) પૂ. ઉપા. શ્રી. સુખસાગરજી મ ના ઉપદેશથી જૈન સંઘ, રાજનાંદગાંવ (મધ્યભારત)
૫૦) પૂ. પં. શ્રીશિવાનંદવિજયજી ગણિવરના ઉપદેશથી શેઠ લાલભાઈ એલ. પરીખ, અમદાવાદ
૩૧) પૂ. પં. શ્રીમેરુવિજયજી ગણિવરના ઉપદેશથી લુણસાવાડા મોટી પોળનો ઉપાશ્રય, અમદાવાદ
૩૧) પૂ આ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રીશ્વેતાંબર જૈન સંઘ, ઈડર
૩૦) પૂ. આ. શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, વડોદરા
૨૫) પૂ. આ. શ્રીવિજયકુમુદસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, કડી
૨૫) પૂ. પં. શ્રીકીર્તિમુનિજી મ ના ઉપદેશથી શ્રીવીરવિજયજી મહારાજશ્રીનો ઉપાશ્રય, અમદાવાદ
૧૫) પૂ. પ શ્રીરાજેન્દ્રવિજયજી મ. ના ઉપદેશથી ઉંઝા જૈન મહાજન, ઉંઝા
૧૫) પૂ આ શ્રીવિજયભક્તિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી સાગરનો જૈન ઉપાશ્રય, પાટણ
૧૫) પૂ. આ. શ્રીવિજયહર્ષસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શામળાની પોળનો તપાગચ્છીય ઉપાશ્રય, અમદાવાદ
૧૫) શ્રીરાયકાવાડા જૈન ઉપાશ્રય, પાટણ
૧૩) પૂ. મુ શ્રીલબ્ધિસાગરજી મ ના ઉપદેશથી શ્રીપાર્શ્વનાથ ભગવાનની પેઢી, નવસારી
૧૧) પૂ. પં. શ્રીકનકવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રી દાદાસાહેબ જૈન સોસાયટી, ભાવનગર
૧૧) પૂ. પં. શ્રીકાંતિવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રી. વડવા જૈન સંઘ, ભાવનગર
૧૦) યેવલા જૈન સંઘ, યેવલા.
૧૦) પૂ મુ શ્રીચંદ્રકાંતસાગરજી મ. ના ઉપદેશથી શ્રી. વડવા જૈન સંઘ, ભાવનગર
૧૦) પૂ મુ. શ્રીજયંતવિજયજી મ. ના ઉપદેશથી જૈન સંઘ, કલોલ
૧૦) પૂ પં. શ્રીપ્રવીણવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રીજૈનસંઘ, સગમનેર.
૧૦) પૂ આ શ્રીવિજયકસ્તુરસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શ્રીસ્તંભતીર્થ જૈન સંઘ, ખંભાત
૧૦) પૂ. મુ. શ્રીલલિતમુનિજીના ઉપદેશથી શ્રીવીશા શ્રીમાળી જૈન તપગચ્છ સંઘ, જામનગર
૧૦) પૂ. મુ. શ્રીરુચકવિજયજી મ. ના ઉપદેશથી જૈન તપાગચ્છ સંઘ, વાંકાનેર
૯) પૂ. મુ. શ્રીપુણ્યોદયવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, પોષાલિયા
૫) પૂ. મુ. શ્રીરૂપવિજયજી મ. ના ઉપદેશથી શ્રીતપગચ્છ જૈન સંઘ, મુડારા
૫) પૂ. મુ. શ્રીત્રૈલોક્યસાગરજી ગ. ના ઉપદેશથી ઋષભદેવ કેશરીમલજીની પેઢી, રતલામ.
૫) પૂ. ઉપા. શ્રીધર્મવિજયજી ગણિવરના ઉપદેશથી શ્રીતપગચ્છ જૈન સંઘ, કોલકી
૨) શ્રી. લાંઘણુજ જૈન સંઘ, લાંઘણુજ

## દરેકે વસાવવા યોગ્ય

# શ્રી જૈન સત્ય પ્રકાશના વિશેષાંકો

## (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

## (૨) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ આપતા લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા, દશમા, અગિયારમા, બારમા, તેરમા, ચૌદમા તથા પંદરમા વર્ષની પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકના ૨ [illegible]પિયા

— લ[illegible]

શ્રી જૈનધર્મ સત[illegible]
જેશિંગભાઈની વાડી, [illegible]

શ્રી જૈન [illegible] પ્રકાશનું વાર્ષિ[illegible]

મુદ્રક : ગોવિંદલાલ બ[illegible] સાન્દા[illegible]
પ્રકાશક : ચીમનલાલ [illegible]
જૈનધર્મ સત્ય પ્રકાશક [illegible] શિંગ[illegible]

# श्री जैन सत्य प्रकाश




તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૧૧-૫૧ . અમદાવાદ

વર્ષ ૧૭ : અંક ૨ ] [ ક્રમાંક : ૧૯૪

# વિષય-દર્શન





## પ્રાચીન સંતવાણી

**સં. પં. શ્રી. અંબાલાલ પ્રે. શાહ.**

અંબ લીંબુ નિત સીંચીઇ, અહનિંસિ નીરિહિં બેઉ,
ફલ દિકખાડંઈ જૂજૂઆં, પત્તહ કારણું તેહ.

પાસ વિહૂણઉ રંગ જિમ, વરસાલા વિણુ મેહ.
ભાવવિહૂણઉ દાન એ, વહિલા દાખઇ છેહ.

કરુલી ધન મેલ મેલવઈ, તે સુપુરિસ વિલસંતિ,
ચાવી મેલ્હઇ દંતડા, તે રસના રસ લિંતિ

દીધઉં ધન ત્રૂટઈ નહી, એહ પટંતર જોઈ;
કૂઉ જિમ ઊલીંચીઈ, તિમ તિમ બહુ જલ હોઈ

અવસરિ જેહ ન ઊપનઉં, સુવયણુ વિણય સુદાણુ,
અવસર ચૂકા તેહ નર, બે કર ઘસઇ અયાણુ.

માય તાય બંધવ સુઅણુ, પુત્ત કલત્ત સુમિત્ત,
તા સહૂઈ આદર કરઇ, જાં ઘરિ દેખઈ વિત્ત.



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ : વીર નિ. સં. ૨૪૭૮ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : २ | કાર્તિક વદ ૨ : ગુરુવાર : ૧૫ નવેમ્બર | १९४ |


# श्रीचन्द्रप्रभजिनस्तवः ।

संपादक : पूज्य मुनिराज श्रीकांतिसागरजी

सितध्यानगङ्गाजलक्षालितेव, प्रलिप्तेव सच्छीलकर्पूरपूरैः ।
शरच्चन्द्रवन्निर्मला यस्य कान्तिः, शरीरस्य चन्द्रप्रभं तं स्तुवेऽहम् ॥ १ ॥

स्वभावेन या निन्द्यकर्म्मा प्रवृत्ति', प्रवृत्तिश्च या शस्तकृत्येषु नित्यम् ।
सदाचारशीलं ' तदेतत्तवैव, प्रसादेन संप्राप्यते भव्यजीवैः ॥ २ ॥

महामोहभेदस्य वेदोदयस्याऽवकाशं मनो रोधत' संनिरुध्य ।
स्वयं धार्यते ब्रह्मचर्य तदेतन्मतं ब्रह्मशीलं त्वदुक्तागमेऽपि ॥ ३ ॥

कृतैर्योगसंज्ञेन्द्रियाङ्गिक्षमादेरभिव्याप्तिजातं गुणश्रेणिरूपम् ।
त्वयाऽदार्यि शीलाङ्गशीलं मुनीनां, रथीकृत्य मोक्षाध्वनि प्रस्थितानाम् ॥ ४ ॥

सुदृक्स्वेकमाद्यं द्वयं संयतेषु, त्रयं चाप्रमत्तेषु जायेत यस्य ।
यथा तस्य शीलस्य लाभो मम स्यात्, तथा देव ! चन्द्रप्रभाशु प्रसीद ॥ ५ ॥

॥ इति श्रीचन्द्रप्रभस्तवः ॥





# આચાર્ય ભગવાન મલ્લવાદિક્ષમાશ્રમણ અને ભર્તૃહરિનો સમય

લેખક: પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

જિનશાસનપ્રભાવક તાર્કિકશિરોમણિ આચાર્યપ્રવર શ્રીમલ્લવાદિક્ષમાશ્રમણજીના સમય વિષે તેમણે રચેલ નયચક્રગ્રંથમાં કોઈ ચોક્કસ ઉલ્લેખ જોવામાં આવતો નથી, પરંતુ પ્રભાવકચરિત્રકાર શ્રીપ્રભાચન્દ્રસૂરિજીએ પ્રભાવકચરિત્રના विजयसिंहसूरिप्रबंधમાં આ. શ્રીમલ્લવાદીના સમય વિષે જણાવ્યું છે કે—

श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ।
जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि ॥ ८३ ॥

"શ્રીવીરનિર્વાણથી ૮૮૪ વર્ષે (અર્થાત્ વિક્રમ સં. ૪૧૪માં) બૌદ્ધ અને બૌદ્ધ-વ્યંતરદેવોને તે મલ્લવાદીએ જીત્યા."

આ લખતી વખતે પ્રભાવકચરિત્રકાર શ્રીપ્રભાચન્દ્રસૂરિ સામે અવશ્ય કોઈ એવી પરંપરા હશે કે જેને આધારે તેમણે મલ્લવાદીએ બૌદ્ધો ઉપર વિજય મેળવ્યાનો સમય વિક્રમ સં. ૪૧૪ જણાવ્યો છે. આ. શ્રીમલ્લવાદીએ રચેલા ગ્રંથો પૈકી એક માત્ર નયચક્ર-ગ્રંથ જ અત્યારે મળી શકે છે જો કે નયચક્રગ્રંથ પણ મૂલરૂપે નષ્ટ થઈ ગયો જ અત્યારે માનવામા આવે છે. છતાં એના ઉપર सिंहसूरिगणिवादिक्षमाश्रमण નામના (વિક્રમની છઠ્ઠી-સાતમી શતાબ્દીના) આચાર્યે રચેલી 'ન્યાયાગમાનુસારિણી' નામની ૧૮૦૦૦ શ્લોક-પ્રમાણ ટીકા જે મળી આવે છે તેમાનાં મૂળનાં પ્રતીકોને ભેગાં કરીને તેમજ બીજી પણ અનેકવિધ સામગ્રીના આધારે આપણે મૂળગ્રંથને ઘણા અંશે તૈયાર કરી શકીએ તેમ છીએ. આ નયચક્રના અંતરંગનું મેં અનેકવાર પરિશીલન કર્યું છે તેમાં જે જે અન્ય ગ્રંથકારોનો તેમજ તેમનાં વાક્યોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે બધાં એટલાં બધાં પ્રાચીન છે કે તેની સાથે ઉપર જણાવેલ વિક્રમ સં ૪૧૪નો કોઈપણ રીતે વિરોધ આવી શકતો નથી. જે કંઈ વિરોધની કલ્પના આવતી હતી તે ભર્તૃહરિના સમય સાથે આવતી હતી. કારણ કે નયચક્રમાં શ્રીમલ્લવાદીએ ભર્તૃહરિની અનેક કારિકાઓ वाक्यपदीय નામના ભર્તૃહરિના ગ્રંથમાથી ઉદ્ધૃત કરી છે.

આ ભર્તૃહરિના સમય વિષે ભર્તૃહરિના ગ્રંથોમા તેમજ બીજા કોઈ ભારતીય ગ્રંથોમાં કોઈ ચોક્કસ ઉલ્લેખ જોવામા આવતો નથી. ચીની યાત્રી ઈત્સિંગે ભારતવર્ષમા

પર્યટન કર્યા પછી તેનાં સસ્મરણોની નોધરૂપે એક ગ્રંથ ચીની ભાષામાં લગભગ ઈસ્વીસન ૬૯૧માં લખ્યો છે તેમાં તેણે **ભર્તૃહરિ**ના સબધમાં જણાવ્યું છે કે '**ભર્તૃહરિ** નામે એક શૂન્યતાવાદી મહાન બૌદ્ધ પડિત હતો. તે સાત સાત વાર બૌદ્ધભિક્ષુ બન્યો હતો. અને સાસારિક મોહથી ભિક્ષુત્વનો ત્યાગ કરીને ફરી પાછો ગૃહસ્થ બનતો હતો. તેનુ મૃત્યુ થયે આજે ૪૦ વર્ષ થયાં છે" **ઈત્સિંગે** આ વૃતાત ઈસ્વીસન ૬૯૧મા લખ્યો હોવાથી બધા જ ઐતિહાસિક સશોધકોએ **ઈત્સિંગ**ના આ કથનને આધારે **ભર્તૃહરિ**નુ મૃત્યુ નિર્વિવાદ રીતે ઈસ્વીસન ૬૫૦માં થયુ છે એમ માની લીધુ છે અને તે આધારે તેમણે બીજા પણ ઘણા ગ્રંથકારોનો સમય નક્કી કરી નાખ્યો છે. ઈત્સિંગના કથનની સત્યતા વિષે — વિશ્વસનીયતા વિષે ઘણી આશકા ઉત્પન્ન થાય એવુ હોવા છતા પણ એના વિષે ભાગ્યે જ વિચાર કરવામાં આવ્યો છે.

'**ભર્તૃહરિ** શૂન્યતાવાદી બૌદ્ધપડિત હતો' આ વાત કોઈ રીતે માની શકાય તેમ નથી. કારણ કે **ભર્તૃહરિ**નુ **વાક્યપદીય** જોતા એ વૈદિકશિરોમણિ અને અદ્વૈતવાદી હતો એ સ્પષ્ટ જોઈ શકાય છે. પાછળથી તેણે ધર્મપરિવર્તન કર્યું હોય એવો કોઈ પણ સ્થળે નિર્દેશ મળતો નથી.

**ભર્તૃહરિ** મહાવૈયાકરણ **વસુરાત**નો શિષ્ય હતો, એમ **વાક્યપદીય** કાંડ બીજાની ટીકામાં **પુણ્યરાજે** જણાવ્યું છે. આ. શ્રી**મલ્લવાદી**એ પણ नयचक्रमां इति भर्तृहर्यादिमतम्। वसुरातस्य भर्तृहर्युपाध्यायस्य मत तु तथा एव तावद् भर्तृहर्यादिदर्शनमयुक्तम्। यत्तु वसुरातो भर्तृहरेरुपाध्याय......એ પ્રમાણે **ભર્તૃહરિ**ના ઉપાધ્યાય તરીકે **વસુરાત**નો ઉલ્લેખ અનેકવાર કર્યો છે. ઈસ્વીસન ૫૬૦ આસપાસમા **પરમાર્થ** કે જે **ઉજ્જયિની**નો પંડિત હતો અને **ચીન**માં જઈને રહ્યો હતો તેણે **ચીની** ભાષામાં **વસુબંધુ**નું ચરિત્ર[2] લખ્યું છે તેમાં તેણે જણાવ્યું છે કે — "મહાવૈયાકરણ **વસુરાતે** વસુબધુએ રચેલા **અભિધર્મકોશ**મા વ્યાકરણ સંબંધી દોષો જણાવ્યા હતા. એટલે **વસુબંધુ**એ દોષોનો પરિહાર કરવા માટે **વસુરાત** સામે એક ગ્રંથ બનાવ્યો હતો" આ વાતને બધા જ વિદ્વાનો સ્વીકારે છે, તેમજ **ભર્તૃહરિ** આ **વસુરાત**નો શિષ્ય હતો એમ પણ બધા જ સ્વીકારે છે છતા ત્રીજી–ચોથી શતાબ્દીમા થયેલા **વસુબંધુ**ના સમકાલીન **વસુરાત**ના શિષ્ય **ભર્તૃહરિ**નુ મૃત્યુ ઈસ્વીસન ૬૫૦માં સંભવી જ શી રીતે શકે, એ વાતનો ભાગ્યે જ કોઈએ વિચાર પણ કર્યો છે અલબત્ત, આ વિસગતિને દૂર કરવા માટે ડૉ. જે. **તકકુશુ**એ ( J. TAKAKUSU ) રોયલ એસિઆટિક સોસાયટી, **લંડન**ના જર્નલના સને ૧૯૦૫ના અંકમા Date of Vasubandhu નામના એક લેખમાં પ્રયત્ન કર્યો છે, પરતુ તે અર્થહીન છે ડૉ. **તકકુશુ**નુ કહેવું છે કે—"**ભર્તૃહરિ**ને **વસુરાત**નો પરંપરાશિષ્ય માનવાથી એ વિસગતિ ટળી જશે' પરતુ પરપરાશિષ્ય માનવાનું

---

૧ આ ગ્રથનું ઇગ્લીશ ભાષાતર Dr J Takakusu એ કરેલુ છે અને તેનુ નામ A record of Buddhist religion practicised in India and the Malaya Archipelago (published by the oxford University.) એ પ્રમાણે છે. આ ઇગ્લીશ ઉપરથી કાશીની નાગરીપ્રચારિણી સભા તરફથી એક હિદી ભાષાતર પણ પ્રગટ થયુ છે.

૨ આ ચરિત્ર તોઙ્–પો નામના ફ્રેચ પત્રમા પ્રસિદ્ધ થયુ છે. સને ૧૯૦૪, જુલાઈ.

કંઈ જ કારણ નથી. **નયચક્ર**માં 'ભર્તૃહરિના ઉપાધ્યાય' તરીકે **વસુરાત**નો ઉલ્લેખ જોતાં કોઈપણ રીતે **ભર્તૃહરિ**ને **વસુરાત**નો પરમ્પરાશિષ્ય માની શકાય નહિ સંભવ છે કે કોઈ બીજો **ભર્તૃહરિ** નામનો બૌદ્ધ પંડિત હોય અને ઇત્સિંગે ભૂલથી તેનો મહાવૈયાકરણ **વાક્યપદીયકાર ભર્તૃહરિ** સાથે નામસામ્યથી અભેદ માની લીધો હોય. આથી કેટલાક વિદ્વાનો **ભર્તૃહરિ**ના સમય વિષે અત્યંત શંકાશીલ હતા.

પરંતુ આ બાબતમા અત્યંત સુંદર પ્રકાશ પાડતુ અને તદ્દન નવુ જ એક નિશ્ચયાત્મક પ્રમાણ મળી આવ્યુ છે કે જે તદ્દન આશ્ચર્યજનક છે અને ભારતીયદર્શનસાહિત્યના ઈતિહાસમા નવો જ ધડાકો કરનારું છે.

બૌદ્ધ આચાર્ય **દિગ્નાગ** કે જે Father of the Buddhist Logic ના નામથી પ્રસિદ્ધ છે અને જે **વસુબંધુ**નો શિષ્ય હતો તેણે प्रमाणसमुच्चय નામના એક મહાન દાર્શનિક ગ્રંથની રચના કરી છે. આનાં ૬ પ્રકરણો છે. તેના ઉપર **દિગ્નાગે** સ્વોપજ્ઞવૃત્તિ પણ રચેલી છે વૃત્તિ ઉપર **જિનેંદ્રબુદ્ધિએ વિશાલામલવતી** નામની ૯૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા લખેલી છે (જિનેદ્રબુદ્ધિનો સમય ઈસ્વીસન સાતમી શતાબ્દીમાં માનવામાં આવે છે) આ બધા જ ગ્રંથો અત્યારે સંસ્કૃત ભાષામા નષ્ટ થઈ ગયા માનવામા આવે છે. પરંતુ સદ્ભાગ્યે આ બધા ગ્રંથોનુ આજથી લગભગ ૧૦૦૦ વર્ષ પૂર્વે બૌદ્ધસંઘુઓએ ટિબેટન ભાષામા કરેલું ભાષાતર મળી આવે છે. બૌદ્ધસાધુઓ અને પંડિતોએ નાના–મોટા હજારો[3] ગ્રંથોનુ ટિબેટનભાષામાં ભાષાતર કરેલુ છે. આ ભાષાતરો એવાં વ્યવસ્થિત હોય છે કે એ ભાષાનો અભ્યાસ કર્યા પછી આપણે જો એ ભાષાંતરો વાંચીએ તો આપણને લગભગ એવુ લાગે કે આપણે મૂળ સંસ્કૃત જ વાચી રહ્યા છીએ આ ભાષાંતરોના બે વિભાગ છે· એકનું નામ बृकड–ऽग्युर् છે. આમાં **બુદ્ધ**ના વચનરૂપે મનાતા ગ્રંથોનો સંગ્રહ છે. બીજા વિભાગનું નામ बृस्तन्ऽग्युर् છે. આમાં સ્તોત્ર, તન્ત્ર, વ્યાકરણ, કાવ્ય, કોશ, ન્યાય. નાટક, છંદ, વૈદ્યક, જ્યોતિષ, સૂત્રવૃત્તિ વગેરે હજારો નાના–મોટા ગ્રંથોનો સંગ્રહ છે. बृस्तन् ऽग्युर् નામના બીજા વિભાગમાં ત્રણ પેટા વિભાગો છે તેમા ત્રીજા પેટા વિભાગનુ નામ मृदो-ऽग्रेल् (Mdo) છે. આમા ચે (=૯૫) નંબરની પોથીમા **પ્રમાણસમુચ્ચય**, તેની સ્વોપજ્ઞવૃત્તિ, **ન્યાયપ્રવેશ, ત્રિકાલપરીક્ષા** વગેરે **દિગ્નાગ**રચિત ગ્રંથો તેમજ **ધર્મકીર્તિકૃત પ્રમાણવિનિશ્ચય, હેતુબિન્દુ, પ્રમાણવાર્તિક** વગેરે વગેરે અનેક ગ્રંથોના ભાષાતર છે. તેમજ રે (=૧૧૫) નંબરની પોથીમા **વિશાલામલવતી** નામની **પ્રમાણસમુચ્ચયટીકાનું** ટિબેટન ભાષાતર છે. नयचक्रના સંશોધનમાં અત્યત જરૂરી હોવાથી આ ગ્રંથો મે લંડનની ઈન્ડીઆ ઓફીસની લાયબ્રેરીમાથી ત્યાના લાયબ્રેરીઅન શ્રી **થોમ્પમન**ના સૌજન્યથી તેમજ **મદ્રાસની આડયરની** (થિઓસોફીકલ) લાયબ્રેરીમાંથી પુનાના પ્રોફેસર વિદ્વદ્વર્ય શ્રી **વાસુદેવ વિશ્વનાથ ગોખલે** M. A. Ph D. નાં સૌજન્યથી મેળવ્યા છે. વિદ્વાનોને આશ્ચર્ય થશે કે આ **પ્રમાણસમુચ્ચય**ના ૫,મા અપોહપરિચ્છેદના અંતભાગમા શબ્દાર્થની ચર્ચા કરતાં **દિગ્નાગે** ભર્તૃહરિના વાક્યપદીયના બીજા કાંડની ૧૫૬ મી તથા ૧૫૭મી કારિકા ઉધ્ધૃત કરી છે આની અવતરણિકા આપતા ટીકાકાર **જિનેંદ્રબુદ્ધિએ વિશાલામલવતી** ટીકાના ૩૩૦ B નંબરના

3 આ બધા ગ્રંથોની અનુક્રમણિકા (કેટલોગ) **લેનિનગ્રાન્ડ** (રશિયા) **ફ્રાન્સ** તથા **જાપાનથી** પ્રસિદ્ધ થઈ છે.

પાનામાં ख-चिग् तु ग्चो-बोर् छ-शस् नंमूस्-लऽजुग्स्ते । जि स्कद्‌दु भर्तृहरिस्-यिस् स्रस् એમ જણાવ્યું છે, સંસ્કૃતમાં તેનો અર્થ क्वचित् मुख्या अवयेषु प्रवृत्ति । यथाऽऽह भर्तृहरिः એવો થાય છે. એટલે એ બે કારિકાઓ **ભર્તૃહરિની** જ છે અને **દિગ્નાગે** તે ઉધ્ધૃત કરી છે, એમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી એ બે કારિકાઓ કે જે **દિગ્નાગે વાક્યપદીયમાંથી** ઉધ્ધૃત કરી છે તે નીચે પ્રમાણે છે—

| **ટિબેટન ભાષાંતર** | **મૂળ સંસ્કૃત** |
|---|---|
| थिग्स्-प दङ् नि छोग्स्-प यिन् । | बिन्दौ च समुदाये च |
| छु-सोग्स्-नंमूस्-ल र्जोद्-ब्येद् नि । | वाचकः सलिलादिषु । |
| ग्रङ्स् दङ् छद् दङ दूब्यिब्स्-नंमूस्-ल । | सङ्ख्या-प्रमाण-सस्थान- |
| ल्तोस्-प-मेद-पर् ऽजुग्-पर्-ब्येद् । | निरपेक्ष प्रवर्तते ॥ |
| दूब्यिब्स्न्दङ्-ख-दोग्-यन-लग्-नंमूस । | सस्थानवर्णावयवै- |
| ख्यत्-पर्-चन् ल गङ् ऽजुग्-प । | र्विशिष्टे य प्रयुज्यते |
| दे-यि यन्-लग्-ल स्ग्र-नि । | शब्दः तस्यावयवे |
| ऽजुग्-प दूमिग्स्-प म यिन् ते । | न प्रवृत्तिरुपलभ्यते ॥ |

આ બંને કારિકાઓ વાક્યપદીયમાં ૨, જા કાંડમાં આ પ્રમાણે છે:

सस्थानवर्णावयवैर्विशिष्टे यः प्रयुज्यते । शब्दो न तस्यावयवे प्रवृत्तिरुपलभ्यते ॥१५६॥
सख्याप्रमाणसस्थाननिरपेक्ष प्रवर्तते । बिन्दौ च समुदाये च वाचकः सलिलादिषु ॥१५७॥

આ બંને કારિકાઓને **દિગ્નાગે** ક્રમ બદલીને ઉધ્ધૃત કરી છે. ૧૫૬ મી કારિકાના ટિબેટના ભાષાંતરમાં પૂર્વાર્ધ-ઉત્તરાર્ધનો જે વ્યુત્ક્રમ જોવામાં આવે છે તે ટિબેટનભાષામાં તેવા પ્રકારની વાકયરચના થતી હોવાથી ટિબેટન ભાષાંતરકારોએ કરેલો છે. ઘણે ઠેકાણે ટિબેટનભાષાંતરકારો ટિબેટનભાષાની પદ્ધતિને અનુસરીને મૂળ સસ્કૃતવાક્યરચનાના ક્રમમાં ફેરફાર કરી નાખે છે.

આ બે કારિકા ઉપર **જિનેંદ્રબુદ્ધિએ** ઘણી વિસ્તૃત ટીકા લખી છે. તેનો થોડો પ્રારંભનો ભાગ આ જાતનો છે—

छु-सोग्स्-नंमस-ल शेस्-पडि-सोग्सूँ-पडि स्ग्रस् स-ल-सोग्स्-प-योङ्स्-सु-ग्झुङ्-दो। ग्रङ्स्-ल-सोग्स्-प-ल-मि-ब्लतो-स्-प-निद्-क्यिस्-न छ-शस्-नंमूस्-ल गचो-चोर् ऽजुग-प-निद् दु स्तोन-ते । આનું સંસ્કૃત આ પ્રમાણે છે– सलिलादिषु इति 'आदि' शब्देन पृथिव्यादिपरिग्रहः । सङ्ख्यादिनिरपेक्षत्वेन अवयवेषु मुख्या प्रवृत्तिरेव दर्श्यते ।

ઉપરના લખાણથી એ સ્પષ્ટ છે કે **વાક્યપદીયની** રચના **પ્રમાણસમુચ્ચય** પહેલાં થયેલી છે. **પ્રમાણસમુચ્ચયકાર** દિગ્નાગ વસુંબંધુનો સાક્ષાત્ શિષ્ય હોવાથી અને **વસુબંધુનો** સમય વિક્રમની ચોથી શતાબ્દી આસપાસ હોવાથી **દિગ્નાગનો** પણ એ જ સમય છે. **ભર્તૃહરિનો** ગુરુ **વસુરાત વસુબંધુનો** સમકાલીન હોવાથી **ભર્તૃહરિ** અને **દિગ્નાગ** બંને સમકાલીન વિદ્વાનો છે હા, બંનેમાંથી કોઈ એક નાના-મોટા હોવા સંભવે છે, પણ છે તો

સમકાલીન જ. ભારતીય ઇતિહાસમાં આ એક મહત્ત્વની વસ્તુ છે. કારણ કે **ભર્તૃહરિનું વાક્યપદીય** એ એવો મહત્ત્વનો ગ્રથ છે કે સેંકડો ગ્રંથોમાં એની કારિકાઓ ઉધ્ધૃત કરવામાં આવી છે. એટલે તે તે ગ્રથકારોના પરંપરાથી તેમજ અન્યપ્રમાણોથી ગમે તે પ્રાચીન સમય સિદ્ધ થતો હોય તો પણ તેમના ગ્રંથમાં **ભર્તૃહરિના વાક્યપદીયની** કોઈ પણ કારિકાનો અંશ માત્ર પણ જોવામા આવે કે તરત જ ઐતિહાસિકો **ઈત્સિંગે** જણાવેલા **ભર્તૃહરિના** ઈસ્વીસન ૬૫૦ મૃત્યુસમયને પ્રમાણભૂત માનીને તે તે ગ્રથકારોને સન ૬૫૦ પછી મૂકી દે છે અને એ રીતે ઘણીવાર પરપરાદિ પ્રમાણોને અન્યાય થયો છે

હવે આપણે **ભર્તૃહરિના** સમયવિષેની માન્યતા બદલી જ નાખવી જોઈએ. **ઇત્સિંગનો** તથાકથિત સમય **વાક્યપદીયકાર ભર્તૃહરિને** લાગુ પાડી શકાય તેમ નથી, એટલે કાં તો **ઈત્સિંગના** વચનને અસત્ય માનવુ જોઈએ અથવા તો જો તેમાં તથ્યાંશ હોય તો એ **ભર્તૃહરિ** બીજો જ કોઈ **ભર્તૃહરિ** હશે અને **ઇત્સિગે** ભૂલથી તેને મહાવૈયાકરણ **ભર્તૃહરિ** તરીકે નામસામ્યથી માની લીધો હશે એમ માનવુ યુક્ત લાગે છે.

આચાર્ય શ્રી **મલ્લવાદીએ ભર્તૃહરિના વાક્યપદીયની** અનેક કારિકાઓની **નયચક્રમાં** સમાલોચના કરી છે. પરતુ ઉપર જણાવ્યા મુજબ **ભર્તૃહરિનો** સમય ચોથી શતાબ્દી આસપાસ સિદ્ધ થતો હોવાથી ભગવાન **મલ્લવાદીએ** બૌદ્ધો ઉપર વિજય મેળવ્યાનો જે વિક્રમ સં. ૪૧૪ સમય **પ્રભાવકચરિત્રકારે** જણાવ્યો છે તેમા **ભર્તૃહરિના** સમયથી કોઈ પણ પ્રકારની બાધા આવતી નથી.

વિદ્વાનો આ સંબંધમા જો કોઈ વિશેષ પ્રકાશ પાડશે તો ઘણા આદર પૂર્વક હું તેને વધાવી લઈશ.

બીજા પણ અનેક ગ્રંથોનાં વાક્યોની **નયચક્રમાં** સમાલોચના કરવામાં આવેલી છે પરંતુ તે ગ્રથો ઘણા પ્રાચીન હોવાથી આ. શ્રી. **મલ્લવાદીના** સ. ૪૧૪ના સમયમા તેનાથી કોઈ વિરોધ આવતો નથી દાર્શનિક અને ઐતિહાસિક દષ્ટિએ **નયચક્રમા** ઘણી મહત્ત્વની સામગ્રી ભરેલી છે. **નયચક્રમાં** એવી કેટલીયે ચર્ચાઓ છે કે જે ભાગ્યે જ અન્યત્ર જોવા મળે છે. **નયચક્રમાં** એવા અનેક ગ્રથોનાં નામો તથા વાક્યો જોવામાં આવે છે કે જેનુ ભારતીય ઈતિહાસમાં નામ–નિશાન પણ રહ્યું નથી. આપણને નયચક્રમાં સર્વપ્રથમ જ તે સંબંધી જાણવા મળે છે. આચાર્ય શ્રી. **મલ્લવાદી** ક્ષમાશ્રમણનો આ મહાન नयचक्र નામનો દાર્શનિક ગ્રંથ **સિંહસૂરિવાદિગણિ** ક્ષમાશ્રમણવિરચિત **ન્યાયાગમાનુસારિણી** નામની અતિવિસ્તૃત ટીકા સાથે **ભાવનગરની** શ્રી. **જૈનઆત્માનંદસભા** તરફથી થોડા વખતમા પ્રગટ થવાનો છે

सं. २००७
आश्विन कृष्ण नवमी
मु **मालेगांव** (जिल्ला-नाशिक)

**मुनिराजश्री भुवनविजयान्तेवासी**
**मुनि जम्बूविजय**



# સ્મરણસ્તવની સંખ્યા પ્રાચીનતા આદિ પર વિશેષ પ્રકાશ

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

'**આત્માનંદ પ્રકાશ**'ના વર્ષ ૪૭, અંક : ૯, પૃષ્ઠ : ૧૭૮મા પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડિયાનો "સ્મરણ સંજ્ઞા સંખ્યા ઈત્યાદિ" લેખ પ્રકાશિત થયો છે, તેમાં સુપ્રસિદ્ધ સપ્ત અને નવ સ્મરણોના સંબંધમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે જ્યારથી મેં ઉક્ત લેખ વાચ્યો ત્યારથી એ સંબંધે વિશેષ પ્રકાશ પાડવાનો અને ત્રુટિઓનુ પરિમાર્જન કરવાનો વિચાર રહ્યા કર્યો છે પરંતુ અન્ય સાહિત્યક કાર્યોમાં લાગેલો હોવાથી એ વિચારને મૂર્તરૂપ આપવાનું આજ સુધી બની શક્યું નહિ. ગત વસંતપંચમીના દિવસે શતાવધાની ધીરજલાલ ટોકરશી શાહ જેસલમેર થઈને મારે ત્યાં આવ્યા અને સ્મરણસ્તવ સંબંધી કેટલીયે વાતો પૂછી. વાર્તાલાપની અંતે શ્રી. કાપડિયાના લેખથી વિશેષ જે વાતોની મને જાણ હોય તે વાચકોની જાણ માટે પ્રકાશિત કરવા માટે જણાવતાં એ વિગતો ઉપસ્થિત કરી રહ્યો છુ.

## ૧. "સ્મરણ" સંજ્ઞા અને સાત સંખ્યાની પ્રાચીનતા :—

પ્રો. કાપડિયાએ 'સ્મરણ' સંજ્ઞાની પ્રાચીનતાના સંબંધમાં પોતાના લેખની શરૂઆતમાં જ એમ લખ્યુ છે કે— 'વિક્રમની સત્તરમી સદી પૂર્વે આ સંજ્ઞા ઉદ્ભવેલી જણાતી નથી.' પરંતુ વાસ્તવમા તેમનુ આ અનુમાન સાચું નથી. પ્રાચીન પ્રતિઓના નિરીક્ષણના અભાવમા જ તેમની આ ધારણા બંધાઈ હોય એમ લાગે છે ખરતરગચ્છની પટ્ટાવલીઓ અનુસાર જિનદત્તસૂરિજીને ૬૪ યોગિની, પર વીર, ૫ પીરોએ તેમની સાધનાથી વશીભૂત થઈને સાત વરદાન આપ્યાં હતા, જેને ફળીભૂત કરવા માટે સાત કર્તવ્યપાલન બતાવવામાં આવ્યાં હતા. તેમાંના એકમા શ્રાવકને માટે ઉભય કાળ સપ્ત સ્મરણના પાઠનો પણ ઉલ્લેખ છે. ચૌદમી સદીના પૂર્વાર્ધમા લખાયેલી, જેસલમેરના બડા ભંડારમા રહેલી, ખરતરગચ્છના સ્તોત્રાદિ સંગ્રહની પ્રતિમાં ૭ સ્મરણો લખ્યા પછી તેની સંજ્ઞારૂપમા '**इति स्मरणाः समाप्ताः**' એમ લખેલુ મળે છે સાતમુ સ્મરણસ્તવ (ઉવસગ્ગહર સ્તોત્ર) પ્રતિમા પ્રતિક્રમણપાઠના પ્રસંગમાં પૂર્વલિખિત હોવાથી અહી લખ્યુ ન હોય એમ જણાય છે. તેનો સમાવેશ કરી લેતા સ્મરણસ્તવની સંખ્યા સાતની બને છે. ચૌદમી સદીના ઉત્તરાર્ધની બીજી પ્રતિમા પણ આ પ્રતિની જેમ જ 'સ્મરણસ્તવ' લખેલાં મળી આવે છે. તે પછીની પંદરમી સદીની તો કેટલીયે પ્રતિઓ અમારા અવલોકનમા આવી છે અને એક બે તો અમારા સંગ્રહમા પણ છે. આથી **સપ્ત સ્મરણ સંજ્ઞાની પ્રાચીનતા ૧૨મીથી ૧૪ મીના મધ્યવર્તી કાળની હોવાનું નિશ્ચિત** થાય છે. જે સ્મરણ સ્તવો ઉક્ત

પ્રાચીન પ્રતિઓમાં લખવામાં આવ્યાં છે તે ખરતરગચ્છમાં આજ સુધી નિર્વિવાદ રૂપે એ જ સપ્ત સ્મરણોનું પઠન–સ્મરણ કરવામા આવે છે.

**૨. સ્મરણસ્તવોની સંખ્યા સાતથી નવની ક્યારે પ્રસિદ્ધિમાં આવી:—**

ઉપર બતાવવામાં આવ્યુ છે કે સર્વ પ્રથમ સપ્તસ્મરણના નિત્ય પાઠનો પ્રચાર ખરતરગચ્છથી જ પ્રારંભ થયો છે. ખરતરગચ્છમાં યુગપ્રધાન જિનદત્તસૂરિ મોટા પ્રભાવશાળી આચાર્ય થઈ ગયા છે. તેમણે રચેલા 'ગણધર સપ્તતિકા'ના પ્રભાવથી એક શ્રાવકનો વ્યંતરઉપદ્રવ દૂર થયાનો ઉલ્લેખ સં. ૧૨૯૫ની 'ગણધર સાર્ધશતક'ની બૃહદ્વૃત્તિમાં મળી આવે છે. એમણે રચેલાં સ્તોત્રોનો પ્રભાવ સિદ્ધમંત્રની જેવો જ માનવામાં આવે છે. આથી ખરતરગચ્છમાં જે સ્મરણ સ્તવો માનવામા આવે છે તેમાંનાં ત્રણ સ્તોત્રો ( નં ૪–૫–૬) તો એમનાં જ રચેલા છે, બાકીનાં ચારમાં નં. ૧ **अजितशांति** ( નંદીષેણ ), નં. ૭ **उवसग्गहर** ( ભદ્રબાહુ ) અને નં ૩ **भयहरस्तोत्र** ( માનતુંગસૂરિ ) સર્વમાન્ય છે. નં. ૨ **लघुअजितशांति स्तोत्र** જિનદત્તસૂરિના પૂર્વ પટ્ટધર વિદ્વદ્વર્ય શ્રી જિનવલ્લભસૂરિનું રચેલું છે.

તપાગચ્છમા વર્તમાનમાં નવસ્મરણોની વિશેષ પ્રસિદ્ધિ છે પરંતુ કેટલીક શતાબ્દીઓ પહેલાં તેમનામાં પણ સાત સ્મરણોની માન્યતા હતી. સુપ્રસિદ્ધ સિદ્ધિચંદ્ર ગણિની ટીકા સાત સ્મરણો પર જ છે એ જ પ્રકારે નાગપુરીય તપાગચ્છના વિદ્વાન આચાર્ય શ્રી. હર્ષકીર્તિસૂરિની પણ સપ્તસ્મરણવૃત્તિ જ ઉપલબ્ધ છે, નવ સ્મરણની નહી. નવ સ્મરણની માન્યતા સંભવતઃ ૧૦૦–૧૫૦ વર્ષમા જ નવ અંકની મહત્તાને ધ્યાનમાં રાખીને પ્રસિદ્ધ કરવામાં આવી હોય એમ પ્રતીત થાય છે. જે પ્રમાણે સપ્ત સ્મરણોની માન્યતા ખરતરગચ્છના અનુકરણરૂપે તપાગચ્છમાં પ્રસિદ્ધ થઈ એ જ પ્રકારે તપાગચ્છની નવ સ્મરણની માન્યતાથી અન્ય ગચ્છવાળાઓ પણ પ્રભાવિત થયા. પરિણામે નાગપુરીય તપાગચ્છ, પાર્શ્વચંદ્રગચ્છ અને અંચલગચ્છમાં પણ આજે સ્મરણસ્તવોની સંખ્યા નવની જ માનવામાં આવી લાગે છે. ખરતરગચ્છમા કેટલાયે લોકો **भक्तामर** અને **बृहत्शांति**નો સમાવેશ કરી નવ સ્મરણ માનવા લાગ્યા છે આ તપાગચ્છની નવસ્મરણવાળી માન્યતાનો પ્રભાવ જ સમજવો જોઈએ.

**૩. સાત અને નવ સ્મરણોના સ્તોત્રોની માન્યતામાં અંતરઃ—**

તપાગચ્છમાં અને નાગપુરીય તપાગચ્છમા સ્મરણસ્તવોની સંખ્યા સાત હોવા છતાં સ્તોત્રો ખરતરગચ્છથી ભિન્ન છે જ પરંતુ કેવળ તપાગચ્છમાં પણ એકવાક્યતા નથી. એ જ પ્રકારે નવસ્મરણ તપાગચ્છ, નાગપુરીય તપાગચ્છ અને અંચલગચ્છમાં જુદાં જુદાં સ્તોત્રો છે. નીચે કયા ગચ્છવાળા કયા કયાં સ્તોત્રોને કયા કયા ક્રમે સપ્ત સ્મરણ અને નવ સ્મરણમા સમ્મિલિત કરે છે તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે—

( ૧ ) ખરતરગચ્છમાં—**अजितशांति, २ लघुअजितशांति ( उल्लासिकम् ), ३ भयहरस्तोत्र ( नमिऊण ), ४ सर्वाधिष्ठायी स्तोत्र ( तं जयउ ), ५ गुरुपारतन्त्र्य ( मयरहियं ), ६ विघ्नविनाशी ( सिग्घमवहरऊ ), ७ उवसग्गहरं** આ સાત સ્મરણો માનવામા આવે છે.

**(૨) તપાગચ્છમાં**—( સિદ્ધિચંદ્રની સપ્તસ્મરણની ટીકા અનુસાર ) **१. नवकार, २. उवसग्गहरं, ३. सप्तत्यधिकजिनस्तोत्र ( तिजयपहुत्त ), ४ भयहर ( नमिऊण ) ५.**

**अजितशांति**,× ૬. **लघुशांति**, ૭. **बृहत्‌शांति**—આ સાત છે તપાગચ્છમાં વર્તમાનમાં નં. ૩માં **संतिकरस्तोत्र**, ન. ૭માં **भक्तमरस्तोत्र**, નં. ૮માં **कल्याणमंदिरस्तोत्र**, આ ત્રણ સ્તોત્રોનો વધુ સમાવેશ કરી લેવામાં આવ્યો છે અને નં. ૬ **लघुशांति**ને નવસ્મરણો-માંથી અલગ કરી દેવામાં આવ્યુ છે. અમારા સંગ્રહમાં તપાગચ્છનાં સપ્ત સ્મરણ અને નવ સ્મરણોની કેટલીયે હસ્તલિખિત પ્રતિઓ છે જેમાંથી કોઈમાં **बृहत्‌शांति** ને બદલે **संतिकरं** સ્તોત્ર છે તો કોઈમાં **तिजयपहुत्त** ને બદલે **भक्तामर** છે. કોઈમાં **लघुशांति** નથી.

(૩) નાગપુરીય તપાગચ્છમાં—( હર્ષકીર્તિસૂરિની વૃત્તિ અનુસાર ) ૧. **नवकार**, ૨. **उवसग्गहरम्**, ३. **नमिऊण**, ૪. **लघुशांति**, ૫ **तिजयपहुत्त**, ६. **अजितशांति**, ૭. **बृहत्‌शांति**—આ સાત હતાં. વર્તમાનમાં નં. ૩મા ન. ૬ વાળુ **तिजयपहुत्त** અને નં. ૫માં નં. ૬ વાળું **अजितशांति** સ્તોત્ર ન. ૮ મા **बृहत्‌शांति** ને રાખીને ન. ૬ અને નં. ૭માં **भक्तामर** અને **कल्याणमंदिर** એ નવાં વધારીને નવ સ્મરણ માનવામાં આવે છે.

(૪) **અંચલગચ્છમાં**—પ્રાચીન માન્યતા શું હતી એ મારા જાણવામાં આવી શક્યું નથી. પરંતુ તેમના પંચ પ્રતિક્રમણ આદિ પ્રકાશિત ગ્રંથોથી વર્તમાનમાં નિમ્નોક્ત નવ-સ્મરણ માન્ય હોય એમ લાગે છે. ૧. **परमेष्ठिनमस्कार** ( **वज्रपंजरस्तोत्र, श्लोक** ८ ) २. **अजितशांति** (**गाथा** -૪૬), ३. **वीरस्तोत्र** (**गाथा**–६ પાદલિપ્તસૂરિ) ૪. **उवसग्गहरं**, ५. **नमिऊण** ( **गाथा**–२५ ), ६. **जीरिकापल्लीपार्श्वस्तोत्र** ( **श्लोक** ૧૪-મેરુતુંગ-સૂરિકૃત ), ७. **नमुत्थुणं**, ८ **लघुअजितशांति**(**गाथा**–८. વીરગણિકૃત ), ९. **अजितशांति** ( **श्लोक**–१७ જયશેખરસૂરિકૃત ).

ઉપર્યુક્ત ચારે ગચ્છોની માન્યતાનું સિંહાવલોકન કરતાં વિદિત થાય છે કે **अजित-शांति, भयहर, उवसग्गहरं**—આ ત્રણ સ્તોત્રો તો ચારે ગચ્છોમાં સમાનરૂપે માન્ય છે. તપાગચ્છ અને નાગપુરીય તપાગચ્છ બનેની માન્યતા ૧૭મી સદીમાં સંભવત એક હતી, કેવળ ક્રમમાં જરા સરખુ અંતર હતુ અચલગચ્છની માન્યતા અન્ય ત્રણે ગચ્છોથી અલગ પડી જાય છે. જેવી રીતે ખરતરગચ્છમાં ત્રણ સ્તોત્રો જિનદત્તસૂરિજીનાં અને એક જિનવલ્લભ-સૂરિજીનું રચેલુ સમિલિત છે એ જ પ્રકારે અચલગચ્છમા બે–ત્રણ સ્તોત્રો પોતાના ગચ્છના આચાર્યોનાં રચિત અને એક પાદલિપ્તસૂરિજી રચિત સમિલિત કરવામા આવ્યું છે. **नमुत्थुणं** નો સ્મરણસ્તવોમાં સમાવેશ કરવો એ તેમની ઉલ્લેખનીય વિશેષતા છે.

શ્રી. કાપડિયાએ, સિદ્ધિચદ્રની સપ્ત સ્મરણની ટીકાની જે પ્રતિ તેમના અવલોકનમાં આવી છે તેમા કેવળ ચાર સ્તોત્રોની જ ટીકા હોવાનો ઉલ્લેખ કર્યો છે આ ગ્રંથની એક સંપૂર્ણ પ્રતિ ૧૫ વર્ષ પહેલા મે બિકાનેરમા યતિ પ્યારચદ્રજીની પાસે જોઈ હતી. તેની નોધ અત્યારે મારી પાસે નથી પરંતુ મે મોકલેલા અને શ્રી દેસાઈએ સપાદિત કરેલા **भानुचंद्र-चरित**ના પરિશિષ્ટાન્તર્ગત પ્રશસ્તિઓમા શ્રી. દેસાઈએ આ સ્મૃતિનો પરિચય આપ્યો છે.

× કેટલાંક સ્તોત્રો બધા ગચ્છવાળાઓને સમાનરૂપે માન્ય હોવા છતા તેમની ગાથાઓની સખ્યામા ઓછાવત્તાપણુ મળી આવે છે. જેમકે—અજિતશાંતિની ગાથાઓ કોઈ ૩૯, કોઈ ૪૦ અને અચલગચ્છ-વાળા ૪૬ માને છે. ભયહરસ્તોત્રની કોઈ ૨૧ અને કોઈ ૨૪ માને છે. એનો નિશ્ચય તો પ્રાચીન વૃત્તિઓ અને પ્રતિઓના અવલોકનથી થવા હોવાનો સભવ છે.

તે અનુસાર પ્રો. કાપડિયાની પ્રતિમાં અપ્રાપ્ત ત્રણ સ્તોત્રો આ છે—નં. ૫ **अजितशांति**, નં. ૬ **लघुशांति**, નં. ૭. **बृहत्‌शांति**.

એ પ્રકારે શ્રી. કાપડિયાએ હર્ષકીર્તિસૂરિ રચિત સપ્તસ્મરણ વૃત્તિનો પરિચય આપતાં પ્રાપ્ત પ્રતિમાં આઠ સ્તોત્રોની ટીકા હોવાનો ઉલ્લેખ કર્યો છે. વાસ્તવમાં અહીં **भक्तामर-स्तोत्र** સપ્ત સ્મરણથી અલગ સમજવું જોઈએ. સંભવતઃ **कल्याणमंदिर** ને નવસ્મરણમાં સ્થાન આમાં જ આપવામાં આવ્યું છે. પહેલાં તપાગચ્છમાં પણ તેનું સ્થાન **लघुशांति**ને આપવામાં આવેલું હતું. અમારા સંગ્રહમાં ટબાસહિત એક એવી પ્રતિ પણ છે*

શ્રી. કાપડિયાએ હર્ષકીર્તિસૂરિની વૃત્તિમા ત્રીજા અને પાંચમા સ્મરણની સંખ્યાનો નિર્દેશ ન હોવાથી સ્તોત્ર કયાં છે એ જાણવુ બાકી રહે છે એમ લખ્યું છે. વાસ્તવમાં તે **नमिऊण** અને **तिजयपहुत्त** છે.

'**जिनरत्नकोश**' અનુસાર સપ્તસ્મરણની પાંચ ટીકાઓનો ઉલ્લેખ કર્યો છે, તેમાંથી નં. ૫ આજ સુધી રહ્યાં છે. ટીકા નં. ૩માં જિનપ્રભસૂરિજીની વૃત્તિ સપ્ત સ્મરણો પર હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ વાસ્તવમાં તેમની વૃત્તિ ત્રણ× સ્તોત્રો પર જ છે. અન્ય ચાર સ્તોત્રોમાંથી **उल्लासिकम् (लघुअजितशांति)**પર જિનેશ્વરસૂરિ શિષ્ય ધર્મતિલક-રચિત વૃત્તિ છે, જે સં ૧૩૨૨માં રચેલી છે તે શ્રી. બુદ્ધિમુનિજી સંપાદિત **वैराग्यशतकादि ग्रंथपंचक**માં આ છપાઈ ચૂકી છે. સુપ્રસિદ્ધ ઉપાધ્યાય લક્ષ્મીતિલકે તેનું સંશોધન કરેલું છે. **त जयउ** સ્તોત્ર પર જયસાગર ઉપાધ્યાયની વૃત્તિ છે, જે સં. ૧૪૭૫થી પૂર્વમાં રચાયેલી છે. અન્ય બે સ્તોત્રોના વૃત્તિકારોનો પ્રતિમાં ઉલ્લેખ નથી. આ પ્રકારે પ્રારંભ, મધ્ય અને અંતનાં સ્તોત્રો પર જિનપ્રભસૂરિજીની વૃત્તિને જોઈને પૂરી તપાસના અભાવમાં સાતે સ્મરણો પર તેમની વૃત્તિ હોવાનો ભ્રાંત ઉલ્લેખ સૂચી બનાવનારે કરી દીધો લાગે છે.

**जिनरत्नकोश**માં ઉલ્લિખિત સપ્તસ્મરણની પાંચ વૃત્તિઓથી અતિરિક્ત કેટલીયે બાલાવબોધ અને ટબ્બારૂપ ભાષાટીકાઓ મારા અવલોકનમાં આવેલી છે, જેમાંથી સાધુ-કીર્તિરચિત સપ્તસ્મરણ-બાલાવબોધની બે પ્રતિઓ અમારા સગ્રહમા પણ છે. આની રચના બિકાનેરના મંત્રીશ્વર કર્મચદ્ર બછાવતના પિતા સગ્રામસિંહજીના માટે સં. ૧૬૧૧મા કરેલી છે. શ્રીમદ્ દેવચંદ્રજીરચિત સપ્તસ્મરણ ટબ્બા ૨૩ વર્ષ પૂર્વે યતિ ચુન્નીલાલજીના સગ્રહમાં (કોઈ શ્રાવિકા માટે શ્રીમદે સ્વય લખેલો) અમે જોયો હતો હવે એ પ્રતિ કયાં ગઈ તેનો પત્તો નથી. સપ્ત સ્મરણોમાંથી કેટલાયે ફુટકર સ્તોત્રો પર અન્ય રચિત વૃત્તિઓ પણ અવલોકનમાં આવી છે. લેખ વિસ્તારભયથી તેનો પરિચય અહીં આપવામા આવતો નથી.

---

* આ પ્રતિ વિક્રમવિજય શિ० મોહનવિજય લિખિત મુબઈમા લગભગ ૧૦૦–૧૫૦ વર્ષ પૂર્વે લખાયેલી છે.

× अजितशातिस्तववृत्ति (સ ૧૩૬૫ પોષ સુદિ ૨ દશરથપુરમા ટબા ગુજ. ૭૪૦ બોધિદીપક), भयहरवृत्ति ૬ (अभिप्रायचंद्रिका–સ ૧૩૬૫ પોષ સુદિ ૯ સાકેતપુર उवसग्गहरवृत्ति) अर्थकल्पलतावृत्ति (સ. ૧૩૬૫ પોષ વદિ ૯ સાકેતપુર, ૨૭૨ अनेकार्थरत्नमंजूषामा પ્રકાશિત).

# જૈન સંસ્કૃત સાહિત્યના

# ઇતિહાસની સામગ્રી

[ગતાંકથી પૂર્ણ]

લેખક : પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા

**'જૈન સત્ય પ્રકાશ'** (વર્ષ : ૭, અંક ૧-૩૭)માં મુનિ શ્રીધુરંધરવિજયજીનો 'જૈન ન્યાયનો વિકાસ' નામનો લેખ પ્રસિદ્ધ થયો છે.[૧] એમા દાર્શનિક ગ્રંથકારો અને ગ્રંથોનો ટૂંક પરિચય અપાયો છે. જૈન ન્યાયને લગતી પ્રથમ સ્વતંત્ર પાઈય કૃતિ તે **સમ્મઈ પયરણ** છે. એને બાજુ પર રાખીએ તો આ લેખ ન્યાયને અંગેની સંસ્કૃત કૃતિઓની નોંધ મોટે ભાગે પૂરી પાડે છે.

આ પૂર્વે ડૉ સતીશચંદ્ર વિદ્યાભૂષણે History of the mediaval school of Indian Logic નામની પોતાની કૃતિમા જૈન ન્યાયના વિકાસનો વિચાર કર્યો છે. અને પં. સુખલાલજીએ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા વાંચેલો **'જૈન ન્યાયનો ક્રમિક વિકાસ'** શીર્ષક લેખ ઉપયોગી માહિતી આપે છે

ડૉ. વિન્તર્નિત્સે જર્મન ભાષામાં "ભારતીય સાહિત્યનો ઇતિહાસ" લખ્યો છે અને એનો સુધારા-વધારા સાથેનો અંગ્રેજી અનુવાદ બે ભાગ પૂરતો પ્રગટ થયો છે. એના પહેલા ભાગમાં વૈદિક સાહિત્યનો—વેદ વગેરેનો પરિચય છે અને બીજા ભાગના પૂર્વાર્ધમાં 'બૌદ્ધ' સાહિત્યનો અને ઉત્તરાર્ધમાં 'જૈન' સાહિત્ય વિશે નિરૂપણ છે. ત્રીજો ભાગ હજી છપાયો નથી.

**બૃહત્કથાકોશ**ની પ્રસ્તાવનામાં ભારતીય કથાસાહિત્યનો વિચાર કરતી વેળા એના લેખકે જૈન કથાત્મક સાહિત્યનો ટૂંકમાં અંગ્રેજીમાં પરિચય કરાવ્યો છે. મેં **તરંગલોલા**ની પ્રસ્તાવનામાં આ વિષય ગુજરાતીમા ચર્ચ્યો છે. **મદનપરાજય**ની હિંદી પ્રસ્તાવનામાં "ભારતીય આખ્યાન સાહિત્ય" વિશે પૃ. ૨૫-૪૨માં અને "રૂપકાત્મક કથા-સાહિત્ય" વિશે પૃ. ૪૨-૫૨માં ઊહાપોહ છે. એમાં જૈન કૃતિઓનો નિર્દેશ છે.

જૈન દાર્શનિક સાહિત્યમાં કર્મના સિદ્ધાંતનું નિરૂપણ મહત્ત્વનો અને વિસ્તૃત ભાગ ભજવે છે આને લગતી એક યોજના મે "જૈન ધર્મ પ્રકાશ" (પુ ૬૭, અંક ૧)મા છપાયેલા મારા "કર્મ મીમાંસાનુ આયોજન"માં વ્યક્ત કરી છે. કર્મ સિદ્ધાંતને લગતી કૃતિઓ વિશે શા. કુંવરજી આણંદજીએ સાતમી ગુજરાતી પરિષદ્‌માં **'કર્મ સંબંધી જૈન સાહિત્ય'** એ નામે વાંચેલા નિબંધમાં ઘણી હકીકતો સંગ્રહાયેલી છે અને એ સંબંધી કેટલીક કૃતિઓ વિશે મારા કેટલાક સ્વતંત્ર લેખ પ્રગટ થયા છે. એ પૈકી "કમ્મપયડિ અને બંધ સયગ" 'આત્માનંદ પ્રકાશ' (પુ ૪૮, અંક ૨)મા "પંચસંગ્રહ પગરણનુ પર્યાલોચન" 'જૈન ધર્મ પ્રકાશ' (પુ ૬૭, અં ૨, ૩-૪)માં બે કટકે અને "કર્મ વિષયક ગ્રંથોનું નામસામ્ય" 'જૈ. ધ. પ્ર' (પુ. ૬૬, અં. ૯)માં છપાયા છે "સત્તરિયા અને એનું વિવરણાત્મક સાહિત્ય" તથા 'છ ખંડાગમ અને કસાય-પાહુડ તેમજ એ પ્રત્યેકનું વિવરણાત્મક સાહિત્ય" એ બે લેખો ટૂંક સમયમા છપાશે.

આ લેખો મુખ્યતયા કર્મવિષયક પાઈય કૃતિઓ ઉપરની સંસ્કૃત ટીકાઓની નોંધ પૂરી પાડે છે. વળી, એમાં સંસ્કૃત કર્મ-ગ્રંથોની પણ રૂપરેખા આલેખાઈ છે.

---

૧ હાલમાં 'વર્ણી અભિનંદન ગ્રંથ'માં પં. દરબારીલાલનો जैन न्यायका विकास નામનો લેખ હિંદીમાં પ્રગટ થયો છે.

અત્યાર સુધીમાં અન્યાન્ય સ્થળેથી જૈનોનાં કેટલાંક સંસ્કૃત કાવ્યો, ચરિત્રો વગેરે છપાવાયાં છે. અને કોઈ કોઈની તો વિશિષ્ટ પ્રસ્તાવના પણ છપાઈ છે. તેમાં બાલચંદ્રસૂરિનું **'વસંતવિલાસ' સુકૃત સંકીર્તન** 'કાવ્ય, તેમજ યશોવિજય જૈન ગ્રંથમાલા તરફથી પ્રગટ થયેલાં **શાંતિનાથ ચરિત્ર, પાર્શ્વનાથ ચરિત્ર, નેમિનાથ ચરિત્ર, મલ્લિનાથ ચરિત્ર** વગેરે, સિંઘી જૈન ગ્રંથમાળાથી પ્રગટ થયેલાં **દેવાનંદાભ્યુદય** કાવ્ય, **ભાનુચંદ્ર** ચરિત્ર, **દિગ્વિજય**–મહાકાવ્ય વગેરે ઘણા કાવ્યગ્રંથો પ્રસ્તાવના સાથે પ્રગટ થયા છે. **પદ્માનંદ મહાકાવ્ય** "ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા"થી છપાયું છે. આ કાવ્ય વિશે મેં એની પ્રસ્તાવનામાં નોંધ લીધી છે. **હીરસૌભાગ્ય**[1] અને **વિજયપ્રશસ્તિ** એ બે કાવ્યો અંગે મેં એકેક લેખ લખ્યો છે, જે હવે પછી છપાશે. "અનેક–સંધાન કાવ્યો" નામનો મારો લેખ "જૈન સત્ય પ્રકાશ' (વર્ષ ૧૫, અં. ૧૨)માં છપાયો છે.

સ્તુતિ—સ્તોત્રોનાં કેટલાંક સંસ્કરણો બહાર પડ્યાં છે, તેમાં પ્રસ્તાવનાની દૃષ્ટિએ **જૈન સ્તોત્ર સંદોહ** (ભા ૧–૨)ની પ્રસ્તાવના નોંધપાત્ર છે. કેમકે આ પ્રત્યેક ભાગમાં ચાલીશેક સ્તોત્રકારોનો પરિચય અપાયો છે.

ઔપદેશિક સાહિત્યને અંગે મે એક સંક્ષિપ્ત નોંધ **ઉપદેશરત્નાકર**ની મારી ભૂમિકા (પૃ. ૪, ૫)માં લીધી છે આ સાહિત્યની પાઈય કૃતિઓ પૈકી કેટલીકનો પરિચય મેં **પાઇય ભાષા અને સાહિત્ય** (પૃ. ૧૨૬–૮)માં આપ્યો છે સ્તુતિ–સ્તોત્રોને લગતી નોંધ પણ ઉપર્યુક્ત પુસ્તક (પૃ. ૧૩૯–૧૪૧)માં લીધી છે ને કેટલાક પાઇય સ્તોત્રોનો તેમાં ઉલ્લેખ કર્યો છે. પરંતુ સમગ્ર સ્તોત્રાત્મક સાહિત્યનો વિશેષ વિચાર કરવો બાકી રહે છે.

આ પ્રમાણે પ્રસંગવશાત્ દાર્શનિકાદિ સાહિત્ય વિશે થોડીક હકીકત રજૂ કરી મૂળ વિષય તરફ વળીશું તો જણાશે કે "જૈન સત્ય પ્રકાશ" (વર્ષ ૭, અં. ૧–૩)માં "મધ્યકાલીન ભારતના મહાવૈયાકરણ" નામના પં. અંબાલાલ શાહના લેખમાં ખાસ કરીને હેમચંદ્રસૂરિના સમય સુધીનાં[2] સંસ્કૃત વ્યાકરણોની કાલક્રમે નોંધ છે. આમાં થોડોક ઉમેરો કરાય તો જૈન સંસ્કૃત સાહિત્યના એક અંગ પૂરતો પરામર્શ પૂર્ણ બને.

જેમ વ્યાકરણ વિશે અહીં વિચાર કરાયો છે તેમ સંસ્કૃત કોશો કે છંદશાસ્ત્રો વિશે કોઈએ પરિપૂર્ણ પરિચય આપ્યો હોય તો તે જાણવામાં નથી.

"ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા' થી પ્રકાશિત **અલંકાર મહોદધિ**ની પં. લાલચંદ્ર ગાંધીની સંસ્કૃત પ્રસ્તાવનામાં અલંકાર શાસ્ત્રને અંગેની જૈન કૃતિઓનો પરિચય અપાયો છે ખરો, પણ જો એની વિશેષતાનું—ઉત્તરોત્તર કૃતિમાં થયેલા સુધારા–વધારાનું વિકાસસૂચન કરાયું હોત તો અલંકાર શાસ્ત્રના વિકાસના ઇતિહાસની ભૂમિકા તૈયાર થાત. પ્રો. એસ. કે. ડેના History of Sanskrit Poeticsમાં આ વિષયની થોડી ઘણી ઝાંખી થાય છે.

કેટલાક શ્વેતાંબરીય ગ્રંથકારોના કૃતિકલાપ વિશે એમને અંગેની પ્રસ્તાવનામાં અને

---

૧. "હીરસૌભાગ્ય મહાકાવ્યનો પૂર્વ–ભવ" એ નામનો મુનિ શ્રીદર્શનવિજયજી (ત્રિપુટી)નો લેખ જૈ સ પ્રકાશ (વ ૧૫, અં. ૧)માં છપાયો છે.

૨. યુધિષ્ઠિર મીમાંસકે संस्कृत व्याकरणशास्त्रका इतिहास નામનું પુસ્તક રચ્યું છે. એમાં જૈન કૃતિઓનો કેવો નિર્દેશ છે તે વિચારવું ઘટે

કેટલીકવાર સ્વતત્ર લેખ કે પુસ્તકોમાં નોંધ થયેલી છે. આ દિશામા મારા અને અન્યના કેટલાક લેખો અને પ્રસ્તાવનાઓની નોંધ આપી શકાય એમ છે પણ વિસ્તારભયે આપતો નથી.

'જૈન સસ્કૃતિ સંશોધન મંડળ'—(બનારસ) તરફથી સને ૧૯૫૦ મા પ્રસિદ્ધ થયેલી પુસ્તિકા નામે जैन ग्रन्थ और ग्रन्थकारमा જૈન સાહિત્યની મહત્ત્વની કૃતિઓનો કાળક્રમે ઉલ્લેખ છે, એમા કેટલી ક્ષતિઓ જોવાય છે. એમ. કૃષ્ણમાચારિયર તરફથી રચાયેલુ પુસ્તક History of classical sanskrit Literature કેટલીક જૈન કૃતિઓ વિશે પણ માહિતી પૂરી પાડે છે.

वर्णी-अभिनन्दन ગ્રંથમાં ડૉ૦ મગળદેવ શાસ્ત્રીનો संस्कृत साहित्यके विकासमें जैन विद्वानोंका सहयोग નામનો લેખ છપાયો છે. એમા જૈન ન્યાય, વ્યાકરણ, અલંકાર, નાટક, કાવ્ય, છંદશાસ્ત્ર, મત્રશાસ્ત્ર, સુભાષિત, રાજનીતિ, આયુર્વેદ, કલા, વિજ્ઞાન, જ્યોતિષ, સામુદ્રિક અને સ્વપ્નશાસ્ત્રને લગતી કેટલીક કૃતિઓનો નિર્દેશ છે.

શ્રીપતિએ '**ગણિતતિલક**' નામની કૃતિ રચી છે. એના ઉપર સિંહતિલકસૂરિએ સંસ્કૃતમા વૃત્તિ રચી છે આ સટીક કૃતિના મારા સપાદનમા મે જૈનોનો ગણિતને અગે શો ફાળો છે, તેનુ અગ્રેજીમા દિગ્દર્શન કરાવ્યુ છે. वर्णी अभिनन्दन ગ્રથમા ડૉ૦ અવધેશ નારાયણસિંહનો भरतीय गणितके इतिहासके जैन स्रोत નામનો લેખ છપાયો છે. એમા **ધવલા**ના આધારે આ વિષયને અગે ગુજરાતીમા મે એક પુસ્તક તૈયાર કર્યું છે

જૈનોએ અને ખાસ કરીને શ્વેતાબરોએ અજૈન કૃતિઓ ઉપર ટીકા રચવાની ઉદારતા દર્શાવી છે. આની એક કામચલાઉ નોંધ મેં **સ્તુતિચતુર્વિંશતિકા**ની મારી સંસ્કૃત 'ભૂમિકા' માં લીધી છે. ત્યાર પછી આ દિશામાં શ્રી. અગરચદજી નાહટાએ 'जैनेतर ग्रन्थों पर जैन विद्वानोंकी टीकायें' નામનો હિંદીમાં લેખ લખ્યો છે એ भारतीय विद्या (વ. ૨, અં. ૩) માં છપાયો છે. એની અનુપૂર્તિરૂપે એમણે जैनेतर ग्रन्थों पर जैन टीकायें નામથી લખેલો લેખ ભા. વિદ્યા (વર્ષ ૨)મા છપાયો છે

'આપણા વિવરણાત્મક સાહિત્યનું સક્ષિપ્ત અવલોકન' નામનો મારો લેખ જૈ સ પ્ર. (વર્ષ, ૨, અં.૨) મા છપાયો છે. એમા કેટલીક કૃતિઓનાં સંસ્કૃત વિવરણોનો નિર્દેશ કર્યો છે.

જેસલમેર તેમજ પાટણના ભડારોમાથી હાથપોથીઓની એકેક સૂચી જે 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા' માં પ્રસિદ્ધ થઈ છે, તેની સંસ્કૃતમાં છપાયેલી પ્રસ્તાવના પ્રસ્તુત ઇતિહાસના આલેખનમાં અંશત: ઉપયોગી થઈ પડે તેમ છે.

જૈન સાહિત્યના સર્જનમા મુખ્ય ફાળો જૈન મુનિવરો છે એમા જૈન ગૃહસ્થોનો શો હિસ્સો છે તેનો ખ્યાલ 'જૈન સત્ય પ્રકાશ' (વર્ષ. ૭ અં ૧–૩) માના 'જૈન ગૃહસ્થોની સાહિત્યસેવા' એ નામના લેખ ઉપરથી આવી શકે છે. આ લેખમા જે ગૃહસ્થોના નામો છે તેમાં કપૂરમલ્લનુ નામ ઉમેરવુ ઘટે. એમણે ૪૬ ગાથામા **બ્રહ્મચર્ય પરિકરણ** રચેલ છે

જેમ એક બાજુ સાધુ–સાધ્વીની અને બીજી બાજુ શ્રાવક-શ્રાવિકાની કૃતિઓ વિચારી શકાય છે તેમ પુરુષો અને સ્ત્રીઓનો પણ અલગ અલગ ફાળો નોંધી શકાય

અંતમાં, જૈન સંસ્કૃત સાહિત્યના ઇતિહાસના આલેખનમાં ઉપયોગી થઈ પડે એવી જે વિશિષ્ટ સામગ્રીનો અહીં નિર્દેશ કરવો રહી જતો હોય તે તરફ મારુ લક્ષ્ય ખેંચવા હુ વિશેષજ્ઞોને વિનવુ છુ.

[ સમાપ્ત ]

# ચષકના ચસકા

લેખક : પૂજ્ય પં. ધુરંધરવિજયજી

'ચષક' એ નિર્ણયસાગર તરફથી બહાર પડેલ શ્રી. બાણભટ્ટરચિત કાદંબરીના નવમા સસ્કરણમા જયપુરમહારાજ સંસ્કૃત કોલેજના મહાધ્યાપક મથુરાનાથ શાસ્ત્રીએ યોજેલ ટિપ્પણનું નામ છે કાદંબરીના કોકિલા, સરસ્વતી, સારિકા વગેરે અર્થો છે તે તેનો મદિરા અર્થ લઈને પોતાના ટિપ્પણનું 'ચષક' (મદિરા પાત્ર) એવું નામ આપનાર શાસ્ત્રીનું માનસ કેવા પ્રકારનુ હોવું જોઈએ એ ખ્યાલ સહેજે આવે તેમ છે. આ ટિપ્પણ કેટલું વિરૂપ, અનુચિત અને દૂષિત છે તે તથા આવુ ટિપ્પણ રચવાની શાસ્ત્રીને શી જરૂર પડી એ હકીકત વિદ્વાનોએ અને કાદંબરીના વાચકોએ અવશ્ય જાણવી જોઈએ. એ જાણ્યા વગર વાચકો અને વિદ્વાનોને કાદમ્બરી અંગેના સાહિત્ય પ્રત્યે ખોટો ખ્યાલ ઉત્પન્ન કરે એવું એ ટિપ્પણ છે.

કાવ્યગ્રન્થોમાં અને ખાસ કરીને ગદ્ય કથાગ્રન્થોમાં સંસ્કૃતના અસ્ખલિત પ્રવાહથી રચાયેલી કાદમ્બરીકથા શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે એ સર્વવિદિત છે.

ટીકા વગર એ ગ્રન્થનો બોધ થવો સર્વસુલભ નથી એટલે પ્રાચીન વિશિષ્ટ સાંગોપાગ સંપૂર્ણ ટીકા સહિત તેનું પ્રકાશન નિર્ણયસાગર તરફથી ઘણા સમયથી થયેલ છે અને તેનાં નવ-નવ સંસ્કરણો થાય છે એ જ તેની ઉપયોગિતાને સિદ્ધ કરે છે.

કાદમ્બરીના ટીકાકાર મહોપાધ્યાય શ્રીભાનુચંદ્રગણી અને મહોપાધ્યાય શ્રીસિદ્ધિચન્દ્રગણી છે. બાણકૃત કાદમ્બરીના પૂર્વભાગ ઉપર ટીકા શ્રીભાનુચન્દ્રગણીની છે અને બાણપુત્રકૃત કાદંબરીના ઉત્તર ભાગ ઉપર ટીકા તેમના શિષ્ય શ્રીસિદ્ધિચન્દ્રગણીની છે. બન્ને ટીકાકારો વિદ્વાન અને સમર્થ હતા એ તેમને જેઓ યથાવત્ ઓળખે છે તેમને સમજાવવું જરૂરી નથી

દિલ્હીશ્વર અકબરશાહની સભામાં તેમનું વિશિષ્ટ સ્થાન હતુ. શાહને તેમના પ્રત્યે પૂર્ણ પૂજ્યભાવ હતો. તેઓએ અનેક વિશિષ્ટ ગ્રન્થો રચ્યા છે. સંસ્કૃત ભાષા પર તેમનું અદ્વિતીય પ્રભુત્વ હતુ જૈન હોવા છતાં કાદબરી જેવા જૈનેતર ગ્રન્થ ઉપર સુન્દર ટીકા રચીને તેઓએ પોતાની ઉદારતા અને સાહિત્યસૃષ્ટિમાં ઐક્યની છાપ પાડી છે. એટલુ જ નહિ પણ જ્યારે બીજી ટીકા ઉપલબ્ધ ન હતી ત્યારે કાદંબરીના અભ્યાસીઓને આ ટીકા આશીર્વાદરૂપ થઈ છે. આવી સાંગોપાગ ટીકાને અને ટીકાકારોને વાસ્તવિકરૂપમાં તે જ ઓળખી શકે કે જેની મતિ મિથ્યાભિનિવેશ કે સ્વમતાગ્રહથી વિહત ન થઈ હોય અને જે ચષકનો ભોગ ન બન્યા હોય.

સટીક-કાદમ્બરીના આ સંપાદકને કાદમ્બરી પ્રત્યે પ્રેમ હો કે ન હો પણ ટીકાકાર પ્રત્યે તો ખૂબ જ દ્વેષ છે. એ દ્વેષમાં કારણભૂત પોતે અજૈન છે અને ટીકા જૈનકૃત છે એટલું જ નહિ પણ-પોતે કાદમ્બરી ઉપર ટીકા રચે અને તે નિર્ણયસાગર છપાવે એ લાલસાની નિષ્ફળતા-એ મુખ્ય છે. આ હકીકત સપાદકના ઉપોદ્ઘાતના નીચેના ઉલ્લેખથી સ્પષ્ટ જણાય છે.

'अष्टमसंस्करणावसरे त्वस्मिन् नवीनटीकाप्रकाशनाय सूचिता अपि मुद्रायन्त्राध्यक्षा पूर्वत प्रचलिताया अस्याष्टीकायाः प्रक्रमस्य प्रणयस्य च भङ्गं नान्वमन्यन्त । अत एव हि मत्समतिमग्रिमसंस्करणार्थमुपेक्ष्य, इमामेव टीकां संस्कर्तुमाज्ञापयन् ।'

આટલા માત્રથી ઉત્પન્ન થયેલ દ્વેષથી પ્રેરાઈને સંપાદક ટીકાકારને અને ટીકાને ઉપો-

ઉપોદ્ઘાતમા અને ટિપ્પણમાં જે રીતે નિન્દે છે અને ગાલિપ્રદાન કરે છે તે—કદાચ સત્ય હોત તો પણ—વાંચીને સંપાદક પ્રત્યે સહૃદયોને અરુચિ–ઘૃણા થયા વગર રહે નહિ—જ્યારે આ તો કેવળ વિચાર્યા વગર ટીકાને સમજ્યા સિવાય દુર્બોધમૂલક છે–મિથ્યા છે. સંપાદક સાહિત્યના વિદ્વાન્ છે કે નહિ એ દૂર રહો પણ આ સંપાદન જોતાં એમ જરૂર લાગે કે સાહિત્યના મર્મ અને કેટલેક સ્થળે સાહિત્યની સામાન્ય વાતો પણ તેઓ જાણતા નથી. આમ થવામાં પ્રધાન કારણ દ્વેષથી થયેલ મતિવ્યામોહ છે.

આવી વિશાળ ટીકાના સંપાદનમાં સંપાદકને એક પણ સ્થળે ટીકાની વિશિષ્ટતા જોવામાં નથી આવી એ પણ ખરેખર આશ્ચર્ય છે, નહિ તો સંપાદકનું પ્રથમ કર્તવ્ય એ છે કે તેણે પોતે જે ગ્રન્થનું સંપાદન હાથ ધર્યું હોય તેમા જે જે વિશિષ્ટતાઓ હોય તેનો ખ્યાલ કરાવવો જોઈએ.

સંપૂર્ણ ગ્રન્થ ૭૧૧ પૃષ્ઠનો છે ને તેમાં સેંકડો ટિપ્પણો છે. તેમાંથી શરૂઆતના આઠ પૃષ્ઠમાં આવેલાં પાંચ ટિપ્પણો કેવાં નિસાર, ભ્રમમૂલક, વિદ્વેષપૂર્ણ અને અનવબોધસૂચક છે તેનો અહીં ખ્યાલ કરાવીશું એ ઉપરથી સંપૂર્ણ ટિપ્પણોનો ખ્યાલ આવી જશે

(૧)

પ્રારંભમાં ટીકાકારે ૧૩ શ્લોકમા મંગલ વગેરે કર્યાં છે, તેનો ૧૩ મો શ્લોક આ પ્રમાણે છે—

श्रीशाहिचेतोऽब्जषडङ्घ्रितुल्य, श्रीसिद्धिचन्द्रोऽस्ति मदीयशिष्य. ॥
कादम्बरीवृत्तिरियं तदीयमनोमुदे तेन मया प्रतन्यते ॥१३॥

આ શ્લોકમાં પ્રથમ ત્રણ પાદ ઇન્દ્રવજ્રાવૃત્તનાં છે અને ચોથું પાદ વંશસ્થવૃત્તનું છે. ઇન્દ્રવજ્રા અને વંશસ્થના મિશ્રણથી પણ ઉપજાતિવૃત્ત બને છે એ વાત કેટલાકને મતે માન્ય છે. એ હકીકતનો ઉલ્લેખ વૃત્તરત્નાકરના ટિપ્પણમાં સ્પષ્ટ છે આ ઉપજાતિને અહીં અનુસરવાનું કારણ એ છે કે કાદમ્બરીના પ્રારંભના શ્લોકો વંશસ્થ છે. એટલે અન્તિમ ચરણ તેનું ઉદ્બોધક થાય માટે વંશસ્થનું કર્યું છે આ સ્થળે સંપાદકે ટિપ્પણ કર્યું છે કે, ‘अक्षरवृद्धया छन्दोभङ्ग ’ આવું ટિપ્પણ કરીને તેણે ઇન્દ્રવજ્રા અને વંશસ્થના મિશ્રણથી બનતા ઉપજાતિવૃત્ત વિષયક અજ્ઞાન જ પ્રકટ કર્યું છે આ ઉપજાતિ કેટલાએકના મતે માન્ય છે એ ધ્યાનમા રાખીને વૃત્તરત્નાકરમાં ઉલ્લેખ કર્યો છે કે—

इत्थं किलान्यास्वपि मिश्रितासु स्मरन्ति जातिष्विदमेव नाम ॥

આ પ્રકારનો ઉપજાતિ છન્દ વિવાદાસ્પદ હોય તેથી ‘છન્દોભંગ’ થાય છે એમ કહેવું એ કેવળ છન્દશાસ્ત્રનું અજ્ઞાન જ છે. ટીકાકારે તો આ ઉપજાતિને સ્વીકારીને રચના કરી છે માટે તેમાં કોઈ દોષ નથી.

(૨)

रजोजुषे जन्मनि सत्त्व-वृत्तये, स्थितौ प्रजाना प्रलये तमःस्पृशे ॥
अजाय सर्गस्थितिनाशहेतवे, त्रयीमयाय त्रिगुणात्मने नमः ॥१॥

આ શ્લોક કાદમ્બરીનો સર્વ પ્રથમ છે તેની ટીકા કરતા ટીકાકારે શરૂઆતમાં કોઈ પ્રાચીન ટીકાકારે ‘अजाय’નો અર્થ पितामहाय — બ્રહ્માને એવો કરેલ છે પણ તે વાસ્તવિક નથી એ સમજાવવા માટે તે ટીકાનું અવતરણ આપીને–તેમા દોષ દર્શાવી अजायનો ઉચિત

અર્થ પરમબ્રહ્મ — પરમેશ્વર સ્થાપિત કર્યો છે બ્રહ્મા એવો અર્થ તો પોતે પ્રસ્તુત ટીકામાં કોઈ પણ સ્થળે અહીં દર્શાવ્યો નથી. પરમબ્રહ્મવાળો અર્થ જે સગત છે તે જ અર્થ હરિદાસ ભટ્ટાચાર્યે પણ કલ્પલતાટીકામાં માન્ય રાખ્યો છે. આવી દીવાજેવી વાત છે. ત્યારે સંપાદક અહીં ટિપ્પણ કરે છે કે—

'अजाय इत्यस्य पितामहाय ( ब्रह्मणे ) इति स्वयमर्थं विधाय खण्डनमिद टीकाकृत· स्वस्येव खण्डन नूनम्'—पृ २.

આવો વિચિત્ર ભ્રમ ટિપ્પણકારને શાથી થયો એ જ પ્રથમ સમજી શકાતું નથી. કદાચ ટીકાકારે આપેલુ પ્રાચીન ટીકાનુ અવતરણ સપાદકે ટીકાકારનું પોતાનું લખાણ માની લીધુ હોય — પણ એમ માની લેવુ એ એક વિચિત્ર અજ્ઞાન જ અને એવા અજ્ઞાનપૂર્વક ટિપ્પણ કરવાં એ ઘણું જ અનુચિત છે. પ્રથમ શ્લોકમાં પરબ્રહ્મને, બીજા શ્લોકમાં શકરને અને ત્રીજા શ્લોકમાં વિષ્ણુને નમસ્કારાદિ કરીને ચોથા શ્લોકમાં કાદંબરીકાર સ્વગુરુને નમસ્કાર કરે છે. ક્રમપ્રાપ્ત એમ કરવુ એ ઉચિત છે. બાણભટ્ટના ગુરુનુ નામ 'ભત્સુ' છે. ભત્સું કે ભર્વું એવું પણ નામ કહેવાય છે ચોથા શ્લોકમાં તે નામનો સ્પષ્ટ ઉલ્લેખ છે—તે આ પ્રમાણે.

नमामि भत्सोश्चरणाम्बुजद्वयम् ।

કાદંબરીકારનુ આ કથન પોતાના ગુરુને માટે જ છે એ — પ્રાચીન તેમજ આધુનિક ટીકાકારોને માન્ય છે એટલુ જ નહિ પણ કોઈ પણ સહૃદયને એ જ હૃદયંગમ લાગે. દેવાનાં-પ્રિય સંપાદક અહીં ટિપ્પણમા લખે છે કે—' वास्तवे तु 'भर्वो· ' इतिपाठ । भर्वो· हरिहरयो-रिति तदर्थः ।' पृ. ३

'भरु' શબ્દનુ ષષ્ઠી વિભક્તિનું દ્વિવચન કરીને તેનો અર્થ હરિહર કરવામાં સંપાદકે ખરેખર પોતાનુ પાણ્ડિત્ય હતું તેટલુ બધુંયે પ્રદર્શિત કરી દીધુ છે.

એક તો વ્યાકરણ અને કોષને છોડીને પ્રચલિત સાહિત્યમાં ઉપરોક્ત અર્થવાળો ભરુ શબ્દ કોઈ પણ સ્થળે પ્રચલિત નથી આવો અપ્રચલિત શબ્દનો પ્રયોગ કોઈ પણ વિશિષ્ટ પ્રયોજન સિવાય કાદમ્બરીકાર ન કરે એ સમજી શકાય એવું છે.

બીજુ વ્યાકરણ અને કોષમાં પણ એ શબ્દના અર્થો સ્વામી, કનક, હર દર્શાવ્યા છે. હરિ એવો અર્થ આવી વિચિત્ર પદ્ધતિ સ્વીકારીને કરવામાં શો લાભ છે એ જ ન સમજી શકાય એવું છે.

ત્રીજું પૂર્વમાં હરિહર બન્નેની સ્તુતિ આવી ગઈ છે, અહીં ફરીથી આ પ્રમાણે સાધારણ અને કોઈ પણ ગૌરવ વગરનું ( ઈશ્વર માટે ) વર્ણન કરવાની જરૂર નથી.

સપાદક પોતે ઉપોદ્ઘાતમા જણાવે છે કે આ સપાદનમા પોતે શ્રી હરિદાસ સિદ્ધાન્ત વાગીશના પુસ્તકની સહાય લીધી છે શ્રી હરિદાસ ભટ્ટાચાર્ય ઉપર સંપાદકને ખૂબ બહુમાન છે. તે માટે તે લખે છે કે—' सिद्धान्तवागीशमहोदयवैदुष्यमभिनन्दन्नुपकारम रमिममसामान्यमभि-मानयामि ' તે હરિદાસ ભટ્ટાચાર્ય પોતે પોતાની કલ્પલતા ટીકામા પૂર્વોક્ત ચતુર્થશ્લોક ઉપર ટીકા કરતા સ્પષ્ટ લખે છે—કે—'' 'आदौ गुरु नमस्कृत्य ' इतिस्मरणाद् गुरु नमस्कुरुते नमामीति .. भर्वोः भर्वुनामकस्य गुरो. '' ॥ એ પુસ્તકમા પણ નીચે ' भत्सो ' ' सत्सो ' એ બન્ને પાઠના ઉલ્લેખ કર્યો છે.

આ સર્વથી એ સ્પષ્ટ ફલિત થાય છે કે ચોથા શ્લોકમાં ગુરુને નમસ્કાર કર્યા છે. છતાં હરિહર એવો અર્થ જણાવીને તેને વાસ્તવ ગણાવવો એ કયા પ્રકારનુ પાણ્ડિત્ય કહેવાય એ ખરેખર વિચારણીય છે.                    [ અપૂર્ણ ]



# क्रीता

लेखक : श्रीयुत चतुरसेन शास्त्री

o

**धन्य स्वभावका** अच्छा पुरुष था। उसकी बहुत सम्पत्ति थी। दास–दासी भी अनेक थे परन्तु उसने वसुमतीके शीलस्नेह और अल्पावस्था होनेके कारण उसे उन दास–दासियोकी श्रेणीमें रखना ठीक नहीं समझा। उसे उसने खास तौर पर अपनी पत्नी भद्राके सुपुर्द कर दिया। भद्रा देखनेमें सुन्दर थी, सेट्ठी अठारह श्रेणियोका जेट्ठक था, उसकी अतुल धन सम्पत्ति होने पर भी सन्तान नहीं थी। इससे वह अत्यंत दुःखी था। उसने संतानके लिये बहुत प्रयत्न किये, नाग, भूत, यक्ष, इन्द्र, स्कन्द शिव, वैश्रवण आदि देवी–देवताओकी मनौती की और अनेक व्रत किये, पर कोई नतीजा नहीं हुआ। ऐसी अवस्थामें उसने दासोके हाटसे वसुमतीको खरीद लिया।

वसुमतीको पाकर, उसका शील और रूप देखकर भद्राने पहले तो उसे सन्देहसे देखा–फिर जब सेट्ठीने कहा कि इसे मैंने तेरी ही सेवाके लिये खरीदा है, पुत्रीकी भांति पालना, तब वह प्रसन्न हो गयी और वसुमतीको स्नेहसे देखने लगी। वसुमतीने भी भाग्यदोष पर संतोष और धैर्य धारण किया और उसने अपने शील स्वभावसे शीघ्र ही घरके लोगोंको वशमें कर लिया। सेट्ठी भी उसका बहुत ध्यान रखने लगे। भोजनके समय वे उसे अवश्य उपस्थित रखते। उसके हाथसे परसे भोजनकी वे सराहना करते। बहुधा उसकी आवश्यकताओकी पूर्तिके लिये यत्नवान् रहते।

दास–दासी यह देख वसुमतीको कुटिल दृष्टिसे देखने लगे। समय–समय पर कुछ मुंह लगी दासियोने भद्राके कान भर दिये। भद्रा वसुमती पर ईर्ष्या करने लगी। उसे यह संदेह हो गया कि कहीं उसके नवगात्र पर विमोहित हो सेट्ठी उसे गृहस्वामिनी ही न बना ले। वसुमतीसे उसका व्यवहार कटु और तिरस्कारका होने लगा। इस पर भी वसुमतीका शीलभंग नहीं हुआ। उसने अविचल रूपसे वह सब सहन कर लिया।

एक दिन दोपहरके समय धन्य सेट्ठी घरमें आया। उस समय घरमें कोई दास–दासी उपस्थित न थे। वसुमती उस समय स्नान कर अपने बाल सुखा रही थी। उसके कोमल, चिकने, घुंघराले कुंतल पीठ पर ऐड़ी तक लटक रहे थे। उनमें गन्धमादनकी गन्ध बस रही थी। कुमारीके सुकुमार कौमार्यकी चम्पक प्रभा पर वे पादचुम्बी केश असाधारण शोभा

विस्तार कर रहे थे। उसने देखा सेट्ठीके पैर धोनेके लिये कोई दास–दासी नहीं है तो वह स्वयं जलपात्र लेकर आयी और सेट्ठीके चरणोमें बैठकर अपने हाथसे उसके पैर धोने लगी। सेट्ठी उसके मृदुल स्पर्श और सुगंधित केश तथा नवीन केलेके पत्तेके समान नव–विकसित यौवनकी प्रभातपूर्ण समान आभाको देखकर विमोहित हो गया। परन्तु हड़बड़ी और कासमें अस्त–व्यस्त होनेसे वसुमतीके सब बाल कीचड़में खराब होने लगे। इस पर सेट्ठीने उन्हें अपनी लाठीसे ऊपर उठा लिया और हंसते–हंसते उन्हे अपने हाथसे बांध दिया। वसुमती लज्जासे गड़ गयी। वह पैर धो उन्हें आंचलसे पोंछ, रिक्त जल–पात्र ले घबराई–सी अपने कक्षमें भाग गयी।

भद्राने एक गवाक्षसे यह सब कृत्य देखा। देखकर वह क्रोधसे आग बबूला हो गयी। ईर्ष्यासे उसका सारा शरीर जलने लगा। वह रोगी होनेका बहाना करके पड़ रही। वह सोचने लगी, निश्चय ही मेरे पतिके मनमें इस दासीसे प्रेम हो गया है। वह इससे विवाह कर इसीको गृहस्वामिनी बना लेगा और मुझे कोई न पूछेगा। वह बहुत देर तक रोती रही। सेट्ठीके पूछने पर उसने रोगका बहाना कर दिया।

जब सेट्ठी घरसे बाहर चला गया तो भद्रा चिन्तित हो उठी। वह सोचने लगी व्याधि बढ़नेसे प्रथम ही उसका इलाज करना चाहिये। उसका सारा क्रोध वसुमती पर उमड़ आया। उसकी मुंह लगी दासियोंने अनेक कल्पित बातें बना–बना कर उसे और भी उभारा। भद्राने क्रोधमें भर कर नाईको बुला कर कहा—"इस दुष्टा दुश्चरित्रा दासीका सिर मूंड़ दे।"

नाईने उस्तरेसे वसुमतीका सिर मूंड दिया। इसके बाद भद्राने उसे श्रृंखलासे बांधकर खूब पीटा। इतने पर भी उसका क्रोध शांत नहीं हुआ। उसने उसको एक अंधेरी कोठरीमें बन्दकर बाहरसे ताला लगा दिया।

भोजनके समय सेट्ठीने अभ्यासके अनुसार वसुमतीका स्मरण किया। परन्तु वसुमती वहा न थी। भद्राके भयसे किसीने उसके बन्द होनेकी बात नहीं कही। सेट्ठीने भी विशेष खोज नहीं की। परंतु रात्रिके समय उसने फिर वसुमतीकी खोज की; परन्तु किसीने भी कोई संतोषप्रद उत्तर नहीं दिया। दूसरे दिन भी जब सेट्ठीने वसुमतीको नहीं देखा तो फिर उसने उसकी घरमें अच्छी तरह खोज–जांच की। भद्रासे भी पूछा परन्तु यथार्थ बातका पता उसे नहीं लगा। सेट्ठीने सोचा कि क्या वह भाग गयी है; परन्तु ऐसा तो संभव नहीं है।

तीसरे दिन सेट्ठीने प्रभात होते ही वसुमती की यत्नसे खोज करनी प्रारम्भ की।

उसने सब दास–दासियोंको एकत्र कर उन्हे डांटकर कहा—यदि सत्य बात न बताओगे, तो सबको दण्डीगृह भेज दूंगा।

श्रमण महावीरने अभिग्रह किया था। उनका अभिग्रह पूर्ण होगा तभी वे भिक्षा ग्रहण करेंगे अन्यथा नहीं। वे भिक्षाके नियत समय पर भिक्षा ग्रहण करने नगरमें गृहस्थोंके द्वार पर जाकर हाथ पसार कर मौन भावसे खडे हो जाते, गृह–पत्नियां आदरपूर्वक भिक्षा लेकर उन्हें देने आती पर श्रमण महावीर अपना हाथ हटाये बिना ही भिक्षा लिए वहांसे लौट जाते। कई दिन बीत गये, श्रमणको भिक्षालाभ नहीं हुआ। नगरमें इसकी चर्चा होने लगी। बहुत गृहस्थ हठपूर्वक विविध आहार पदार्थ लेकर प्रातःकाल हीसे उस मार्ग पर खडे हो जाते जिस पर श्रमण महावीर भिक्षाटनको निकलते। परन्तु महावीर उन्हे देखते ही भिक्षाके लिये पसारे हुए हाथको खींच लेते, श्रद्धालु नागरिक इससे बहुत दुःखी हुए। बहुतोंने व्रत लिया कि भगवान् जब तक पारणा नहीं करते हम भी आहार नहीं ग्रहण करेंगे।

सुगुप्त मन्त्री की पत्नी सुज्येष्ठा श्रमण महावीरकी शिष्या थी। वे प्रतिदिन उसके घर भिक्षाके लिये आते और सुज्येष्ठा प्रतिदिन उनके लिये सुस्वादु विविध व्यंजन बनाकर तैयार करती। श्रमणके आने पर थालमें आहार सजाकर स्वयं द्वार पर जाकर भिक्षा ग्रहण करनेका निवेदन करती परन्तु उसे देखते ही श्रमण महावीर अपने फैले हुए हाथ सिकोड़ कर मुंह फेर कर वहांसे चल देते। सुज्येष्ठाको इससे बड़ा संताप हुआ। उसने मन्त्री सुगुप्तसे कहा—'इतने दिन हो गये श्रमणको भिक्षा नहीं मिल रही है, इसका अवश्य कोई कारण होना चाहिये। कोई ऐसा उपाय होना चाहिये जिससे उन्हे आहार मिले। विना आहारके उन्हें चार मास हो गये है।' मन्त्री ने बहुत छिद्र ढूंढे, पर कुछ भी समझमें नहीं आया। सुज्येष्ठाके यहां रानी मल्लिकाकी प्रतिहारी आयी थी, उसने महारानीसे यह बात कही। रानीने आज्ञा दी कि सब श्रमणके आचारविचार–व्यवहारोंका पता लगा कर प्रजामें उसका प्रचार किया जाय। ऐसा न होनेसे महाराजका यश कलंकित होगा। महाराज राजधानीमें उपस्थित नहीं थे। राजपुरुषोंने रानीके आदेशका पालन किया परन्तु श्रमण महावीरको भिक्षा लाभ नहीं हुआ। वे सूख कर कांटा हो गये और नगरमें उनके अभिग्रहको लेकर भांति–भांतिके अनुमान लगाये जाने लगे।

सेट्ठीकी व्याकुलता देख एक दासीने साहस किया। वह वसुमतीसे प्रेम और भद्रासे डाह रखती थी। एक साधारणसे अपराध पर भद्राने उसे पिटवाया था। उसने सेट्ठीसे कहा—"वह दासी उस सामनेके भूगर्भमे बन्द है।"

सेट्ठीने द्वार खोल भूख, प्याससे पीड़ित, म्लानमुखी, मुंडित सिर, शृंखलाबद्ध वसुमतीको

देखा। उसने भद्रा पर बड़ा कोप किया और कुमारीको सान्त्वना दे बाहर निकाला। इसके बाद उसने एक दासीको आज्ञा दी कि इसके लिये अभी कुछ आहार ला। तीन दिनसे इसने कुछ नहीं खाया है। मै अभी लुहार बुला लाता हूं जो इसकी श्रृंखला काट देगा। सेट्ठी तेजीसे लुहारको बुलाने चला गया।

जिस दासीको वसुमतीके लिये आहार लानेकी आज्ञा सेट्ठीने दी थी, वह बहुत दुष्टा थी। वह भद्राकी मुंह लगी थी। उसने भद्राके संकेतसे अंजुलिभर कुरथी लाकर वसुमतीकी श्रृंखलाबद्ध हथेलियोंमें दे दी और हंस कर कहा, 'खाओ राजकुमारी, यह तुम्हारा आहार है।'

वसुमतीको उसने व्यंग हीसे राजकुमारी कहा था। परन्तु यह व्यंग सुनकर वसुमतीकी आंखोंमें आंसू छलकने लगे, परन्तु वह कुछ बोली नहीं। चुपचाप श्रृंखलाबद्ध हाथोंकी अंजलिमें वह कुरथी लिये नीचा सिर किये बैठी रही। सब दासियां एक-एक व्यंग बाण छोड़कर अपने-अपने काममें लगीं। वह अपनी अवस्था पर रह-रहकर विचार कर रही थी।

इसी समय एक छाया उसे दिखायी दी। पर उसने आंख उठाकर नहीं देखा। उसने समझा कोई दासी व्यंग करने आयी होगी। पर छाया हटी नहीं। उसे एक अनिर्वचनीय सा सुख अनुभव हुआ। उसने डरते-डरते आंख उठायी, उसके भय और आश्चर्यकी सीमा न रही। जब उसने देखा स्वयं श्रमण महावीर उसके सन्मुख खड़े अंजलि फैलाये स्मित वदन भिक्षाकी मौन याचना कर रहे है।

चन्द्रभद्राने ज्योंही श्रमण महावीरकी ओर आंख उठाकर देखा, उन्होंने शांत भावसे भिक्षाके लिये हाथ फैला दिये। और वसुमती ने श्रृंखलाबद्ध कुरथीसे भरी अंजली भगवान महावीरकी हथेलियो पर खाली कर दी। श्रमण महावीरने भिक्षाग्रहण कर कहा 'राज-कुमारी तुम्हारा कल्याण हो।'

इसी समय सेट्ठी गृहपतिने लुहारके साथ आकर श्रमणके ये वाक्य सुने। उसे यह देखकर आश्चर्य हुआ कि चार मासके बाद भगवान महावीरका अभिग्रह पूर्ण हुआ। क्षणभर हीमें बहुतसे दास-दासी वहा आ एकत्र हुए। सेट्ठीने कहा 'भगवन्! आपने मेरी दासीके हाथसे भिक्षा ग्रहण कर और अपना अभिग्रह पूर्ण कर उसे अक्षय पुण्य दिया परन्तु उसे राजकुमारी कैसे कहा, कृपया यह भेद बताइये।'

श्रमण महावीरने गम्भीर मुद्रासे कहा "सेट्ठी यह महाभागा चंपाधिपति महाराज दधिवाहनकी पुत्री राजकुमारी चन्द्रभद्रा है, अबसे चार मास पूर्व चंपाका पतन हुआ।

तभी मैने यह व्रत मन ही मन लिया था कि यदि कोई दासत्वकी प्राप्त श्रृंखलाबद्ध मुण्डत-शिर राजकुमारी आहार देगी तो मै ग्रहण करूंगा। मुझे श्रमण करते चार मास बीत गये। दैव विपाकसे आज अभिग्रह पूर्ण हुआ। राजकुमारीके शील और धैर्यसे मै सन्तुष्ट हूं। आजसे, मै उसका नाम रखता हूं 'शीलचन्दना।'

इतना कह उन्होने वहीं बैठकर पारणा की। श्रमण महावीरके पारणाका समाचार विद्युतवेगसे नगरमें फैल गया। सब कोई धन्य सेट्ठीके घरकी ओर दौड़े। देखते-देखते घरके द्वार पर भीड़ लग गयी। श्रमण महावीरने वह कुरथी खाकर तीन अंजलि जल पिया-फिर स्वस्थ हो कर अनुपूर्वी कथाप्रसंगसे सबको धर्मोपदेश दिया।

धन्यने राजकुमारीकी श्रृंखला काटकर उसे वस्त्रभूषण सज्जिता कर श्रमण महावीरकी सेवामें उपस्थित किया। भद्राने आकर अपनी अविनयकी कुमारीसे क्षमा मांगी। श्रमणने कहा शुभे, शील, तुम्हारा कल्याण हो, अभी तुम यहां सेट्ठीके यहां रहो। और भद्र धन्य, यह महाभागा राजनन्दिनी अबसे श्रमण महावीरकी थाती तुम्हारे यहां है। इसकी यत्नसे रक्षा करना सेट्ठी, और सुभगे भद्रा तुम्हे भी श्रमणका यही आदेश है।'

दोनोने नतमस्तक हो श्रमण महावीरके चरणोमें सिर झुका लिया। श्रमण महावीरने उन्हे आशीर्वचन कह नतसिर राजकुमारीकी ओर करुण नेत्रोंसे देखा। फिर कहा 'पुत्री शील, तू मेरी प्रथम शिष्या है। तुझे श्रमणी संघका नेतृत्व करना होगा, इसीसे तेरा कल्याण होगा।

राजकुमारी श्रमणके चरणोमें झुक गयी। श्रमण उसे हस्तस्पर्शसे आप्यायित करते हुए धीरे-धीरे चले गये। श्रमण महावीरकी पारणा और चपानन्दिनी की खबर नगरमें अनेक रूपोमें फैल गयी। [ "धर्मयुग"के सौजन्यसे ]



[**नोंधः**—हिंदी साहित्यमें ख्यातानामा शास्त्रीजीने यह वार्ता लिख कर अपने लेखक बंधुओंके सामने वास्तविक आदर्श उपस्थित किया है, हम लेखक महाशयको बधाई देते हुए और लेखकोंसे यह आदर्श अपनानेका सूचन करते हैं—**तंत्री**]



# સેરિસા

લેખક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ.

ગુજરાતનું રમણીય પ્રાચીન તીર્થધામ સેરિસા અમદાવાદથી ઉત્તર-પશ્ચિમ દિશાના ખૂણા તરફ એક નાના ગામડારૂપે વસેલુ છે જે કલોલ સ્ટેશનથી રાા ગાઉ દૂર છે. કહેવાય છે કે એક કાળે અહીં સોનપુર નામે સુદર નગર હતુ ને સેરિસા તો તેનો એક નાનકડો મહોલ્લો હતો. સોનપુર ઉપર વિનાશનાં વાદળ તૂટી પડયા ત્યારે સેરિસા નામપૂરતુ બચી રહ્યુ.

સેરિસાનું તે વખતનું નામ સેરિસા કેમ પડયું એ સંબંધે સં. ૧૫૬૨માં કવિવર શ્રીલાવણ્યસમયે રચેલા 'સેરિસાતીર્થસ્તવન'માં કંઈક સૂચન છે:—

"એ નવણુ પાણી વિવર જાણી, બાલ ગયો તવ વિસરી,
અંતર એવડો સેરી સાંકડી, નયરી કહંતી **સેરીસા-કડી**"

આ પદ્યમાં કડીની પાસે આવેલા સેરીસાનો ધ્વનિ સૂચિત થાય છે. જે નગરની સાંકડી શેરીમા આ જિનાલય આવેલુ હતુ, તેમાં ભગવાનને અભિષેક કરાવતાં એ સાંકડી શેરીમાં બધે પાણી ફેલાઈ ગયુ અને તેથી લોકો એ સ્થળને શેરીસા નામે કહેવા લાગ્યા હતા. આજે તો સપાટ મેદાન પર થોડાક ખોરડાં અને એક બાજુએ અભ્રંલિહ નવીન જિનપ્રાસાદ સિવાય કશું જોવા મળતુ નથી.

એ જ કવિ આ સ્થળના પ્રાચીન નગરનું વર્ણન કરતા કહે છેઃ

"એ નગર મોટું, એક ખોટું, નહીં જિનપ્રાસાદ એ"

એ સબંધે સં. ૧૩૮૯માં રચાયેલા "વિવિધતીર્થકલ્પ"માં સેરિસામાં જિનપ્રતિમાઓ ક્યારે આવી અને મદિર બધાયુ એ વિશેની આખ્યાયિકા નોંધેલી છે એનો સાર એ છે કે— નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિશાખાના શ્રીદેવેન્દ્રસૂરિજી સેરિસા પધાર્યા ત્યારે એક ટેકરામાંથી કઢાવેલી શિલામાંથી સોપારકના અંધ સલાટ પાસે એક દિવ્ય મૂર્તિ ઘડાવી. વળી એક ખાણુમાંથી બીજી ચોવીશ પ્રતિમાઓ નીકળી આવી હતી અને શ્રી દેવેન્દ્રસૂરિજી અયોધ્યામાંથી ચાર મોટી પ્રતિમાઓ લઈ આવતા હતા ત્યારે તેમાંની એક પ્રતિમા ધારાસેનક (કદાચ માલવાનું 'ધાર' હોય) ગામમા રાખી અને ત્રણ પ્રતિમાઓને સેરિસાના ભવ્ય મદિરમાં પધરાવી. એક ચોથી મૂર્તિ ગૂર્જરનરેશ કુમારપાળે કરાવી આપી હતી. આ ઉપરથી લાગે છે કે આ ભવ્ય મંદિર ચૌમુખજિનનું હશે. શ્રીજિનપ્રભસૂરિજીએ (સં. ૧૩૮૯ ની આસપાસમાં) પ્રત્યક્ષ જોયેલી હકીકતને આલેખતાં કહે છે કે—'આ બધી પ્રતિમાઓ સેરિસા ગામના જિનમંદિરમાં આજે પણ સંઘદ્વારા પૂજાય છે.

સં. ૧૩૯૨માં શ્રીકક્કસૂરિએ રચેલા 'નાભિનન્દનજિનોદ્ધાર પ્રબંધ"માં કહ્યુ છે કે નાગેંદ્રગચ્છના શ્રીદેવેન્દ્રસૂરિજીએ સેરિસા તીર્થની સ્થાપના કરી. આ ઉપરથી લગભગ બારમા

સૈકામાં આ તીર્થ સ્થપાઈ ચૂક્યું હતું એમ કહેવામાં ઐતિહાસિક દૃષ્ટિએ બાધ નથી અને તેથી જ ઉપર્યુક્ત શ્રીજિનપ્રભસૂરિજીએ ચૌદમા સૈકામા જોયેલા એ તીર્થની હકીકત નોધી છે.

આ બધી પ્રતિમાઓમાં મૂ. ના. ની પ્રતિમા વિશે એમ કહેવાયુ છે કે—

"લખ લોક દેખે, સહુ પેખે, નામ લોડણથાપના"

ચૌદમા સૈકામાં થયેલા શ્રી વિનયપ્રભઉપાધ્યાય કહે છે કે—

"લોડણુ એ પાસુ પણમેસુ, સેરિસે પહો સિદ્ધિ કરો"

પ્રતિમાને ડોલતી જોઈને લોકોએ તેનુ નામ 'લોડણ પાર્શ્વનાથ' રાખ્યું હતું. બીજાના મતે એ મૂર્તિનો એક પગ છૂટો આલેખ્યો હોવાથી એવુ નામ પાડવામા આવ્યું છે. જ્યારે ત્રીજા મતે એમ પણ કહેવાય છે કે, વેળુથી બનાવેલી આ પ્રતિમા લોઢ જેવી કઠણ બની ગઈ તેથી એ 'લોઢણ પાર્શ્વનાથ' નામે પ્રસિદ્ધિ પામી આ બધા મતો વિશે આજે કશો નિર્ણય કરી શકાય એમ નથી

કવિવર લાવણ્યસમયના વખતમાં એટલે સં ૧૫૬૨માં અહી જિનમંદિર વિદ્યમાન હતું એ વિશે કવિ પોતે જ પ્રત્યક્ષ જોયેલું વર્ણન આપે છે —

'પોસ કલ્યાણક દસમ દીહાડએ, અહિયલ મહિમા પાસ દેખાડએ,
દેખાડએ પ્રભૂ પાસ મહિમા સંઘ આવે ઊમટચો.
ધ્વજપૂજ મંગલ આરતી તેણે પાપ પૂરવનાં ઘટચાં,
સંવત પન્નર બાસઠ્ઠિ પ્રાસાદ સેરિસા તણો,
લાવણ્યસમે ઈમ આદિ બોલે, નમો નમો ત્રિભુવન ધણી

લગભગ સોળમા સૈકા પછી લડાઈના કોઈ પ્રસંગે શ્રાવકોએ એ બધી મૂર્તિઓ જમીનમાં ભંડારી દીધી હશે, અને મદિર ઉપર નાશની નોબત ગગડી હશે

આજે જે નવુ મંદિર અહીં ઊભું છે તેની સામેના મેદાનમાં પ્રાચીન જૈન મદિર ખંડિયેરરૂપે પડયુ હતું. મંદિરનો ઘણો ભાગ તો ધરાશાયી હતો માત્ર દીવાલનો ભાગ થોડોક ઊભો હતો તેમા પથ્થરના ઢગલા પડ્યા હતા. તેની સાથે મૂર્તિઓ પણ દટાયેલી પડી હતી. આ હકીક્ત તરફ સ ૧૯૫૫માં જૈનોનુ ધ્યાન ખેચાયું. તેમાથી બધી મૂર્તિઓ કઢાવી એક રબારીનું મકાન વેચાતું લઈને તેમા એ બધી મૂર્તિઓ પધરાવી. એ મૂર્તિઓમા એક ખડિત મૂર્તિ જે ૪ ફીટ પહોળી, ૩ાા ફીટ ઊંચી ને ફણાસહિત ૫ ફીટ ઊંચી, શ્યામવર્ણના એ મોટા કાઉસગ્ગિયા, જે ૨ ફીટ પહોળા અને ૬ાા–૭ ફીટ ઊંચા ને અબિકાદેવીની ૧ મનોહર મૂર્તિ—આ પાંચે મૂર્તિઓ જે ખાસ વિશિષ્ટ પથ્થરની બનેલી છે, તેમજ સફેદ આરસની આદીશ્વર ભ ની ખડિત મૂર્તિ ૧—આ પ્રકારે ૬ મૂર્તિઓ નીકળી આવી હતી

આ ખંડેરમાથી કોરણીવાળા પથ્થરો, થાંભલા. કુભીઓ વગેરે નીકળ્યું છે તે એક તરફ મૂકી રાખવામા આવ્યુ છે વળી, બીજા સમયે ખોદતા મળી આવ્યુ તેમા પથ્થરની ૧૫–૧૬ મૂર્તિઓ, આરસની ખડિત ૨ મૂર્તિઓ તથા આરસના મોટા માનવાકૃતિ કાઉસગ્ગિયા, જેમા બને પડખે ૨૪ જિનપ્રતિમાઓ કડારેલી છે. કાઉસગ્ગિયા નીચે લેખ છે પણ તદ્દન ઘસાઈ ગયો છે, બારમી–તેરમી શતાબ્દીનો લેખ હોય એમ લાગે છે—

આ સિવાય સફેદ આરસના પરિકરની ગાદીના બે ટુકડા નીકળી આવ્યા છે તેની આગળનો ત્રીજો ટુકડો મળી શક્યો નથી. એ બે ટુકડામાં આ પ્રમાણે લેખ વંચાય છે:—

(१) . ५ वर्षे फागुण वदि २ रवौ श्रीमत्पत्तनवास्तव्यप्राग्वाटान्वयप्रसूत ठ० श्रीसोमतमतनुज ठ० श्रीआगाराजनंद–(२) - क्षिसंभूताभ्यां संघपति महं० श्रीवस्तुपाल महं० श्रीतेजःपालाभ्यां निजाग्रजबन्धो महं० श्रीमालदेवस्य श्रेयोर्थं श्रीमालदेवसुत ठ० पुनसीहस्य (३) पार्श्वनाथमहातीर्थे श्रीनेमिनाथजिनबिंबमिदं कारितं ॥ प्रतिष्ठितं श्रीनागेंद्रगच्छे भट्टारकश्रीविजयसेन

—મહામંત્રી શ્રી વસ્તુપાલ-તેજપાલે પોતાના ભાઈ માલદેવ અને તેના પુત્ર પુનસિંહના શ્રેય માટે સેરિસા મહાતીર્થના શ્રીપાર્શ્વનાથ ચૈત્યમાં શ્રીનેમિનાથ ભ૦નું બિંબ ભરાવી પધરાવ્યા ને તેની પ્રતિષ્ઠા નાગેન્દ્રગચ્છના શ્રીવિજયસેનસૂરિએ કરાવી આ સંવત્ ૧૨૮૫ હોવો જોઈએ કેમકે લેખમાં માત્ર (૫) નો આંકડો જ મોજુદ છે.

આ લેખમાં સેરિસાને 'મહાતીર્થ' કહેવામાં આવ્યું છે ને વસ્તુપાળ-તેજપાલ જેવાએ અહીં મૂર્તિ ભરાવી છે એ તીર્થભૂમિની ગૌરવગરિમા એ સમયે કેટલી હશે એ તો માત્ર ગ્રંથોની છૂટક-ત્રૂટક વિગતો ઉપરથી જ અનુમાન કરવાનું રહે છે.

ઉપર્યુક્ત મૂર્તિઓ ઉપરાંત જૂની ધર્મશાળા પાસેના એક ખાડામાંથી જે ફણાવાળા શ્રીપાર્શ્વનાથ ભગવાનની વિશાળ મૂર્તિ નીકળી હતી તે મૂર્તિને લોકો વર્ષો સુધી 'જોદ્ધા' તરીકે પૂજતા હતા, ને બાધા–આખડી રાખતા હતા. શ્રીઆદીશ્વર ભ૦ની કોણી નીચે ટેકો હોવાથી કેટલાક તેને સંપ્રતિના સમયની પ્રતિમા કહે છે.

નીકળી આવેલી આ મૂર્તિઓમાંથી પાંચ મૂર્તિઓને શેઠ જમનાભાઈ ભગુભાઈએ મોતીનો લેપ કરાવ્યો હતો. સં. ૧૯૮૮ના મહાસુદિ ૬ ને દિવસે મંદિરમાં પરોણાદાખલ પ્રવેશ કરાવવામાં આવ્યો હતો.

આજે અહીં વિશાળ ઘેરાવામાં આવેલું અમદાવાદનિવાસી સ્વ. શેઠ સારાભાઈ ડાહ્યાભાઈના પુણ્યપ્રતીક સમું વિશાળ મંદિર ઊભું છે. મૂળગભારો જોધપુરી લાલ પથ્થરનો અને રંગમંડપ મકરાણાના પથ્થરથી બનાવેલો છે. તેની આસપાસ ચારે તરફ ધર્મશાળા બનાવીને કંપાઉંડ વાળી લીધું છે મંદિરની બાંધણી એકંદરે શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર કરેલી છે.

સં. ૨૦૦૨ના વૈશાખ સુદિ ૧૦ ના રોજ મોટા ઉત્સવપૂર્વક આચાર્ય શ્રીવિજયનેમિસૂરિજીના હસ્તક શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી આની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.*

---

* લેખકના છપાઈ રહેલા 'જૈન તીર્થસર્વસંગ્રહ'' નામક ગ્રંથમાંથી.

# સાભાર સ્વીકાર

૫૦) પૂ. આ. શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીના ઉપદેશથી લાલબાગ જૈન ઉપાશ્રય મુંબઈ
૨૫) પૂ. પં. શ્રીમંગલવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, લુણાવાડા (મારવાડ)
૨૫) પૂ. મુનિરાજ શ્રીભદ્રંકરવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, ફલોદી (મારવાડ)
૨૧) પૂ. પં. શ્રીમાનવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, પીંડવાડા (રાજસ્થાન)
૨૦) પૂ. આ. શ્રીવિજયન્યાયસૂરિજી મહારાજના ઉપદેશથી શ્રી ઉજમફોઈની ધર્મશાળા. અમદાવાદ
૧૫) પૂ. મુનિરાજ શ્રીપરમપ્રભવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન મહાજનની પેઢી, ચાણસ્મા.
૧૧) પૂ. આ. શ્રીવિજયઉમંગસૂરીશ્વરજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, સાબરમતી.
૧૦) પૂ. મુનિરાજ શ્રીધર્મવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, કોલકી.
૧૦) પૂ. પં. શ્રીલલિતવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, સમૌ (વિજાપુર)
૧૦) પૂ. પં. શ્રીસુંદરવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શ્રી જૈન સંઘ, સીપોર.
૫) પૂ. આ. શ્રીજ્ઞાનસુંદરસૂરિજી મ. ના ઉપદેશથી શેઠ નવલમલજી ગણેશમલજી, જોધપુર.

ભૂલસુધારો:

ગતાંકમાં—૧૧) પૂ. પં. શ્રીકાંતિવિજયજી ગણિવરના ઉપદેશથી (સ્થળ શ્રી દાદાસાહેબ જૈન સોસાયટી, ભાવનગર છપાયું છે) તેને બદલે (સ્થળ-શ્રીતપગચ્છ જૈન સંઘ, ધ્રાંગધ્રા) એમ સમજવું.

૧૫) શ્રી રાયકાવાડા જૈન ઉપાશ્રય, પાટણ—આ રકમ પૂ. મુનિરાજ શ્રીનિપુણવિજયજી મહારાજના ઉપદેશથી એમ સમજવું

૧૦) ગેવલા જૈન સંઘ—આ રકમ પૂ. મુનિરાજ શ્રીનંદનવિજયજી મહારાજના ઉપદેશથી એમ સમજવું.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.


श्री जैन सत्य प्रकाश
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૧૨-૫૧ : અમદાવાદ
વર્ષ ૧૭ : અંક ૩ ]
[ ક્રમાંક : ૧૯૫

# विषय—दर्शन





## વિનંતિ

શેષકાળમાં વિહરતા પૂજ્ય ગુરુવર્યોને આથી નિવેદન છે કે તેઓ આ માસિક માટે નિશ્ચિત સ્થળનું સરનામું જણાવે; જેથી માસિક ગેરવલ્લે ન જાય.

વ્યવ૦

## નિવેદન

ઘણા ખરા ભાઈઓનુ આ વર્ષનું લવાજમ હજી આવ્યું નથી તો તેઓ રૂા ૩) અકે ત્રણ મનીઓર્ડરથી મોકલી આપે અને જે ગ્રાહકો આ માસિકને વી પી થી મંગાવવાનું જણાવે છે તેમણે રૂા ૩) અકે ત્રણ મનીઓર્ડરથી મોકલી આપવા જેથી નાહક વી પી. ના ખર્ચમાં ઊતરવું ન પડે

વ્યવ૦



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ : વીર નિ. સં. ૨૪૭૮ : ઈ સ. ૧૯૫૨ | क्रमांक |
| अंक : ३ | માગશર વદ ૨ : શનિવાર : ૧૫ ડિસેમ્બર | १९५ |



# જૈનધર્મનાં કેન્દ્રો : ત્રિપુરી અને મથુરા

[ જ્યારે ઇતિહાસના મર્મજ્ઞ વિદ્વાનો કોઈપણ ખંડિયેરની કશા ભેદભાવ વિના નિર્ભેળ સંશોધનની વિગતો પ્રગટ કરે છે ત્યારે જ પ્રાચીન કાળે ભારતીય સંસ્કૃતિમાં જૈનોએ કેવો ફાળો આપ્યો હતો એની જાણ થાય છે આવાં ખંડિયેરો તો ભારતના ખૂણે ખૂણામાં પડેલાં છે; જાણે એવા સંશોધકોની રાહ જોતાં છેલ્લા શ્વસોશ્વાસ ભરી રહ્યાં હેય આવા સમયે જૈનો જ પોતાનુ પુરાતત્ત્વ સંશોધનખાતુ ખોલે તો અઢળક સામગ્રી મળી આવે તેમ છે એ વિશે પ્રેરણાદાયી બે લેખો મુંબઈ-ટાઇમ્સ ઑફ ઇંડિયાથી પ્રગટ થતા હિંદી "ધર્મયુગ" નામના સચિત્ર સાપ્તાહિકમા બે લેખો પ્રગટ થયા છે. આપણા જ્ઞાનમાં અનેરો ઉમેરો કરે એવા હોવાથી એમાંના બે અવતરણો અહીં નોંધીએ છીએ · સંપા૦ ]

**ત્રિપુરીમાં** જૈનધર્મના પ્રાદુર્ભાવનો પત્તો લગાડવો ઉપલબ્ધ આધારોથી સંભવ નથી યક્ષિણીઓ અને તીર્થંકરોની મૂર્તિઓથી એ વાત પ્રતીત થાય છે કે, આ ધર્મ જનતાનો ધર્મ બનીને જ રહ્યો. એને રાજાશ્રય અહીં ન મળી શક્યો. કલચૂરીઓનો આદિ પુરુષ બોધરાજ અવશ્ય જૈનધર્માવલંબી હતો; પરંતુ ઇ સ. ૫૩૦ મા કલચૂરીઓનો ત્રિપુરીમાં કંઈ પત્તો જ નહોતો ત્રિપુરીસ્થિત પુત્રસહિત એક માતૃમૂર્તિ નેમિનાથની યક્ષિણી અંબિકાની છે અને તેની નીચે ઉત્કીર્ણ છે કે—

"માનદિત્યની પત્ની સોમ તને રોજ પ્રણામ કરે છે."

અહીંથી પ્રાપ્ત મહાવીર–વર્ધમાનની મૂર્તિ ૧૨ મી શતાબ્દીના કળાકૌશલનું સુંદર ઉદાહરણ છે. આ સ્થાનમાં ખેર–માઈ સ્થિત પ્રતિમાઓના ઢગલામાં કેટલીયે જૈન પ્રતિમાઓનાં અવશેષો મળે છે. કટ્ટર શૈવોની છત્રછાયામાં આ ધર્મોનું અવિકૃત રૂપમાં રહેવું, એક મહાન ઐતિહાસિક સત્યને સામે લાવે છે પુષ્યમિત્ર, શશાંક આદિ રાજાઓએ બૌદ્ધો પર અત્યાચાર કર્યો અને જ્યાં પાલ રાજાઓએ વૈષ્ણવધર્મની ઉન્નતિમાં અડચણો કરી હતી ત્યાં કલચૂરીઓના રાજત્વકાળમાં ત્રણે ધર્મોની ત્રિવેણી એકીસાથે વહેતી હતી. "**ધર્મયુગ**" (તા. ૧૬–૯–૫૧)

**મથુરા** શહેરથી બે માઈલ દૂર આગરા દિલ્હીના માર્ગ પર સ્થિત ૫૦૦ ફીટ લાંબો અને ૧૫૦ ફીટ પહોળો 'કંકાલીટીલા' નામે સ્થાન છે જ્યાં ઇ સ: થી શતાબ્દીઓ પૂર્વે ઐતિહાસિક ભારતની પ્રાચીનતમ ઈમારત '**દેવનિર્મિત સ્તૂપ**'નું નિર્માણ કરવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૮૭૧ થી લઈને ૧૮૯૧ ના વર્ષોમાં મેજર જનરલ કનિંઘમ, હાર્ડિંગ, ગ્રાઉસ, બર્જેસ અને ફ્યુહરર દ્વારા ભિન્ન ભિન્ન સમયમાં કરેલા ખોદકામમાંથી હજારોની સંખ્યામાં જૈન મૂર્તિઓ, સેંકડો ઉત્કીર્ણ લેખો, આયાગપટ્ટો, યક્ષમૂર્તિઓ તથા અલંકૃત શિલ્પખંડો ઉપરાંત એક વિશાળ સ્તૂપ અને બે મંદિરોનાં ખંડિયેરો મળ્યાં હતાં. ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીમાં ખોદેલા એક લેખમાં કંકાલીટીલાના આ વિશાળ સ્તૂપનો ઉલ્લેખ '**વોદ્રસ્તૂપ**' નામથી મળે છે. વોદ્ર સ્તૂપનું નામ છે અને દેવનિર્મિત તેનું વિશેષણ. ઉક્ત વિશેષણ તેના નિર્માણ કાળના સંબંધમાં પુષ્ટ નિર્ણય આપે છે. પહેલો તો એ કે, ઈ. સ. પૂર્વે બીજી શતીમાં સ્તૂપ એટલો પુરાણો થઈ ચૂક્યો હતો કે લોકો તેના નિર્માપયિતા અને નિર્માણ સંબંધી ઇતિહાસને ભૂલી ગયા હતા. બીજો એ કે, આ સ્તૂપનું નિર્માણ મૌર્યકાળથી પૂર્વની શતાબ્દીઓમાં થયેલું હતું, કેમકે બૌદ્ધોનો ઇતિહાસ લખનાર તિબ્બતી લામા તારાનાથે લખ્યું છે કે મૌર્યકાળની કળા 'યક્ષકલા' કહેવાતી હતી અને તેથી પૂર્વેની કળા 'દેવનિર્મિતકળા' બંને સ્થિતિઓમાં એક જ તથ્યની પુષ્ટિ થાય છે કે આ સ્તૂપ મૌર્યકાળથી પહેલાં નિર્મિત કરવામાં આવ્યો હતો

'વ્યવહારભાષ્ય, બૃહત્કથાકોશ, યશસ્તિલકચંપૂ, જંબૂસ્વામિચરિત્ર, વિવિધતીર્થકલ્પ' આદિ જૈન ગ્રંથોમાં મથુરાના વિખ્યાત સ્તૂપ સબંધે અનેક ઉલ્લેખો મળે છે. તેમાં પણ આને દેવનિર્મિત જ કહેવામાં આવ્યો છે. ચીની યાત્રી ફાહિયાનના યાત્રાવિવરણથી જણાય છે કે, પાંચમી શતીના અંત ભાગમાં હૂણોએ ભારત પર આક્રમણ કર્યું અને અહીંની સાંસ્કૃતિક સંસ્થાઓને વેરવિખેર કરી નાખી. તેમના અલ્પકાલીન છતાં બર્બર શાસનથી મુક્તિ પામતા સાંસ્કૃતિક કેંદ્ર ફરી સંગઠિત અને વ્યવસ્થિત થાત પરંતુ આ જ સમયે મુસલમાનો ચઢી આવ્યા

( જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૭૨ )



# મધ્યકાલીન ગુજરાતી કળાનાં

## કેટલાંક શિલ્પો

લેખક : શ્રીયુત ઉમાકાંત પ્રેમાનંદ શાહ એમ એ.



[ કોઇ પણ ખંડિયેરની પ્રાચીનતાનો અંદાજ કાઢવા માટે પુરાતત્ત્વજ્ઞો એના સ્થાપત્ય અને શિલાલેખો ઉપર ખૂબ આધાર રાખે છે. એ દૃષ્ટિએ શત્રુંજયના મંદિરોના સ્થાપત્ય અને શિલાલેખો ઉપરથી કેટલાકોએ એને આધુનિકથીયે અર્વાચીન કહી દેવાનું સાહસ કર્યું છે. અલબત્ત, આપણે કબૂલ કરવું જોઈએ કે, કાળબળે જે મંદિરો કે ઈમારતોનો વિનાશ થયો એના પ્રાચીન અવશેષો પણ જીર્ણોદ્ધાર સમયે સાચવી ન રાખવાનું જ એ પરિણામ છે પરંતુ સદ્ભાગ્યે કોઈ સંશોધનપ્રેમીને જ કાને અથડાય એવી મૂક કવિતા હજીયે ખૂણેખાચરે પડેલા શિલ્પોમાં ગૂંજી રહી છે એ દિશામાં મહત્ત્વનો પ્રકાશ આપતો આ લેખ એવા સાહસને જાણે પડકારી રહ્યો હોય એમ લાગે છે, એટલું જ નહિ, મૂર્તિશાસ્ત્ર અનુસાર મળી આવતા શિલ્પોની લાક્ષણિક મીમાંસા પણ કરે છે. આ લેખ બનારસથી પ્રગટ થતા હિંદી માસિક " **જ્ઞાનોદય** "માં પ્રગટ થયો છે, તેનો અનુવાદ અહીં સાભાર પ્રગટ કરીએ છીએ. **સંપા૦** ]



**ગૂર્જરદેશ**ની પ્રાચીન સીમા જુદી હતી. અત્યારે જે પ્રદેશને ગુજરાતના નામથી ઓળખવામાં આવે છે તેનો દક્ષિણી ભાગ જે મહીનદીથી તાપી સુધીનો છે તે (સંભવતઃ દમણ સુધીનો) લાટ દેશ કહેવાતો હતો તે એ સમયે ગુજરાત નામે પ્રસિદ્ધ પ્રદેશ હતો પ્રાચીન કાળમાં આનર્ત, સુરાષ્ટ્ર અને લાટ એવા વિભાગોમાં વિભક્ત હતો. ચીની મુસાફર હુએનત્સાગ જેને માલવા કહે છે તે પ્રદેશની સીમાનો પત્તો લાગતો નથી. ઈ. સ. ની દશમી શતાબ્દીમાં અત્યારના ઉત્તરી ગુજરાતને ગૂર્જરમંડલ, ગૂર્જરદેશ, ગુર્જરત્રા એવી સંજ્ઞાઓ મળી હતી

મારવાડના જોધપુર રાજ્યમાં આવેલી શ્રીમાલ અથવા ભિન્નમાળ નગરીના ભંગ પછી ગૂર્જરમંડલમાં અણહિલ્લ પાટણનો અભ્યુદય થયો વનરાજ ચાવડાએ સ્થાપન કરેલું પાટણ સોલંકી અથવા ચૌલુક્ય રાજાઓના શાસનકાળમાં અતીવ સમૃદ્ધિશાળી અને કળાકેન્દ્ર નગર બની ગયું હતું. ગૂર્જરમંડલની આ રાજધાનીને મધ્યયુગીન ચૌલુક્ય જમાનાનું સંસ્કારકેંદ્ર માની લેવું યોગ્ય ગણાશે. ઈ. સ. ની દશમી શતાબ્દીથી લઈને અર્વાચીન ગુજરાત, કાઠિયાવાડમાં અને ઉત્તરમાં મારવાડમાં પ્રાચીન સ્થાપત્ય, શિલ્પ અથવા ચિત્રકારી( તાડપત્રીય અને કાગળના પુસ્તકોમાં )ના જે અવશેષો મળ્યા છે તે એક જ પ્રકારની કળાના પ્રતીક છે. કુમારપાળે નિર્માણ કરેલું જાલોરનું ચૈત્ય અથવા અર્બુદગિરિ પર બનાવેલું તેજપાલનું લૂણવસહિકા નામક નેમિનાથ ચૈત્ય, કુમારપાલનું તારંગા પહાડવાળું અજિતનાથનું મંદિર; આ બધાં એક જ કળાનાં ભિન્ન ભિન્ન ઉદાહરણો છે. પશ્ચિમમાં કચ્છમાં અને સિંધમાં થરપારકર જિલ્લાના વરવનથી મળેલાં અવશેષો પણ આ જ કળાના નમૂના છે. એ સમયે રાજસત્તાનું અને વિદ્વાનોનું કેન્દ્ર પાટણ હોવાથી આ કળાને ગુજરાતીકળા નામ આપવામાં આવ્યું છે. મોઢેરાના સૂર્ય-

મંદિરમાં દશમી શતાબ્દીના શિલ્પસ્થાપત્યના જે અવશેષો મળે છે તે આ જ કળાનાં સાક્ષી છે. આની પહેલાં એટલે ગુપ્તકાળથી લઈને લગભગ નવમી શતાબ્દીના આ પ્રદેશની શિલ્પકળા જુદી હતી. એથી તેને ગુજરાતી નામે સંબોધિત નહિ કરી શકાય. અહીં ગુજરાતી શિલ્પકળાના જૈનાશ્રિત કંઈક નમૂના ઉપસ્થિત કરવામાં આવે છે.

ગુજરાતી જૈન શિલ્પનું પ્રાચીન અને ઉત્કૃષ્ટ પ્રતીક અત્યારે શત્રુંજય પર્વત પર મૂળનાયક શ્રી. આદીશ્વર ભગવાનના દેવાલયની ડાબી બાજુના ઓરડામાં અવસ્થિત છે, જેની પીઠિકા પર એક લેખ ઉત્કીર્ણ છે. પૂજ્ય મુનિ શ્રી. પુણ્યવિજયજી મહારાજે મને આ લેખની એક નકલ મોકલી હતી જે આ પ્રકારે છે:—

"श्रीमद्युगादिदेवस्य पुण्डरीकस्य च क्रमौ। ध्यात्वा शत्रुंजये शुध्यन् सल्लेश्याध्यानसंयमैः॥
श्रीसंगमसिद्ध(ह ?)मुनिर्विद्याधरकुलनभस्तलमृगांकः। दिवसैश्चतुर्भिरधिकं मासमुपोष्याचलितसत्त्वः॥
वर्षसहस्रे षष्ट्या चतुरन्वितयाधिके दिवमगच्छत्। सोमदिनआग्रहायणमासे कृष्णद्वितीयायाम्॥
अम्मैयकः शुभं तस्य श्रेष्ठी रौधैयकात्मकम्(?)। पुण्डरीकपदासङ्गी चैत्यमेतदचीकरत्॥

આ લેખથી જણાય છે કે, વિદ્યાધરકુલના મહાન જૈનશ્રમણ **શ્રીસંગમસિદ્ધ** મુનિએ સંવત્ ૧૦૬૪ ના માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની ૨ ને સોમવારે એક મહિનો અને ચાર દિવસના ઉપવાસ પછી સંલેખનાપૂર્વક શત્રુંજય પર્વત પર શ્રીમદ્યુગાદિદેવ અને તેમના પ્રથમ ગણધર પુંડરીકના ચરણોમાં ધ્યાન રાખીને દેહ છોડયો. આ સંગમસિદ્ધ મુનિ કદાચ તે જ છે, જેમને 'નિર્વાણકાલિકા'કારે ગ્રંથની અંત પ્રશસ્તિમાં પોતાના દાદાગુરુ બતાવ્યા છે.[1] ત્યાં તેમનો આ રીતે નિર્દેશ કરેલો છે.—

"श्रीविद्याधरवंशभूषणमणिः प्रख्यातनामा भुवि।
श्रीसंगमसिह इत्यधिपतिः श्वेताम्बराणाममभूत्॥"

શ્વેત સંગમરમર(Marble)ની બનેલી આ પ્રતિમા અનુમાનતઃ ૨॥ ફીટ ઊંચી અને ૧॥ ફૂટ પહોળી છે. એક મોટા અને વિકસિત કમળ ઉપર શ્રીપુંડરીક ગણધર પદ્માસનમાં વિરાજમાન છે. કમલદંડ લાંબો બનાવીને પ્રતિમાની ઉપરના ભાગથી લઈને લગભગ મધ્ય સુધી ગણધરને વિરાજમાન કરેલા છે અને આ કમળદંડના જમણા ભાગમાં સ્થાપનાચાર્યની સામે આચાર્યપ્રતિમા બનાવેલી છે. તેઓ એક હાથમાં પુસ્તક ધારણ કરીને કમલદંડની બીજી બાજુએ બેઠેલા પોતાના બે શિષ્યોને ઉપદેશ આપી રહ્યા છે. સંભવતઃ આ આચાર્ય સંગમસિદ્ધ મુનિ છે. બંને શિષ્યો હાથ જોડીને અંજલિમુદ્રા રાખી ઉપદેશ ગ્રહણ કરી રહ્યા છે. પુંડરીકસ્વામીના મસ્તક ઉપર છત્ર અને છત્રની બાજુમાં એકેક માલાધર દૃષ્ટિગોચર થાય છે. આ પ્રતિમા શિલ્પકલાનું એક અતિમનોહર પ્રતીક છે. શારીરિક સૌંદર્ય અને ગઠન સુંદર છે. કમલદંડ અને પૂર્ણવિકસિત કમલની કોરણી પણ સુંદર છે. શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ આ પ્રતિમા આબુની વિમલવસહિકાના શિલ્પોથી પણ ચઢિયાતી છે. એ વાતનો

---

૧. આશા છે કે, મુનિશ્રી ભવિષ્યમાં આ લેખને Epigraphia indica જેવી સામયિક–પત્રિકામાં યોગ્ય રીતે પ્રસિદ્ધ કરશે. શત્રુંજયગિરિથી મળેલા બધા લેખોમાં આ પ્રાચીન છે અને તેની બ્યુલર મહાશયે નોંધ કરી નથી.

નિર્દેશ કરવો આવશ્યક છે કે ગણુધરપ્રતિમાનું લાંછન જૈન મૂર્તિશાસ્ત્રો (Iconography)માં કમળ છે.

શત્રુંજય પર્વત પર એ જ મંદિરના ચોકમાં 'રાયણુપગલાં'ની બાજુએ એક ઓરડીમાં એક આદિનાથની પ્રતિમા છે, આવી પ્રતિમા ક્વચિત જ જોવામાં આવે છે, તેથી જ નિર્દેશ આવશ્યક છે. આ ઓરડીમાં આવી કળાના ભરતરાજ અને બાહુબલિનાં બે સુંદર શિલ્પો ઉપર સં. ૧૩૯૧ ઉત્કીર્ણ હોવાથી આ પ્રતિમા પણ અંદાજે આ જ સમયની હોઈ શકે છે. પુંડરીક ગણુધરની ઉપર બતાવેલી પ્રતિમાની લંબાઈ–પહોળાઈ સાથે મળતી આવતી આ પ્રતિમા પણ આરસની બનેલી છે, વચ્ચે આદિનાથ કાયોત્સર્ગ મુદ્રામાં ઊભા છે અને જમણી બાજુએ નમિ હાથમાં ખડ્ગ અને બીજોરું લઈને ઊભો છે નમિએ દાઢી રાખેલી છે અને મકુટ આદિ અલંકાર છે. વિનમિ પણ એવી જ રીતે ડાબી બાજુએ એક હાથમાં ખડ્ગ લઈને ઊભો છે, બીજા હાથમાં ગદા ધારણ કરેલી છે, તે બરાબર સમજમાં નથી આવતું. ત્રણેની આકૃતિઓ પ્રાયઃ સમાન પ્રમાણ ( Size )ની છે, એકેક નાના ચામરધર અને એકેક ભક્ત શ્રીઆદીશ્વરના બંને ચરણોની પાસે બતાવવામાં આવ્યા છે સામાન્યત શ્રીઋષભદેવની પ્રતિમા સપરિવાર બીજી પ્રતિમાઓની માફક કાયોત્સર્ગ અથવા પર્યંકાસન મુદ્રામાં મળે છે. પરંતુ એમના જીવનના આ વિશિષ્ટ પ્રસગને વ્યક્ત કરનારી ભવ્ય પ્રતિમા મળવી કઠણ છે. ભરતેશ્વરની પ્રતિમા પણ બહુ ઓછી મળે છે. પરંતુ ઉલ્લિખિત પ્રતિમા તો પોતાના ઢંગની આ એક જ છે.

વરાહમિહિરે 'બૃહત્સંહિતા'માં અર્હત્પ્રતિમાનું વર્ણન આપેલું છે, જે મૂર્તિશાસ્ત્રના અભ્યાસીઓને માટે ઉલ્લેખનીય છે.—

"आजानुलम्बवाहुः श्रीवत्साङ्कः प्रशान्तमूर्तिश्च ।
दिग्वासास्तरुणो रूपवांश्च कार्योऽर्हतां देवः ॥"

—બૃહત્સંહિતાઃ અ૦ ૫૯, શ્લો. ૪૫

આ પદ્યમાં જિનપ્રતિમાના પરિકરનો નિર્દેશ નથી. પ્રત્યેક તીર્થંકરના ચોત્રીશ અતિશયો કહેવાય છે, જે 'સમવાયાંગસૂત્ર' ૩૪માં બતાવ્યા છે તેમાં આ પણ છે—

". ........आगासगयं चक्कं, आगासगयं छत्तं, आगासगयाओ सेयवरचामराओ, आगासफालियामयं सपायपीढं सीहासणं, आगासगओ कुडभीसहस्सपरिमंडियाभिरामो इन्दज्झओ पुरओ गच्छइ तत्थ तत्थ वि य णं तक्खादेव सच्छन्नपत्तपुप्फपल्लवसमाउलो सच्छत्तो सज्झओ सघंटो सपडागो असोगवरपायवे अभिसंजाइ . .. .."

—સમવાયાંગ સૂત્ર ૩૪, અભયદેવસૂરિ–ટીકાસહિત—
પ્રકા૦ આગમોદયસમિતિ સને ૧૯૧૮, પૃષ્ઠ : ૬૦.

આનાથી જિનેશ્વરનાં પ્રાતિહાર્યો બનાવવાની પ્રથા મૂર્તિવિધાનમાં આવી છે. શ્વેતાંબર સંપ્રદાયમાં સુપ્રસિદ્ધ નિમ્નલિખિત પદ્યમાં આ બતાવવામાં આવ્યાં છે :—

"अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रतिहार्याणि जिनेश्वराणाम् ॥"

આ રીતે પ્રત્યેક સપરિકર તીર્થંકર પ્રતિમામં—૧ અશોકવૃક્ષ, ૨ દેવોએ કરેલી પુષ્પ વર્ષા, ૩ દિવ્યધ્વનિ, ૪ ચામરધારી પારિપાર્શ્વકો, ૫ આસન—સિંહાસન, ૬ ભામંડલ, ૭ દેવ-દુંદુભિ, ૮ છત્રત્રય બનાવવામા આવે છે. આવી પરિકરકલ્પના મધ્યયુગના મૂર્તિનિર્માણમાં વધુ પ્રચલિત બની શ્વેતાંબર સંપ્રદાયના એવા શિલ્પનો એક મનોજ્ઞ નમૂનો આબુના વિમલ વસહિકા ચૈત્યમાં દેવકુલિકા ( નં. ૪૪ ) મા છે. શિલાલેખથી માલમ પડે છે કે આ પ્રતિમા સં. ૧૨૪૫ મા પ્રતિષ્ઠિત કરવામા આવી હતી પ્રતિમા પાર્શ્વનાથની છે અને આગળ એક તોરણ પણ બનાવેલું છે, એથી એનુ સૌંદર્ય વિશેષ વધી ગયું છે બીજી એક પાષાણ પ્રતિમા પાટણમા 'ખડા ખોટડી'ના જૈન મંદિરમા પૂજાય છે. આ પ્રતિમા અંદાજથી ઈ. સ ની સોળમી શતાબ્દીની છે, બન્ને ગુજરાતી કળાના પ્રતીકો છે.

ગુજરાતમાં એક જુદા પ્રકારની તીર્થંકર પ્રતિમાઓ મળે છે, જેનો પ્રચાર ઓછો હતો. પરંતુ તેની રચના વિશિષ્ટ પ્રકારની છે પાટણના પંચાસરા પાર્શ્વનાથ ચૈત્યમાં એવી એક નાની સંગમરમરની પ્રતિમા છે. પીઠિકામાં ખોદેલા લેખથી જણાય છે કે આ પ્રતિમા વાસુપૂજ્યની છે અને સંવત્ ૧૩૫૯ ની પ્રતિષ્ઠિત છે. પૂર્ણવિકસિત કમલ પર પદ્માસનમાં તીર્થંકર વિરાજમાન છે. મસ્તકની ઉપર છત્ર બનેલુ છે, જેની બને બાજુઓ ( ચૈત્યવૃક્ષનું ) એકેક પલ્લવ બહાર કાઢીને એક કમાન (Arch) બનાવે છે. છત્રની ઉપર એક વૃક્ષની બીજી મોટી કમાન (Arch) બનેલી છે, જે વૃક્ષની જમણી બાજુએ ઊભેલા પુરુષ ચામરધરની પાછળથી શરૂ થઈને ડાબી બાજુએ ઊભેલી સ્ત્રી—આકૃતિની તરફ કમાન બનીને જાય છે. આ સ્ત્રી-આકૃતિ કોની છે એ કહેવું કઠણ છે. આ શિલ્પની કળા એ વાતની સૂચક છે કે ઈ. સ ની ચૌદમી શતાબ્દીમાં શિલ્પકળા પોતાની પ્રાચીન સુંદરતાથી પડતી દશામા આવી છે, છતાંયે નૂતન કલ્પના, જે અહી જોવામાં આવે છે તે જ આ શિલ્પની વિશિષ્ટતા છે આવો એક બીજો નમૂનો પાટણના એક બીજા ચૈત્યમા છે. આમાં પણ પુરુષ અને સ્ત્રી—આકૃતિ પરિચારક-રૂપમાં જમણી—ડાબી બાજુએ બતાવવામાં આવેલી છે. શિલ્પના ઉપરના ભાગનું વૃક્ષ વધુ વિસ્તૃત અને વધુ સુંદર છે. અહીં વૃક્ષ ડાબી બાજુથી શરૂ થાય છે અને જમણી બાજુએ નીચે જતું નથી, પરંતુ જમણી બાજુએ એક સ્તંભ જોવામાં આવે છે, જેના ઉપરથી એક કમાન (Arch) બનાવીને ડાબી બાજુ સુધી, વૃક્ષના પાછલા ભાગમાં બતાવેલ છે.

સૂરત શહેરમાં પીળા પાષાણની એક નાની પ્રતિમા છે. આમાં પણ બાજુએ એક પુરુષ અને સ્ત્રી—આકૃતિઓ કોરેલી છે, અને આમા પણ લાંછન અથવા શિલાલેખ ન હોવાથી તીર્થંકરની ઓળખાણ આપવી સંભવ નથી અહીં અશોક વૃક્ષ બીજા પ્રકારે વિસ્તૃત બનાવેલું છે. આમાં કમાન બનાવેલી નથી, કેવળ છત્રની ઉપરથી એક વિસ્તૃત પલ્લવિત ગુચ્છ નીકળે છે. આબુની એક દેવકુલિકાની દિવાલ પર પણ આવુ છે અહીંનુ વૃક્ષ દર્શનીય છે.

આ પ્રતિમાઓની વિશેષતા એ છે કે, અહી સર્વપ્રાતિહાર્ય બતાવવામા આવ્યા નથી અને બને તરફ બે ચામરધારી પુરુષાકૃતિ ન હોતાં એક બાજુએ સ્ત્રી—આકૃતિ ઊભી છે

અને અશોક વૃક્ષને અહીં પ્રાધાન્ય આપવામા આવ્યું છે શિલ્પ અથવા પ્રતિષ્ઠાગ્રંથોથી આવી પ્રતિમાઓનો કોઈ શાસ્ત્રાધાર મળતો નથી. સંભવત આ કળાકારની પોતાની કલ્પનાનું નવીન વિધાન હોય પરંતુ ચૈત્યવૃક્ષની રચનામાં આ ચાલી શકે છે. પાર્શ્વસ્થિત સ્ત્રી–આકૃતિના વિષયમા એમ બનતુ અસંભવ નહી, છતાં ઉચિત નથી લાગતુ.

આ રીતે વિશાળ વૃક્ષ નિર્માણુ કરવાનું, બનવાજોગ છે કે દક્ષિણ હિંદની જૈન પ્રતિમાઓ જોઈને પ્રચલન થયુ હોય ત્યા તો વૃક્ષ અધિક વિસ્તૃત હોય છે. એવી એક પ્રતિમા, જે પદ્દુકોટા સ્ટેટમા ઈહિખત્તુગ્માં છે, તેની તુલના (Comparison) આ સાથે કરી શકાય.

હવે ગુજરાતી કળાના કઈક સુદર નમૂનાઓ જોઈએ દેલવાડા–આબુના લૂણિગવસહિકામાં એક ગુંબજમા બે બાજુએ શ્રીકૃષ્ણુ–ગોકુલક્રીડા અને વાસુદેવ અથવા કંસના દરબારનું દશ્ય છે. પહેલા દશ્યમાં ડાબી બાજુથી લઈને પહેલા એક વૃક્ષ છે, જેની ડાળીઓ પર એક હિચકો બાધેલો છે, અને તેમા બાળક શ્રીકૃષ્ણુ સૂતેલા છે વૃક્ષની નીચે બે પુરુષો અને એક ભરવાડ છે આ દશ્યની એક બાજુએ ઘી, દહી ઈત્યાદિના વાસણો પડેલા છે અને બીજી તરફ એક ગોવાળિયો એક મોટી છોકરીનો સહારો લઈને ઊભો છે. પછી બે સ્ત્રીઓનાં દધિમથનનું દશ્ય છે એ પછી દેવકી અથવા યશોદા, ખોળામાં પુત્ર શ્રીકૃષ્ણુ અને છોકરીને લઈને બેઠી છે પાસેના બે વૃક્ષો પર હિંચકો બાધવામા આવ્યો છે, જેમાંથી શ્રીકૃષ્ણુ બહાર નીકળવાનો પ્રયાસ કરે છે. બાજુમાં નીચે મસ્તક ધરી રાખતો હાથી ઊભો છે, જેના પર શ્રીકૃષ્ણુ મુષ્ટિપ્રહાર કરે છે. એની આગળ શ્રીકૃષ્ણુ બને બાજુનાં વૃક્ષોને હાથે પકડીને ઊભા છે.

બીજા દશ્યમા એક તરફ વસુદેવ રાજા (અથવા કંસ) સિહાસન પર બેઠેલા છે. મસ્તક પર છત્ર છે, બાજુમા પરિચારકગણુ છે. એ પછી રાજાની હસ્તિશાળા, અને અશ્વશાળા છે. પછી રાજમહેલનુ દ્વાર અને અંતમાં મહેલનો ભાગ બતાવેલો છે. આ બને દશ્યો ગુજરાતી શિલ્પના ઉત્તમ પ્રતીકો છે સૂક્ષ્મ કોરણી Curnes યુક્ત રેખાઓ અને angular faces ઇત્યાદિ મધ્યયુગીન ગુજરાતી કળાની વિશેષતાઓ અહી દષ્ટિગોચર થાય છે.

આ બને આકૃતિઓ ઈ. સ. ની તેરમી શતાબ્દીના ઉત્કૃષ્ટ પ્રતીક સમાન છે. વિમલવસહીના મંડપના સ્તંભ પર ખોદેલી બે નૃત્યદર્શક પુરુષાકૃતિઓ પણ દર્શનીય છે. વિમલવસહિકા સં. ૧૦૮૮માં તૈયાર થઈ હતી પરંતુ આ બને શિલ્પો, પાછળથી આ ચૈત્યનો જીર્ણોદ્ધાર થયો, ત્યારનાં માલમ પડે છે પુરાણા સ્તંભની નકલ (Copy) કરી હોય એમ લાગે છે. તેજપાલની લૂણવસહીની શિલ્પકળા સાથે મળતી આકૃતિ અને કોરણી હોવાથી આ શંકા થાય છે. બંને આકૃતિઓમાં શરીર ના જે ત્રિભંગ કરવામા આવ્યા છે તે વાસ્તવમા અશક્ય ન હોય પણુ દુષ્કર તો અવશ્ય છે.

ગુજરાતી મધ્યકાલીન કળાના કઈક જૈનાશ્રિત નમૂના આપ્યા છે અહીં અધિક ચર્ચા કરવાનો સંભવ જણાતો નથી.

[ "**જ્ઞાનોદય**" વર્ષ ૩ અંક, ૩માંથી અનૂદિત ]

# ગણુધરસાર્ધશતક અને બૃહદ્‌વૃત્તિ

લેખક: પૂજ્ય મુનિરાજ શ્રીકાંતિસાગરજી

જૈનધર્મ સાથે સંબંધ રાખતા ગ્રંથભંડારોમાં 'ગણુધરસાર્ધશતક' અને તે સુવર્ણ કણોના લઘુસમુદાયનું 'બૃહદ્‌ભાષ્ય-બૃહદ્‌વૃત્તિ' પોતાનું ખૂબ જ મહત્ત્વપૂર્ણ સ્થાન રાખે છે 'ગણુધરસાર્ધશતક' પ્રસિદ્ધ ગણુધરોની પ્રશસ્તિનું સૂત્ર અને એક લઘુસંગ્રહ છે. આમાં ૧૫૦ પ્રાકૃત ગાથાઓ ૩૫ ગણુધરોનો સંક્ષિપ્ત પ્રશંસાત્મક પરિચય આપે છે. 'ગણુધર-સાર્ધશતક'ના નિર્માતા પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીજિનદત્તસૂરિજીનો જન્મ ગુજરાત પ્રાંતના ધવલક્કપુર સ્થાનમાં હુંબડ વૈશ્યકુલોત્પન્ન શ્રીવિધિગંજીની ધર્મપત્ની બાહડદેવીથી વિ સં. ૧૧૩૨મા થયો હતો. શ્રીધર્મદેવ ઉપાધ્યાયે આ પ્રતિભાવાન અસાધારણ બાળકને જોઈ તેની માતાને બાળકના શ્રીસંપન્ન ગુણોની ચર્ચા કરી અને સંસારના હિતને માટે તેને મુનિ બનાવી લેવાની અનુમતી માગી ભક્તિસક્ત હૃદયવાળી માતાએ સંસારના કલ્યાણ માટે માતૃહૃદયમાં બળ સંચિત કરી બાળકને દીક્ષિત થવાની આજ્ઞા આપી સં. ૧૧૪૧માં શ્રી. ધર્મદેવ ઉપાધ્યાયજીએ નવ વર્ષના એ બાળકને દીક્ષા આપી, સોમચંદ્ર નામથી વિભૂષિત કર્યા શ્રીધર્મદેવ ઉપાધ્યાય શ્રીજિનચંદ્રસૂરિના શિષ્ય અને ખરતરગચ્છના આચાર્ય હતા, આથી સોમચંદ્રજી પણ ખરતરગચ્છીય બન્યા. તેમને ૨૮ વર્ષ વીતતાં શ્રીજિનવલ્લભસૂરિજીના સ્વર્ગારોહણ પછી શ્રીદેવભદ્રાચાર્યે સોમચંદ્રજીની તપસ્યા અને પ્રતિભાની શક્તિ જોઈને શ્રીજિનવલ્લભસૂરિજીના સ્થાન પર શ્રીજિનદત્તસૂરિજીના નામે અભિષેક કર્યો. આ પ્રકારે નવ વર્ષના એ પ્રતિભાવાન બાળક ૩૭ વર્ષની ઉમરે સં. ૧૧૬૯માં સૂરિપદ પર પ્રતિષ્ઠિત થયા. શ્રીજિનદત્તસૂરિજીની પ્રતિભાએ શ્રાવકોના હૃદય પર પોતાનો પૂર્ણ પવિત્ર અધિકાર સ્થાપિત કરી તેમને આદર્શ શ્રાવકો બનાવવા સફળતા પ્રાપ્ત કરી. આ જ જિનદત્તસૂરિ 'ગણુધર-સાર્ધશતક'ના પ્રણેતા છે.

જે સમયે શ્વેતાંબર જૈનધર્મના યુગપુરુષ શ્રી. જિનદત્તસૂરિજી ભારતવર્ષમાં અવતીર્ણ થયા હતા એ સમયનુ રાજનીતિક વાતાવરણ પણ જો અમે થોડું સરખુ જાણી લઈએ તો એ પૃષ્ઠભૂમિ ઉપર આ પ્રધાનનાયકનુ ચિત્ર વધુ પ્રભાવોત્પાદક બની શકે. શ્રી. જિનદત્તસૂરિએ ઈ. સ. ૧૦૭૫ થી ૧૧૫૪ના મધ્યના સમયને સાર્થક કર્યો હતો. વિ. સં. અનુસાર આ સમય ૧૧૩૨ થી ૧૨૧૧ સુધીનો છે. સ. ૧૨૧૧ના આષાઢ શુક્લા એકાદશીએ શ્રી.જિન-દત્તસૂરિજીનું ૭૯ વર્ષની ઉંમરે સ્વર્ગારોહણ થયુ હતુ.

આ સમયની વચ્ચે કાશ્મીરમાં ૧૦૬૩ ઈ. સ.થી ૧૧૫૦ સુધી ત્રણ રાજાઓ થયા. ક્રમાનુસારે પ્રથમ કળશ, બીજા હર્ષ તથા ત્રીજા જયસિંહ હતા. આ જયસિંહના સમયમાં 'અલંકારસર્વસ્વ'કાર રાજાનક રુય્યક સભાપંડિત હતા કનોજમાં રાઠોડ–વંશીય રાજા રાજ રાજ્ય કરતો હતો શ્રી. જિનદત્તસૂરિજીના સમકાલીન ગોવિંદચંદ્ર સને ૧૧૦૪ થી ૧૧૫૫ સુધી પાંચાલના રાજા હતા. 'નૈષધકાવ્ય' તથા 'ખંડનખંડખાદ્ય' જેવા વેદાંત ગ્રંથના પ્રણેતા શ્રીહર્ષ એમના જ સભાપતિ માનવામાં આવે છે. સંયોગિતાનાં પિતા જયચંદ્ર એમના પૌત્ર હતા. પૃથ્વીરાજની સાથે આ જયચંદ્રના વૈમનસ્યના કારણે ભારતવર્ષને વિદેશી દાસત્વનો વિશેષત: બૌદ્ધિક સત્ત્વનો અનુભવ આજ સુધી કરવો પડ્યો છે બુંદેલખંડમાં ચંદેલ રાજા કીર્તિવર્માએ સને ૧૦૪૯ થી ૧૧૪૦ સુધી રાજ્ય કર્યું. એના અંતિમ સમયમાં શ્રી.જિન-

દત્તસૂરિ ૨૫ વર્ષના થયા હશે. એમના જ સમયમાં શ્રીકૃષ્ણમિશ્રે 'પ્રબોધચંદ્રોદયનાટક' લખ્યું અને સને ૧૦૬૫માં કીર્તિવર્માના રાજદરબારમા તેનો અભિનય થયો.

બંગાલ અને બિહારમાં પાલવંશીય રાજા રામપાલ બહુ પ્રતાપી હતો. તેણે સને ૧૦૮૪ થી ૧૧૩૦ સુધી રાજ્ય કર્યું. સને ૧૦૮૪માં શ્રીજિનદત્તસૂરિને સોમચંદ્ર નામે દીક્ષા આપવામા આવી. રાજા રામપાલના મૃત્યુ સમયે શ્રી જિનદત્તસૂરિ ૫૫ વર્ષના થયા હશે આ સમયે મગધના વિહારોમાં બૌદ્ધોની પ્રધાનતા હતી.

પાલવંશીય રાજાઓની સીમાની અંદર જ એક ભાગ અધિકાર કરીને સામંતદેવના પૌત્ર તથા હેમંતદેવના પુત્ર વિજયસેને સેનવંશનુ રાજ્ય સ્થાપિત કર્યું હતુ. સામંતદેવ દક્ષિણથી આવ્યા હતા. તથા મયૂરભંજ રાજયના કસિયારીમા પિતા–પુત્રે એક નાનું સરખું રાજ્ય સ્થાપિત કર્યું હતું, સને ૧૧૦૮ થી પૂર્વ ૪૨ વર્ષ સુધી વિજયસેને રાજ્ય કર્યું હતું આ સમયે શ્રીજિનદત્તસૂરિ ૩૩ વર્ષના થયા હશે સને ૧૧૦૮ની આસપાસ વિજયસેનના પુત્ર બલ્લાલસેને શાસનની લગામ પોતાના હાથમાં લીધી નવદ્વીપના વિદ્યામઠનો શિલાન્યાસ તેમણે જ કર્યો હતો સેનવંશીય રાજાઓ બ્રાહ્મણ હતા અને તેમણે વર્ણાશ્રમધર્મની સુદૃઢ સ્થાપના બંગલામાં કરી, અને ૧૧૧૯માં તેમનો પુત્ર લક્ષ્મણસેન ગાદીએ આવ્યો તેણે ૮૦ વર્ષ રાજ્ય કર્યું. તેના રાજત્વકળના ૩૫ વર્ષોમાં શ્રી જિનદત્તસૂરિ રાજપૂતાનામા ધર્મવિસ્તાર કરી રહ્યા હતા 'ગીતગોવિંદ'કાર જયદેવ એમની સભાના પંચરત્નોમા હતા લક્ષ્મણસેનનો દરબાર ભાગીરથીના તટ પર નવદ્વીપમાં ભરાતો હતો. નવદ્વીપના વિદ્યાપીઠની તેમણે ખૂબ ઉન્નતિ કરી

શ્રીજિનદત્તસૂરિજીના સમયમાં દક્ષિણ ભારતમા કલ્યાણીમાં ચાલુકયવંશનું રાજ્ય હતું. નિઝામરાજ્યમા ગુલવર્ગાની પાસે કલ્યાણી નામક શહેર આ વંશની રાજધાની હતું. શ્રી. જિનદત્તસૂરિના જન્મના એક વર્ષ પછી સને ૧૦૮૬મા કલ્યાણીમાં ચાલુક્ય વિક્રમાંક (વિક્રમાદિત્ય છઠ્ઠા) સિંહાસનારૂઢ થયા સને ૧૧૨૭ સુધી તેઓ રાજ્ય કરતા રહ્યા. આ સમય સુધી શ્રી. જિનદત્તસૂરિજીની અવસ્થા બાવન વર્ષની હતી. વિક્રમાંકના પુત્ર સોમેશ્વર તૃતીય સને ૧૧૨૮ થી ૧૧૩૮ સુધી રાજ્ય કરતા રહ્યા. અહી સુધી સૂરિજી ૬૩ વર્ષના થયા હતા.

શ્રી. જિનદત્તસૂરિજીના જન્મથી એક વર્ષ પૂર્વે સને ૧૦૮૪મા દક્ષિણના ચોલવંશીય રાજાઓમાં અંતિમ રાજા અધિરાજેન્દ્રના સમય સુધી વિશિષ્ટાદ્વૈત મતના પ્રવર્તક રામાનુજાચાર્ય આ શૈવરાજાની સાથે મૈસુરમા જ રહ્યા. એ પછી અન્યત્ર ચાલ્યા ગયા

આ સમયે મૈસુર (મહિશૂર)ના હોયસલવંશીય રાજાઓ જૈનધર્મના આશ્રયદાતા હતા આ વંશના પ્રથમ નરેશ વિટ્ટિદેવે રાજસમુદ્રને પોતાની રાજધાની બનાવી. તેણે સને ૧૧૧૧થી ૧૧૪૧ સુધી રાજ્ય કર્યું હતુ. આ સમયે શ્રીજિનદત્તસૂરિના ૩૬મા વર્ષથી ૬૬ મા વર્ષ સુધીનો છે. તેના મંત્રી ગંગરાજે જૈનધર્મને આશ્રય આપ્યો ચોલ આક્રમણથી નષ્ટ જૈન મંદિરોને તેણે ફરીથી બનાવ્યાં એ પછી રામાનુજાચાર્ય પાસે વિટ્ટિદેવે વૈષ્ણવ ધર્મની દીક્ષા લીધી અને વિષ્ણુ અથવા વિષ્ણુવર્ધન નામે પ્રસિદ્ધ થયા

શ્રી. જિનદત્તસૂરિજીના સમકાલમા કલિંગની પૂર્વે ગંગરાજાઓમાંથી રાજા અનંતવર્મા રાજ્ય કરતો હતો. તેનો રાજત્વકાળ સને ૧૦૭૬ થી ૧૧૪૭ સુધીનો છે સૂરિજીના બીજા વર્ષથી ૭૨મા વર્ષ સુધી અનંતવર્મા રાજ્ય કરતો રહ્યો ગંગા, ગોદાવરી સુધી એનું રાજ્ય ફેલાયેલું હતું. શ્રીજગન્નાથનું મંદિર એના જ સમયે બન્યુ હતુ. શ્રી. જિનદત્તસૂરિજીના સમય સાથે જગન્નાથના મંદિરના સમયનો પણ સંબંધ છે.

એ ઉપરાંત શ્રી જિનદત્તસૂરિની જન્મભૂમિ તથા તેમનાં પ્રધાન ધર્મક્ષેત્રો સાથે ગુજરાતના સમકાલીન રાજનીતિક વાતાવરણ પર પણ કંઈક ધ્યાન આપવું જરૂરી છે. આમ તો વિહાર-ક્રમથી સૂરિજી ગુજરાતથી નાગપુર ઈત્યાદિ સ્થાનોમાં આવ્યા હતા. પરંતુ એમની પ્રધાન કાર્યભૂમિ ગુજરાત અને મરુભૂમિમાં જ છે. ગુજરાતમાં ચાલુક્યવંશી રાજાઓનું શાસન ઈ. સ.ની સાતમી શતાબ્દીથી જ શરૂ થઈ ગયું હતું પણ આઠમી શતાબ્દીમાં સિંધના આરબ સરદારના આક્રમણથી આ વંશની શક્તિ ઘટી ગઈ હતી દશમી શતાબ્દીના અંતે ૯૬૧ થી તેરમી શતાબ્દીના મધ્ય સને ૧૨૪૨ સુધી અણહિલવાડ પાટણમાં ચાલુક્યવંશીય રાજાઓએ ગુજરાત પર શાસન કર્યું ઈ. સ. ૭૨૦ની આસપાસ અણહિલવાડ પાટણને ગુજરાતની રાજધાની બનવાનો અવસર મળ્યો હતો.

ચાલુક્યવંશીય પ્રાયઃ બધા રાજાઓએ જૈનધર્મને આશ્રય આપ્યો હતો શ્રી જિનદત્ત-સૂરિજીના સમયમાં આ વંશના રાજા કર્ણ સને ૧૦૬૪ થી ૧૦૯૪ સુધી રાજ્ય કરતા હતા. સને ૧૦૯૪માં સૂરિજીની અવસ્થા ૧૯ વર્ષની હતી આ સમયે તેમને સોમચંદ્ર નામથી વિભૂષિત થયાને ૧૦ વર્ષ વીતી ગયાં હતાં, કેમકે સને ૧૦૮૪માં જ સૂરિજીને ૯ વર્ષની અવસ્થામાં દીક્ષા આપવામાં આવી હતી કર્ણે કેટલાંય મંદિરો અને તળાવો બંધાવ્યા. તેમના નામથી અણહિલવાડનું કર્ણમેરુ મંદિર અને કર્ણાવતી( અમદાવાદ )નું કર્ણસાગર પ્રસિદ્ધ છે. કર્ણાટકના કદંબરાજા જયકેશીની કન્યાથી તેનો પુત્ર જયસિંહ સિદ્ધરાજ ઉત્પન્ન થયો. સિદ્ધરાજ ઘણો પ્રતાપી હતો. શૈવ હોવા છતાં પણ જૈનધર્મ સાથે એનો અનુરાગ ઓછો નહોતો. પિતાના મૃત્યુ સમયે સિદ્ધરાજ બાળક હતો. શાસનનું કાર્ય બાળકને માટે માતા જ કરતી હતી. બાળક હોવા છતાં સિદ્ધરાજે શાસનનો આરંભ કર્યો, ત્યારે માતાએ તેની પાસેથી સોમનાથના મંદિરનો કર માફ કરાવ્યો હતો. ત્રૈલોક્યમલ્લ તથા રાજરાજ ઈત્યાદિ એની ઉપાધિઓ હતી. ગુજરાતનું પ્રાચીન શિલ્પ એના જ સમયે ઉન્નત થયું. પ્રસિદ્ધ પંડિત હેમચંદ્રાચાર્ય એની સભાના પંડિત હતા. વાગ્ભટ્ટાલંકારના રચયિતા વિખ્યાત વાગ્ભટ્ટ એના મહામાત્ય હતા.

એમની જ રાજસભામાં શ્વેતાંબર જૈન આચાર્ય દેવસૂરિ અને કર્ણાટકના દિગંબર જૈનાચાર્ય કુમુદચંદ્ર વચ્ચે શાસ્ત્રાર્થ થયો હતો. આ શાસ્ત્રાર્થનો નિર્ણય કરવા માટે હેમચંદ્રા-ચાર્યજી મધ્યસ્થ હતા. સિદ્ધરાજનો શાસનકાળ સને ૧૦૮૪ થી ૧૧૪૩ સુધી હતો આ સમય શ્રી જિનદત્તસૂરિજીની ઉંમરનો ૧૯ થી ૬૮ વર્ષ સુધીનો હતો.

જયસિંહ સિદ્ધરાજની પછી તેના ભત્રીજા કુમારપાલ પચાસ વર્ષની અવસ્થાએ રાજા થયા. એમનો શાસનકાળ સને ૧૧૪૩ થી ૧૧૭૪ સુધીનો હતો. તેમના પ્રધાન ઉપદેશક શ્રી. હેમચંદ્રાચાર્યજી હતા. આ કુમારપાલના સમયે જ જિનદત્તસૂરિજીનું સ્વર્ગારોહણ થયું.

અજયમેરુ ( અજમેર )નો અર્ણોરાજ તો શ્રી.જિનદત્તસૂરિજીનો શિષ્ય જ હતો. સંભવ છે કે, સાંભર ( શાકંભરી ) તથા અજમેરના અધિપતિ ચૌહાનવંશીય પ્રસિદ્ધ વિગ્રહરાજ ચતુર્થ એમના સમકાલીન હોય. વિગ્રહરાજ ચતુર્થ પ્રસિદ્ધ પૃથ્વીરાજ ચૌહાણના પિતૃવ્ય હતા.

ભારતવર્ષની ઐતિહાસિક તથા રાજનીતિક પૃષ્ઠભૂમિ પર આ પ્રધાન નાયક પ્રસિદ્ધ જૈન મહાત્મા શ્રી જિનદત્તસૂરિનું ચિત્ર અંકિત છે. આ રાજાઓમાંથી ઘણા પર પ્રત્યક્ષ અથવા પરોક્ષરીતે પ્રભાવ પડ્યો હશે એમના દ્વારા પ્રસારિત ઉપદેશોનો પ્રભાવ તો પ્રત્યેક પર પડ્યો જ હતો; કેમકે માનવધર્મના શાશ્વત સિદ્ધાંતોના ઉપદેશક આ મહાત્મા લોક હતા; સત્ય અને અહિંસા તેમનો મૂળ મંત્ર હતો. [ અપૂર્ણ ]

# ખતીબ



[ ગુજરાતના મહાન રાજવીના જીવનના અદલ ઈન્સાફનો આ પ્રસંગ દુનિયાના દફતરે નોંધાવો જોઈતો હતો. પણ કમનસીબે એ સાવ અંધારામાં રહ્યો : ને એ પ્રસંગ જૈનો માટે નામોશીભરી રીતે રજૂ થયો. બલ્કે રણકેસરી મંત્રીરાજ ઉદયન માથે ને ખંભાતના સમૃદ્ધિવાન જૈનો માથે કલંકના ટીલારૂપ ઘડાયો. શ્રી. જયભિખ્ખુએ એ આખો કિસ્સો મુસલમાન ઇતિહાસમાંથી ઉઠાવીને અત્રે નવલિકારૂપે આપ્યો છે. એ વખતનો એક મુસ્લિમ મુસાફર જેણે આ નોંધ્યું, એણે ક્યાય ઉદયન મંત્રી કે જૈનોનું નામ સુદ્ધા લીધું નથી, બલ્કે આતશપૂજકો પર આનું દોષારોપણ કર્યું છે. મદદમાં તમામ હિન્દુ વસતી બતાવી છે. આ નવલિકામા, ઘટનાનું યથાર્થ નિરૂપણ કરવામા આવ્યું છે સં૰ પા૰ ]

લેખક : શ્રી. ' જયભિખ્ખુ '

**આ**કાશ મૂંગું હતું. રાત્રિ નીરવ હતી. તારાઓ સ્તબ્ધ હતા. ખંભાત બંદરના એક પરામાં સ્મશાનશાન્તિ વ્યાપી હતી. પાસે જ અરબી સમુદ્રનું ઉલેચાયેલું પાણી નાની શી ખાડી જેવું બનીને વહી રહ્યું હતું એમા ખદબદતાં માછલાંની ગંધથી આ પરાને જરાય દખલ થતી નહોતી.

અહીંનાં આંગણાંમાં નિશિગંધ નહેતા વવાતાં. માછલીઓનાં તોરણ હવામાં ઝૂમી રહ્યાં હતાં.

શ્રમજીવીઓનું એ પરું હતું. પહેલા પહોરની ગાઢી નીંદરમાં સહુ પડ્યાં હતાં. કૂકડાના ઘરમાં મરઘીઓને વીંટળાઈને બાળમચ્ચાં સાથે રાતા માંજરવાળો કૂકડો સૂતો હતો. કબૂતરો એમની ખાનાંવાળી દિવાલોમાં લપાયા હતા સવારે દુકાનના ઘરાક માટે ગામડાના વાઘરીઓ પાસેથી આણેલા ચાર-પાંચ બકરા પણ નચિંત મને વાડામા બેઠા વાગોળતા હતા દૂધ દેતી બકરીઓને મીઠી મીઠી ઘેંશ જમાડી હમણા સુવાડી હતી ને દૂધ દેતી બંધ થયેલી એક ગાયને ગામડેથી સસ્તામાં આણી હતી નાની શી મસ્જિદને વીંટળાઈ આ પેડું પડ્યું હતું મસ્જિદના સામાન્ય ઊંચાઈના મિનારા પાછળ શુક્રનો તારો તેજ વેરતો હતો.

રાત શાંત હતી, પણ રાતનો દેવતા અશાન્ત લાગતો હતો. એ અશાન્તિમાંથી જાણે આગ ફાટી. કાળી ડિબાંગ રાતમા પાતાળમાંથી દાનવો દોડી આવે, હવામાથી પ્રેત ધસી આવે, ગુફાઓમાંથી રાક્ષસો હુંકાર કરતા ખડા થઈ જાય એમ આ નાના શા પરા પર એકાએક ઝંઝાવાત ઘેરી વળ્યો.

તલવારો વીંઝાઈ, કુહાડીઓ ચાલી, ભાલા તોળાયા, લાઠીઓ સમસમવા લાગી. આટલા પ્રકારો અધૂરા હોય, એમ બે બાજુથી પરાને આગ લાગી.

સૂતેલાં ઝબકીને જાગ્યા તો ઓશીકા પર મોત જોયું. ગરદન પર તલવારો જોઈ. છાતી સામે ભાલા જોયા.

કાળા પોકરથી રાત ભયંકર બની રહી. પણ વિનાશ વધતો રહ્યો. મસ્જિદના મિનારા તૂટ્યા. છાપરાના બંધ છૂટ્યા. નાસભાગ કરતા કૂકડા, કબૂતર ને બકરાંઓએ પગમાં આવી

પડી નાસનારને ભોંય પછાડ્યા. આગ તો આગળ વધતી આવતી હતી. મકાનો, ઝૂંપડાં ને રાવડીઓને ભસ્મસાત કરતી આવતી હતી. ખંભાતના ગરીબ પરામાં નાની એવી લંકા ઝગી ઊઠી.

સ્ત્રીઓ ને બાળકો તો ભાગ્યાં, પણ પુરુષ માત્રને માથે આફત વરસી. મર્દ હતા તે, સામે થઈને મર્યા. ડાહ્યા હતા તે ખૂણેખાંચરે ભરાઈને ભુંજાયા. નામર્દ હતા તે બકરાની જેમ હલાલ થયા.

પરોઢ થતાં તો સર્વનાશ સંપૂર્ણ થયો. એક ગાય સિવાય કોઈ અખંડિત બચ્યું નહોતું.

સૂર્યનારાયણે જ્યારે ખંભાતના અખાત પર સોનલવર્ણાં કિરણો ફેંક્યાં, ત્યારે ભભકતી આગના બે–ચાર ભડકા સિવાય ત્યાં શેષ કંઈ નહોતું !

સહુ કહેતાં, આગ લાગી. પણ કોણે લગાડી એ વાત કોઈ જાણતું નહોતું. શક પરથી કોઈનું નામ આપવું એ તો ફરીથી બુઝાયેલી આગને ચેતવવા જેવું હતું.

ખજૂરાના એક પગ જેવું ખંભાતનું આ પરું નામશેષ જેવું બની ગયું ! અને તે પણ એક રાતમાં ! શું ખુદાનો કોપ !

અને બચ્યું કોણ ? એક માત્ર ગરીબ ગાય ! આવતી કાલે હલાલ કરવા માટે આણેલી દુઃખી ગાય ! ખરેખર ! ગાયના રોમરોમમાં દેવતા વસે છે, તે આનું નામ ! કયો ધર્મ સાચો, એની ખાતરી આજ સ્વર્ગના દેવતાઓએ ખંભાતના એક બરામાં પ્રત્યક્ષ રીતે આપી !

સર્વનાશની એ વાદળી, અંધારી રાત્રિનું ઉદર ચીરીને એકાએક ટપકી પડીઃ ને પાતાળની કોઈ અતળ ગુફામાં અગમ્ય રીતે છુપાઈ ગઈ.

[ ૨ ]

ઘોર રાતે ઘોર કર્મ થયું ! એ ઘોર કર્મ પર સવારના સૂર્યે પોતાનાં અજવાળાં પાથર્યાં, ત્યારે આખું ખંભાત એ તરફ હલક્યું હતું. એમાં અઢારે વરણ હતી. એમાં કસ્તી બાંધતા શાણા પારસીઓ હતા, જનોઈ બાંધી ત્રિપુંડ તાણતા ભૂદેવો હતા, દયાધર્મનો મંત્ર જપતા જૈનો હતા, શૈવ ધર્મના પરમ પૂજારી ક્ષત્રિયો હતાઃ ને વાતડાહ્યા વૈષ્ણવો પણ હતા.

અને એ બધા સામાન્ય પુરુષો નહોતા. કારણ કે ખંભાત એ કંઈ સામાન્ય શહેર નહોતું. અરબી સમુદ્રની છોળથી નહાતું ખંભાત બંદર એ કાળે સમૃદ્ધિશાળી નગર હતું. એનાં ભર્યાં ચકલામાં સોના-રૂપાની પાટો ઊછળતી ને નાણાવટ ને શરાફોના ચૌટામાં હીરા, માણેકનાં ઝગહળાટ હતા. દેશદેશાવરનાં વહાણ અહીં નાંગરતાં. દેશ દેશાવર જવા માટે વહાણો અહીંથી ઊપડતાં. લાખોની હૂંડીઓ અહીં સ્વીકારાતી. અહીં ગગનચુંબી મંદિરો હતાં. ને અહીંથી જ વહાણ, હજ કરવા જતા હાજીઓને મક્કા–મદીના લઈ જતાં.

દરેક માણસને હોય છે, એમ દરેક શહેરને પણ બીજી બાજુ હોય છે. આ સમૃદ્ધિશાળી નગરને પણ બીજી બાજુ હતી દરિયાની છોળોથી બનેલી એક ખાડીને કિનારે કેટલાંક કાચાં માટીનાં, કેટલાંક ઘાસનાં તો કેટલાંક ચામડાની છતવાળા મકાનોનું પરું આવેલું હતું.

અસ્પૃશ્યોનું આ પરું હતું.

આ પરાથી થોડે દૂર મુસલમાનવાડો હતો શ્રમજીવીઓના આ પેંડામાં કલાકારો હતા, કસબીઓ હતા, શિલ્પીઓ હતા, ભિસ્તીઓ હતા, ખાટકીઓ હતા, માછીઓ હતા; નટ, નાચણીઆ ને ગારુડી હતા

નાત-જાત વચ્ચે બને છે તેમ, સંઘર્ષની આછી ચિનગારી અહીં પડોશી કોમકોમ વચ્ચે

ઝગ્યા કરતી. એ તણખા એકદમ ભડકા થશે, એવી કોઈને કલ્પના નહોતી અને આવો સર્વનાશ વેરાય એવી કોઈની મનોવાંછા પણ નહોતી ન જાણે માનવકુળના કયા નારદે માણસને મરઘાંની જેમ લડાવનારી આ રચના કરી હતી!

સવારમાં ખંભાત શહેરના તમામ અગ્રગણ્યો આ પ્રલયસ્થાન પર હાજર હતા. સત્તાધિકારીઓ આમથી તેમ ઘોડા દોડાવી રહ્યા હતા સર્વનાશ થયો, એ નજર સામે હતો: કોણે કર્યો એ કહેનાર કોઈ ત્યાં નહોતુ અને પુરાવા તથા સાક્ષી વગર સત્તા કંઈ કરવાને લાચાર હતી. સો ગુનેગાર છૂટી જાય, પણ એક બિનગુનેગાર મર્યો જવો ન જોઈએ!

સ્થાનિક સત્તા ન્યાય કરવા લાચાર બની.

'અરે, લીલીછમ વેલ પરથી દૂધીનું ડીંટું તોડતાંય આપણને કમકમાટી છૂટે છે, તો આ તો પંચેન્દ્રિય જીવ!' નગરશેઠે પોતાની સહાનુભૂતિ પ્રગટ કરી ને અબોલ જીવ સુદ્ધાની દયા જાણી.

'શું યવન કે શું આર્ય! મારા વહાલા ગોવર્ધનધારીને ઘેર કોઈ ભેદ નથી. આપણે તો શેરીના કૂતરાને પણ દુઃખી જોઈ શકતા નથી.' એક વૈષ્ણવ શેઠે કહ્યું.

'મહેરબાન સાહેબ, આમા તો ઘરેઘર સળગ્યુ લાગે છે. કોઈકની વહુ-બેટી ઉપાડી લાવ્યા હશે!' એક પારસીભાઈએ કહ્યું.

'અરે! વાત ન પૂછો. અંદરોઅંદરની આગ લાગે છે. કમરની વહુ રમજુ લઈ ગયો. રમજુએ બધું સળગાવી માર્યું!' એક નગરજને કહ્યું

'ખરેખર! પેટનો બળ્યો ગામ બાળે જેવું! ભારે ઝનૂની કોમ!'

આવા સમવેદનાદર્શક એકપક્ષીય વાર્તાલાપ સાથે, આ સર્વનાશ ઉપર પડદો પડી ગયો.

[ ૩ ]

ખંભાત ગુજરાતનું સુપ્રસિદ્ધ બંદર હતું, પણ ગુજરાતની રાજધાની તો અણહિલપુર પાટણમા હતી. એ ગાદી પર સોલંકીરાજ જયસિંહની હાક બોલતી હતી. 'સિદ્ધરાજ' એનુ બિરદ હતું એના કાર્યમાત્રમાં, વિચારમાત્રમાં સિદ્ધિ રહેલી હતી.

ગુજરાતની ગાદી પર થયેલા ભૂપાળો કરતાં આ ભૂપાળ ભારે મહત્ત્વાકાક્ષી હતો અદલ ઈન્સાફ ને રણભૂમિમાં અજોડ પરાક્રમ એનાં મનાતાં વિક્રમી સ્વપ્નનો એ અવતાર હતો.

આજ એ ગુજરાતનો ચક્રવર્તી 'સધરો જેસંગ' હાથીએ ચડી મૃગયા રમવા નીકળ્યો હતો. કોઈ લુચ્ચા દીપડાની પાછળ પડેલો હાથી ઘણે આઘે નીકળી ગયો બપોર તપ્યા. એક ઘેઘૂર વડલા નીચે વિશ્રાંતિ માટે રાજા સિદ્ધરાજે હાથી થોભાવ્યો. વૃક્ષ પર ધોમધખતા તાપમાં વાનરો લપાઈને ઠંડી હવાનો આસ્વાદ માણતા શાન્ત બેઠા હતા પણ એ બધામાં એક વિચિત્ર વાનર રાજાની નજરે પડ્યો.

રાજા પાસે સર્યો પણ એ વાનર આકૃતિમાથી જાણે માણસ ખડો થયો માણસ તે કેવો? મડા જેવો! મૃત્યુએ જેને લઈ જવાની ના પાડી હોય તેવો એ દીનહીન કંગાળ માણસ! મસાણમાથી પ્રેત ખડું થાય તેવો, કબ્રસ્તાનમાંથી રૂહ જાગે તેવો માણસ! એના હાથમાં એક કાગળ હતો

ધ્રૂજતા હાથે, કંપતા દેહે એ ચરણમા પડ્યો. કાગળ રાજા સિદ્ધરાજના કદમમાં ધર્યો.

કાગળમાં હિંદી ભાષામાં લખેલી એક કવિતા હતી. કરુણભાવે ભરી હતી. એમાં ખંભાતના એક પરામા મુસલમાનો પર વરસી ગયેલા જુલમની કહાણી હતી. ૮૦ મુસ્લિમો મર્યા હતા ઘરબાર

જલ્યાં હતાં. પોતે મહામહેનતે બચીને પોકાર કરવા આવ્યો હતો. પાટનગરમાં શાહી ન્યાય માગવા ઘણા આંટાફેરા ખાધા હતા, પણ એને હાંકી કાઢવામાં આવ્યો હતો. ન્યાયી રાજાને નૌશેરવાનનું બિરુદ આપી આ દીનહીન મુસલમાને ન્યાય માટે પોકાર કર્યો હતો.

'સોલંકી ન્યાય અદલ ઈન્સાફ તોળશે, દીનદાર આદમી ! તારું નામ ?'

'કુતુબઅલી !'

'ખભાતમાં શું કરે છે ?'

'મસ્જિદનો ખતીબ ( ઉપદેશક ) છું.'

'જરૂર તને ન્યાય મળશે. સધરા જેસંગના રાજ્યમાં વાઘ ને બકરી એક આરે છે. અહીં અઢારે વર્ણ એક આરે પાણી પીવે છે.' રાજા સિદ્ધરાજે છાતી ફુલાવીને કહ્યું. એના શબ્દોમાં રાજપદની જવાબદારીનું ભાન હતું.

'હજૂર, પણ મારી સલામતી ?'

'તારો વાળ પણ વાંકો નહિ થાય' રાજા સિદ્ધરાજે એમ કહેતાં પોતાના અંગરક્ષક શિવસિંહને પાસે બોલાવ્યો, અને કહ્યું : 'આ મુસ્લિમને તારા રક્ષણમાં રાખ. હું માગું ત્યારે દરબારમાં હાજર કરજે.'

શિવસિંહે મસ્તક નમાવ્યું. એને સોલંકી રાજકર્મચારીઓ સામે ફરિયાદ કરનાર આ કુતુબઅલી કાંટા જેવો લાગ્યો, કાઢીને ફેંકી દેવા જેવો લાગ્યો, પણ રાજઆજ્ઞા પાસે એ લાચાર હતો.

રાજા સિદ્ધરાજ આ પછી મૃગયા રમવાની સ્વસ્થતા ન રાખી શક્યો. સાંજે એ પાછો ફર્યો, ને સાંજે જ ઘડિયાં જોજન સાંઢ તૈયાર કરાવી. એવી બીજી બે ઝડપી સાંઢ પર માત્ર બે જ અંગરક્ષકો સાથે જવાના હતા.

'શિવસિંહ ! મહામાત્ય મુંજાલને ખબર આપ કે હું ત્રણ દિવસ અંતઃપુરમાં રહીશ. પૂરતી આસાયેશની ઈચ્છા છે, માટે કોઈ દખલ ન કરે.'

શિવસિંહ પોતાના સ્વામીની વિચિત્ર વર્તણૂક જોઈ રહ્યો. કહેવાનું દિલ ઘણું હતું, પણ કંઈ કહેવાય તેમ નહોતું.

સમી સાંજે, ગોરજ સમયે ગુજરાતના પાટનગરના પછવાડેના ભાગમાંથી ત્રણ ઘડિયાં જોજન સાંઢણીઓ અંધકારમાં ભળી જતી જોવાઈ.

પાટણથી ખંભાત સો ગાઉ હતું. એક રાતમાં એટલો પંથ કાપવાનો હતો. આખી રાત સાંઢણીઓ ચાલ્યા કરી !

પરોઢના અંધકારમાં એ ખંભાતમાં પ્રવેશી ગઈ.

[ ૪ ]

પૂરતી આસાયેશ મેળવવા માટે અંતઃપુરમાં ત્રણ દિવસ રહેલા મહારાજા સિદ્ધરાજ, આજે મધ્યાહ્ને પાટણપુરના દરબારમાં બિરાજવાના હતા. મંત્રીમંડલ પુરોહિત વર્ગ, સામંતસરદાર સહુ આવીને યથાયોગ્ય સ્થાને ગોઠવાઈ ગયા હતા.

નેકીના બુલંદ અવાજ સાથે મહારાજ સિદ્ધરાજ આવ્યા. પણ આ શું ? ત્રણ ત્રણ દિવસની પૂરતી આસાયેશ પછી પણ મહારાજ શ્રમિત કાં દિસે ? ઉજાગરે ઘેરાયેલી લાલ આંખો કાં ? ગુજરાતના મુત્સદી મંત્રીઓ આનું વાજબી કારણ શોધી ન શક્યા. માન્યું કે મહારાજ રણધીર હતા, એમ રસ-વીર પણ હતા. રસીલી કોઈ નવી રાણી સાથે રાતભર ચોપાટ ખેલી હશે !

'મહામંત્રી! ખંભાતના કંઈ વર્તમાન છે?' સિંહાસન પર બેસતાં જ મહારાજે પ્રશ્ન કર્યો.

'ખાસ કંઈ નહિ. ફક્ત થોડા દિવસ પહેલાં મુસલમાન વગામાં આગ લાગી હતી.' મહામંત્રીએ વાત સામાન્ય હોય તેમ કહ્યું.

'આગ લાગી હતી?'

'હા, પ્રભુ!'

'કંઈ નુકશાન.'

'સામાન્ય.'

'આગનું કારણ?'

'કારણમાં કંઈ જણાયુ નથી આપસ–આપસનો કલેશ હોય, કાં અકસ્માત હોય. કોઈ ફરિયાદ કરવા આવનાર જ નહોતું પુરાવા તથા સાક્ષી વગરનો ન્યાય તો લાચાર જ ને! ત્યાંના મહાજને પૂરતી રાહત આપી છે!' મહામંત્રીએ ખુલાસો કર્યો. તેઓને આવી નાની બાબતમાં મહારાજાને ઊંડા ઊતરતા જોઈ આશ્ચર્ય થયું

'તમે કંઈ જાતતપાસ કરી?'

'મહારાજ, રાજના બીજા અગત્યના મામલા ક્યાં ઓછા છે, કે આવી નાની નાની બાબતોમાં સમય બરબાદ કરવો. ત્યાંના અધિકારીઓને યોગ્ય કરી લેવા સૂચના અપાઈ ગઈ છે' મંત્રીરાજે સહજભાવે કહ્યું.

'શિવસિંહ?' મહારાજે બૂમ મારી. એમનો સીનો પલટાઈ ગયો હતો અવાજમાં જુદો રણકાર હતો. શિવસિંહ આવીને નમસ્કાર કરીને ઊભો રહ્યો.

'ક્યાં છે મસ્જિદનો ખતીબ કુતુબઅલી? એને હાજર કરો.'

થોડીવારમાં કુતુબઅલી હાથ બાંધી, ગરદન નમાવી હાજર થયો.

'કુતુબઅલી! પેલી તમારી કવિતા વાંચો.'

કબૂતરની જેમ ફફડતા કુતુબઅલીએ ધ્રૂજતા કંઠે કવિતા વાંચી. આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. કવિતા પૂરી થતાં મહારાજ સિદ્ધરાજે કહ્યું: 'સભાને આ બાબતમાં કંઈ કહેવુ છે?'

'સ્વામી! આ વાતમાં કંઈ માલ નથી. આ લોકો ગાયને લાવીને એના માંસનો વેપાર કરે છે. પાંજરાપોળવાળાઓની એમની સામે ઘણા વખતથી ફરિયાદ હતી આ લોકો પાકા હોય છે. પોતાની લાગણીનો વિચાર કરે છે. બીજાની લાગણી સામે જોતા નથી. એમને ત્યાં રોજ ઝઘડા ચાલતા હોય છે સળગાવ્યુ હશે કોઈકે, ને બીજાને બદનામ કરવાની તક ઝડપી લીધી! હજૂર, પારસી શેઠ કેખુશરૂજીનો જ હેવાલ છે. એવા સજ્જન નાગરિક ઉપર અવિશ્વાસ કરવાનું દરબારને કોઈ કારણ નથી, ને આ લોકો પર વિશ્વાસ કરવાનુ કોઈ પ્રમાણ પણ નથી!' મહામંત્રીએ પૂરતો ખુલાસો કર્યો.

'વારુ, વારુ' મહારાજ સિદ્ધરાજે વાતને વાળી લીધી સહુને લાગ્યુ કે સભાના ખુલાસાથી મહારાજાના મનનુ સમાધાન થઈ ગયુ છે. સ્વાભાવિક રીતે હોય તેમ મહામંત્રીએ કુતુબઅલીને પણ ચાલ્યા જવાનો ઈશારો કર્યો

'થોભો, મંત્રીરાજ! મારે એનું હજી કામ છે. અરે, શિવસિંહ, પેલું પાણીનુ પાત્ર લાવો તો? સહુને આચમન કરાવો જોઈએ?' મહારાજ સિદ્ધરાજે કહ્યું.

તરત જ નોકર એક પાણીનું પાત્ર લઈ આવ્યો. એક નાની ઝારીથી સહુને આપવા માંડ્યું. આ વાત વિચિત્ર હતી, પણ મહારાજાની વર્તણૂક કેટલીકવાર વિચિત્ર બની જતી એ વખતે એમનો મિજાજ સમાલી લેવો શાણા દરબારીઓની ફરજ બની જતી.

'મહારાજ! ખારું ધૂધ પાણી છે.' એકે કહ્યું.

'દરિયાનું જળ છે.' બીજાએ કહ્યું

'મીઠાના અગર માટે ઉપયોગી પાણી છે.' ત્રીજાએ ભેજું દોડાવ્યું.

'ગુજરાતમાં અગરિઆ જ માથાભારે છે,' ચોથાએ એમ ને એમ ઠબકાર્યું.

'પાટણમાં તો આવાં પાણી નથી '

'નથી. પાટણના પાણીમાં બહુ મીઠાશ થઈ લાગે છે. સોલંકી સિંહાસન કંઇક ફિક્કું પડી ગયું છે. એ માટે ખંભાતથી પાણી લઇને હું આજે જ ચાલ્યો આવું છું ' મહારાજ સિદ્ધરાજે ધડાકો કર્યો. સભા મહારાજના કથનના પ્રથમ ભાગને સાંભળી આશ્ચર્યમાં પડી ગઈ. ઉત્તર ભાગમાં ન જાણે શા ભૂકંપ હશે, એની ચિંતામા પડી

'સભાજનો! હું ત્રણ દિવસ અંતઃપુરમા આરામ લેવા નહોતો પડ્યો રહ્યો કુતુબઅલી તમારા દરવાજે આંટા ખાઈ ગયો, પણ તમે એની ફરિયાદ ન સાભળી પણ મારે રાજા તરીકે પ્રજા માત્રના પાલકે તો સાંભળવી જોઈએ ને! મેં સાંભળી સાંભળ્યા પછી એના ન્યાય માટેની મારી જવાબદારી વધી. એને ફરિયાદ માટે તમારો દરબાર નહિ, પણ જંગલ પસંદ કરવું પડ્યું. સોલંકીના દરબારમાંથી જાણે ન્યાય અદશ્ય થયો. આ શરમ મારા હૈયાને કોરી રહી. સોલકી સિહાસન વિક્રમી ન્યાય માટે ખડુ થયેલું સિહાસન છે. આમા કેટલીય કોમોનો હાથ છે એમ મેં જાણ્યુ, એટલે ઘડિયા જોજન સાંઢણી લઈ જાતે ખંભાત ગયો.'

મહારાજ થોડીવાર થોભ્યા. આખી સભા ભય અને આશ્ચર્યથી સ્તબ્ધ હતી.

'છૂપા વેશે ખંભાતની ગલી ગલી ને શેરીએ શેરીએ ફર્યો મુસલમાનો પર ખરેખર જુલમ વરસ્યો હતો, એની મને ખાતરી થઈ આતશપૂજકોનો એમાં પ્રેરક તરીકે અગ્રભાગ છે, અને હિન્દુઓ તમામ એમાં શામેલ છે '

મહારાજ વળી સભા તરફ જોઈને થોભ્યા. પુન બોલ્યા: 'પ્રજામાત્ર—પછી ગમે તે નાતજાત કે કોમ હોય—મારી રૈયત છે સહુને સોલકી દરબારમાં ન્યાય માગવાનો સરખો અધિકાર છે. એનું રક્ષણ કરવાની અને એ સહીસલામતીથી રહી શકે તેની કાળજી રાખવાની પ્રત્યેક રાજવીની ફરજ છે ખભાતની હરેક કોમના બે બે આગેવાનોને સજા કરવાનો મે ઠરાવ કર્યો છે. મસ્જિદ ને મિનાર દરબારી ખર્ચે બનાવી આપવામાં આવશે, ને એ વસ્તી ફરી વસી શકે તેવો બંદોબસ્ત કરવાના તમામ હુકમ મેં રવાના કરી દીધા છે. યાદ રાખો સોલંકી સિહાસનના ન્યાયાસન પાસે સર્વ સમાન છે! શુ હિદુ—શુ મુસલમાન!' મહારાજ જયસિંહ બોલતા બોલતા કુતુબઅલી તરફ ફર્યા. અને કુતુબઅલી! જાઓ વફાદાર પ્રજા તરીકે રહીને શાહી મસ્જિદના મિનાર પર ચડી જાહેર કરો કે ખુદાની નજરમા જેમ માણસ માત્ર સમાન છે એમ સિદ્ધરાજના રાજ્યમાં રૈયત માત્ર સમાન છે!'

કુતુબઅલી જમીન પર પડી કુરનીસ બજાવી રહ્યો દરબારીઓના હૈયામાં ક્ષણભર ભૂકંપના આંચકા લાગ્યા: પણ સોલંકી ન્યાય ગુજરાતી તવારીખમાં સુવર્ણાક્ષરે અંકિત થઈ ગયો

ત્રણ દિવસના શ્રમિત મહારાજા એ પછી પૂરતી આરામેશ લેવા અંતઃપુરમાં ચાલ્યા ગયા.

# ચંપૂ ના ચમત્કાર

લેખકઃ—પૂજ્ય પંન્યાસ શ્રીધુરંધરવિજયજી

[ ગતાંકથી પૂર્ણ ]

[૪]

મંગલ આદિના ૨૦ શ્લોકો થઈ ગયા પછી કાદમ્બરીમાં ગદ્યનો આરંભ થાય છે. તેનું અવતરણુ આપતાં ટીકાકાર જે લખે છે તે ખરેખર બારીકાઈથી વિચારવા જેવું છે. એમ ને એમ ઉપલક દૃષ્ટિથી જોનાર ભ્રમમાં પડ્યા વગર ન રહે. આ છે તે અવતરણુ—

'दशरूपकेऽपि प्रख्यातोत्पाद्यमिश्रत्वभेदात्त्रेधाऽपि तत् त्रिधा । प्रख्यातमितिहासादेरुत्पाद्य कविकल्पितम् ।। मिश्रं च सङ्करात् ' इत्यादेरुक्तभेदाना काव्यनाटकचम्पूना मध्ये गद्यपद्यमयी चम्पूर्नां द्विधा श्लेषवती च या । राजवर्णनमादौ स्यान्नगरीवर्णन तत । तथाचामुकमन्यस्मिन्न तु तन्नृषु कुत्रचिद् ' ॥ यथा ' शूलसम्बन्धो देवतायतनेषु न नृषु-' इति नलचम्प्वाम् । तथात्रैवाग्रे ' चित्रकर्मसु वर्णसङ्करो न मनुष्येषु ' इत्यादि चम्पूलक्षणयुक्ता कादम्बरीसञ्ज्ञिका कथामारचयति–आसीदिति–( पृ ७ )

આ અવતરણુને સહસા વાંચનાર એમ માની લે કે ટીકાકાર કાદંબરીને ચંપૂ માને છે, પણ એવા નિર્ણય પર આવતાં પહેલાં થોડો વિચાર કરવો જોઈએ. કાદંબરી જેવા સાહિત્યના વિશિષ્ટ ગ્રન્થ પર ટીકા કરનારને 'ચંપૂ' કોને કહેવાય અને 'કથા' કોને કહેવાય એ ખબર ન હોય એમ ન બને. સાહિત્ય ગ્રન્થોમાં આ ભેદનું સ્પષ્ટ વર્ણન છે કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરીશ્વજી-રચિત 'કાવ્યાનુશાસન' ગ્રન્થનો તો તેમને ખાસ પરિચય હોય. તેમાં આઠમા અધ્યાયમાં જણાવ્યું છે, તે આ પ્રમાણે—

' धीरशान्तनायका गद्येन पद्येन वा सर्वभाषा कथा '

તેમાં ગદ્યમયી કથાના ઉદાહરણ તરીકે કાદમ્બરીનો નામ લઈને ઉલ્લેખ કર્યો છેઃ '.सा च काचिद्गद्यमयी । यथा - कादम्बरी । 'આથી સ્પષ્ટ સમજાય છે કે કાદમ્બરી કથા છે પણ ચંપૂ નથી. ટીકાકાર આ વાત નથી જાણતા કે નથી માનતા એવું સમજવું એ મહાભ્રમ છે. 'चम्पूलक्षणयुक्तां कादम्बरीसञ्ज्ञिका कथामारचयति' એ ઉપરથી ઉપરનો ભ્રમ થાય એ શક્ય છે પણ તે બરાબર નથી. જો ટીકાકારને કાદમ્બરી એ ચંપૂ છે એમ કહેવાનું અભિમત હોત તો તેઓ ઉપર પ્રમાણે ન લખતાં સીધું એમ જ લખત કે—' इत्यादिलक्षणयुक्ता कादम्बरी-संज्ञिका चम्पूमारचयति ' ' इत्यादि चम्पूलक्षणयुक्ताम् ' એ પ્રમાણે ચંપૂને જ વિશેષ્ય બનાવત પણ ટીકાકારે એમ નથી કર્યું. ટીકાકાર તો સ્પષ્ટ લખે છે કે, ' કાદમ્બરી નામની કથા રચે છે ' કાદમ્બરી એ કથા છે એ વાત ટીકાકારના આ અવતરણમાં સ્પષ્ટ છે. અવતરણમાં કથા એ વિશેષ્ય છે, તેના વિશેષણ તરીકે ટીકાકારે એક વિશેષ વાત પણ કરી છે. તે એ છે કે આ કથા અન્ય કથા જેવી નથી પણ આ કથામાં કેટલાક ચંપૂના પણ લક્ષણવિશેષ સ્વરૂપો છે. તે ક્યાં ક્યાં છે એ હકીકત ટીકાકારે શરૂઆતમાં દર્શાવી છે. આમ ટીકાકારે અન્ય કથાઓ કરતાં કાદંબરીને વિશેષતાવાળી દર્શાવવા સાથે એક સુન્દર કાવ્યના મર્મની વાત પણ કહી છે. કાવ્યના કથા નામના ભેદ કરતા ચંપૂમાં એટલી અધિકતા હોય છે કે તેમાં શરૂઆતમાં રાજવર્ણન હોય, પછી નગરી વર્ણન હોય, અમુક વર્ણન અન્યમાં કરવું પણ

તે મનુષ્યોમાં ન કરવુ ઇત્યાદિ. આવાં નિયમનો કથામા નથી. તો પણ કાદમ્બરીમાં કેટલાંક એ નિયમનો જાળવ્યાં છે. એટલે જ ટીકાકાર લખે છે કે– 'इत्यादिचम्पूलक्षण-युक्ताम्' (વગેરે ચંપૂના લક્ષણોવાળી) આટલા સ્પષ્ટીકરણથી કાદમ્બરીને ટીકાકાર ચંપૂ કહે છે એવું કાવ્યના મર્મજ્ઞો ન જ માને.

આવી ગંભીર વાતનો વિચાર કર્યા વગર જ સંપાદકે કરેલા ટિપ્પણ ઉપર દયા ઉપજ્યા વગર ન રહે. જુઓ એ ટિપ્પણ—

सर्वाङ्गसम्पूर्णोऽय भ्रमष्टीकाकृन्महाभागस्य। साहित्यलक्षणग्रन्थेषु कादम्बरीगद्यकाव्य 'कथा' परिगण्यते, न गद्यपद्यमयी चम्पू'। आदिगतपद्यान्यासाद्य विस्मृतवान् पद्या विद्याविकल' सोऽयम्' (पृ. ७)

ઉપરનું સંપૂર્ણ ટિપ્પણ સમજણ વગરનું છે તે કહેવાની હવે જરૂર નથી એ જ ટિપ્પણને થોડા ફેરફાર સાથે સંપાદકને તેમનું તેમને સોંપીએ એ ઉચિત છેઃ—

'सर्वाङ्गसम्पूर्णोऽय भ्रमष्टिप्पणकृन्महाभागस्य, टीकाया कादम्बरीगद्यकाव्य 'कथा' परिगण्यते किन्तु चम्पूविशेषलक्षणयुक्ता, न चम्पू नाऽपि चेतरसाधारणकथावत् कथा। तथाप्यादिगतटीका चम्पू-लक्षणयुक्तामित्यासाद्य विस्मृतवान् पद्या विद्याविकल. सोऽयम्॥'

સંપાદકે કરેલ ટિપ્પણ સ્વલ્પ પરિવર્તન સાથે ટીકાકાર માટે નીચે પ્રમાણે સાર્થક કરી શકાય—

सर्वाङ्गसम्पूर्णोऽय क्रमष्टीकाकृन्महाभागस्य। साहित्यलक्षणग्रन्थेषु कादम्बरीगद्यकाव्य 'कथा' परिगण्यते, न गद्यपद्यमयी (तथापि) आदिगत(टीकायामादौ दर्शित)पद्यान्यासाद्य वि–(विशेषेण) स्मृतवान् पद्या विद्याऽविकलः सोऽयम्॥'

આવા ભ્રમો સેવતા સંપાદકને વિશેષ કહેવાથી પણ શું?

(૫)

કાદમ્બરીના પ્રારંભમાં શૂદ્રક નામના રાજાનું વર્ણન છે, તેમાં—'गङ्गाप्रवाह इव भगीरथ-पथप्रवृत्त' એ પ્રમાણે એક વિશેષણ છે. તેનો અર્થ સાહિત્યના કોઈ પણ વિદ્વાનને પૂછવામાં આવે તો તે આ પ્રમાણે જ યથાવત્ કરે– 'જેમ ગંગાનો પ્રવાહ ભગીરથે કરેલા માર્ગમાં પ્રવૃત્ત છે, તેમ રાજા ભગીરથના માર્ગમાં પ્રવૃત્ત છે' ટીકાકારે પણ આવો જ અર્થ કર્યો છે—

'गङ्गेति–भगीरथस्य राज्ञ' पन्थाः पितृणामुद्धारस्तत्र प्रवृत्तो लम। क इव गङ्गाप्रवाह इव स्वर्धुनी-रय इव। सोऽपि भगीरथपथप्रवृत्त स्यात्तदनुयायित्वादित्युभयो साम्यम्॥ (पृ. ८)

હરિદાસ ભટ્ટાચાર્ય પણ પોતાની કલ્પલતા ટીકામાં ઉપરોક્ત અર્થ જ કરે છે—

'गङ्गेति। गङ्गाया प्रवाह ओघ इव भगीरथस्य तदाख्यसूर्यवंशीयनृपतिविशेषस्य पथि रथचक्र-कृतमार्गे सदाचारपद्धतौ च प्रवृत्त' प्रचलित। गङ्गा हि हिमालयान्निपत्य मर्त्यमण्डल भगीरथरथचक्रकृतपथे प्रसरन्ती कपिलमिशापभस्मीभूतान् सगरसुतानुद्धारयितुं पाताल प्रविवेशेति। राजा च भगीरथ परमसदा-चारवानासीदिति पौराणिकी वार्ता। पूर्णोपमा॥ (पृ. १२)

આ અર્થ પર્યાપ્ત છે છતાં ટિપ્પણકારને અહીં પોતાના અભૂતપૂર્વ પાણ્ડિત્યનું પ્રદર્શન કર્યા સિવાય ચાલતું નથી. તે ટિપ્પણ આ છે.—'भगी एश्वर्यसम्पन्न, रथपथे प्रवृत्तश्च। 'भगं श्रीकाममाहात्म्यवीर्ययत्नार्ककीर्तिषु' इत्यमर.'॥ (पृ. ८)

અહીં સંપાદકે શ્લેષ છૂટો પાડીને રાજાને 'भगी' કહ્યો છે ઐશ્વર્યયુક્ત ઇત્યાદિ અર્થમાં 'भगवद्' શબ્દ વ્યવહૃત અને પ્રયુક્ત છે પણ 'भगी' એ પ્રમાણે સર્વથા અપ્રયુક્ત છે. કોઈ પણ સાહિત્યકારે એ શબ્દપ્રયોગને આદર્યો નથી છતા તેનો આદર બાણભટ્ટ પાસે કરાવવો એ ખરેખર દુઃસાહસ છે. સાહિત્યમા મર્યાદાઓ છે એ મર્યાદાવિરુદ્ધનું કથન કે લેખન એ દોષ છે એવા દોષ તરફ ખેચી જતા સંપાદક બાણભટ્ટ પ્રત્યેની સુન્દર ભક્તિ પ્રદર્શિત કરે છે! રાજા 'भगी' અને 'रथपथप्रवृत्त' છે એમ છૂટા પાડવાથી રાજામા વિશેષતા પણ શું આવે છે? ખરેખર, સંપાદક કાદમ્બરીની આવી ટીકા રચીને જ સર્વશ્રેષ્ઠ ટીકાકાર તરીકે ગણાવવાની પોતાની પ્રચડ લાલસાને અન્યથા તૃપ્ત કરત.

સંપાદક પોતાને અભિમત હરિદાસીય ટીકાને પણ વિચારવાનું ભૂલી જાય છે, અને ભ્રમમાં ને ભ્રમમા સાહિત્યના દોષોના ભોગ બને છે પણ એમ બનવુ સહજ છે. 'परस्य चिन्त्यते यत्तु स्वस्य तज्जायते ध्रुवम्' આટલા દૃષ્ટાન્તોથી સપાદકની વિદ્વત્તા કેવા પ્રકારની છે અને ટીકાકાર પ્રત્યે તેમની દૃષ્ટિ કેવી છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે. શરૂઆતના આઠ પૃષ્ઠમાં દશ ટિપ્પણો છે. તેમાંના પાચ ટિપ્પણો સાધારણ અને સામાન્ય છે બાકી પાચ ટિપ્પણો કેવાં છે એ વિસ્તારથી જોયુ આ ઉપરથી અન્ય ટિપ્પણો કેવા હશે તે સમજી શકાય એવું છે. ૭૧૧ પૃષ્ઠના પુસ્તકમા લગભગ પાને પાને ટિપ્પણો—આવા વિરૂપ અને અસાર ચિતરી ગ્રન્થને બગાડવામા સપાદકે ખામી રાખી નથી. કોઈ સ્થળવિશેષમા કોઈ પણ ગ્રન્થના સપાદકને ભૂલ જણાય તો તે ભૂલને સંપાદક સયુક્તિક સુધારીને નીચે જણાવી શકે છે પણ તેથી ગ્રન્થકર્તાને ગાળો આપવાની કે નિન્દવાની છૂટ સપાદકને હરગીજ મળી શકતી નથી. ગાળો તો તે આપે કે જેની પાસે સારી વસ્તુઓ ન હોય. યુક્તિ અને બુદ્ધિનુ દેવાળુ—એ ગાળો કહેવાય છે. ચષક-મદ્યપાત્રમાં કાદમ્બરી—મદિરાને પીનાર આવું કરે તેમા કાંઈ નવાઈ નથી આમ કરવાથી જ તેઓ તેમના યથાર્થ સ્વરૂપમાં પ્રકટ થાય છે. આવુ ન કરે તો ઉલટું લોકો ભ્રમમા રહે તેમને સભ્ય માનીને ઊધે રસ્તે દોરવાય. એટલે જે થયું છે તે તેમને ખરા સ્વરૂપમાં ઓળખવા માટે ઉપયુક્ત છે

આ કાર્ય માટે ખરા જવાબદાર અને ઉપાલંભપાત્ર તો પ્રકાશક છે. જૈનોનો સારો સહકાર સાચવી રાખનાર નિર્ણયસાગર પ્રેસનો આ ગ્રન્થ આવા પ્રકારના પ્રકાશનથી કેવળ જૈનોને જ માત્ર દુઃખ થાય એટલું જ નહિ પણ સાહિત્યના કોઈ પણ વિદ્વાનને ઘૃણા થયા વગર રહે નહિ. આથી પ્રકાશકની પ્રતિષ્ઠા ઘટે છે અને કાદમ્બરી જેવા મહત્ત્વના ગ્રન્થની આવા વિરૂપ ટિપ્પણોથી અનુપાદેયતા વધે છે.

પ્રકાશકે અર્થ તરફ દૃષ્ટિ ન કરતા પોતાની પ્રતિષ્ઠાનો ખ્યાલ કરીને આ અગે વહેલી તકે ઉચિત કરવુ જરૂરી છે. આ આવૃત્તિની બાકી રહેલી કાદમ્બરીની નકલો રદ કરીને આવાં ટિપ્પણોથી રહિત સારા સપાદક પાસે વ્યવસ્થિતરીતે કાદમ્બરીનુ પુનઃ પ્રકાશન કરવુ જોઇએ અને થયેલ ભૂલ માટે દીલગીરી જાહેર કરવી જોઈએ આવી ભૂલ એ સાહિત્યક્ષેત્રમા જરી પણ ક્ષન્તવ્ય કે ચલાવી લેવા જેવી ગણાતી નથી વહેલી તકે પ્રકાશક ભૂલ સુધારે અને સંપાદકને પણ પોતાની ભૂલ સમજાય તેમજ તે પોતાના આ અનુચિત કર્તવ્ય અગે હૃદયમાં પશ્ચાત્તાપ અનુભવે એવી આશા છે

# શક અને શકસંવત વિશે કેટલીક સમજુતિ

લેખક : શ્રીયુત ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

(આગળના એક લેખમાં જણાવ્યા પ્રમાણે) शक અને તેને મળતા જ શબ્દ સાથે જોડાયેલા સંવતનો વિચાર મારી સમજ પ્રમાણે અત્રે રજૂ કરુ છું. વિદ્વાનો તે ઉપર વિશેષ પ્રકાશ પાડશે એવી વિનતિ છે.

" शक અને संवत " એવો શબ્દ પ્રયોગ (એકાકી કે યુક્તપણે) જ્યાં જ્યાં થયેલ વાંચવામાં આવ્યો છે ત્યા ત્યાં સર્વ વિદ્વાનોએ તેનો ભાવાર્થ शक નામનો સંવત્સર હોવાનો જ કર્યો દેખાય છે. એટલે જે હેતુ દર્શાવવા તે શબ્દવાળા દાનપત્રમાં તેના દાતાએ કે લેખ કોતરાવનારે शक सवत નો ઉપયોગ કર્યો હોગ તેનો મેળ ખાય નહીં તે દેખીતું જ છે અને મેળ ન ખાય એટલે સ્વકલ્પાનુસાર વિદ્વાનોએ તે માટેની દલીલો ઊભી કરી વાળી છે. આ વિષમતાનો ફેડેલ કરવા માટે પ્રથમ આપણે शक सवत શબ્દનો ભાવાર્થ કયો કયો હોઈ શકે તે વિચારી લઇએ.

शक=સવત[1] (The Epoch) એવા સામાન્ય અર્થમાં વપરાય છે. પણ " શક " નામનો જ સવત્સર તેને કહેવો એવા વિશેષ નામ દર્શક સવતના નામ માટે નહી. એટલે કે It is used to denote the Epoch the year of the Era in general but not the particular 'Saka Era' itself. જેમકે—

(૧) युधिष्ठिरो विक्रम–शालिवाहनौ । ततो नृप स्याद्विजयाभिनन्दन. ।

ततस्तु नागार्जुनभूपतिः कलौ । कल्की षडेते शककारकाः स्मृता. ॥

In the kali Age come Yudhishthir and Shalivahan afterwords will be the kings Vijayabhinandana and Nagarjuna and the sixth Kalki. These six are stated to be the wokers of Sakas or Eras= કલિયુગમા યુધિષ્ઠિર, વિક્રમ અને શાલિવાહન થશે, તે બાદ વિજયાભિનંદન રાજા થશે. પછી રાજા નાગાર્જુન અને છઠ્ઠો કલ્કી, આ છએ શક અથવા સંવતના પ્રવર્તકો ગણાશે. આ પ્રમાણેના અહી તે શબ્દ વપરાયાનાં અનેક દૃષ્ટાંતો (જુઓ આગળ ઉપર આ લેખમાં) આપણને મળી આવે છે. આ વિષય અનેક દલીલો પૂર્વક, ભાવનગરથી પ્રગટ થતા जैनधर्मप्रकाशमा (પુ. ૪૩, અંકઃ ૬, પૃ ૧૯૩ થી ૨૦૪, અંક ૭, પૃ. ૨૨૯ થી ૨૩૬; અંકઃ ૯, પૃ. ૩૧૭ થી ૩૨૩; અંકઃ ૧૦, પૃ. ૩૪૬ થી ૩૪૯ એમ મળી ચાર અંકમાં) સાબિત કરવા અમે પ્રયત્ન સેવ્યો છે મતલબ કે, જે કાળે, જે સ્થળે, જે ગ્રંથ લખવામાં આવતો, તેમા તે સમય ને સ્થાન ઉપર પ્રવર્તતા સંવતનો ઉપયોગ કરાતો રહ્યો હતો. સારાંશ કે " शक=સવત્સર " એટલો જ અર્થ કરવો રહે છે. આવી જ રીતે માલવપતિ રાજા મુંજ અને ભોજના ગુરુ શ્રીધનેશ્વરસૂરિજીએ 'શત્રુંજય–માહાત્મ્ય' રચીને તે સાથે ૪૭૭નો આંક મૂક્યો છે, તેનો પણ शक सवत्सरને વખતે માલવામાં તે સવત વપરાતો હતો તે લેવાનો છે. (આ વિષય પણ અમે जैनधर्मप्रकाश પુ ૪૩, અંકઃ ૧૨, પૃ. ૪૨૦ થી ૪૨૪મા ચર્ચ્યો છે)

---

૧. જનરલ ઑફ ધી બોમ્બે બ્રાંચ, રોયલ એશિયાટિક સોસાયટી પુ. ૧૦. પૃ. ૧૨૮

(૨) शक शब्द લખ્યા છતા વિક્રમસવતના અર્થમા ક્વચિત્ તે વાપરવામાં આવે છે. તેનું દૃષ્ટાંત સર એલેક્ઝાંડર કનિંગહામ પોતાના 'બુક ઑફ એન્સ્યન્ટ ઇરાઝ' નામે પુસ્તકમાં પૃ. ૨૧ ઉપર આપે છે કે-'In the Saka year twelve hundred and seventy five called Chitrabhanu in the light fortnight of Margshirsha its fifth day and Saturday='ચિત્રાભાનુ સાલના ૧૨૭૫ના શકસંવતના વર્ષે માર્ગશીર્ષ શુક્લ પક્ષે પંચમીના દિવસે અને શનિવારે,' આ પ્રમાણે લેખના મૂળ શબ્દો છે. આમાં 'શકસવત' એવો સ્પષ્ટ શબ્દ હોવાને લીધે અનેક વિદ્વાનોએ તેનો અર્થ 'શકસંવત્સર' કરીને ૧૨૭૫ શક=ઈ. સ ૧૩૫૩ (૧૨૭૫+૭૮)ના વર્ષને ચિત્રાભાનુ હોવાનું જાહેર કર્યું છે. પણ તેમના મનથી પોતે ભિન્ન પડતા સર કનિંગહામ જણાવે છે કે-'Nothing can apparently be clearer than this date, which corresponds to A. D. 1353 and yet it is absolutely certain that the word Saka cannot be intended for Saka Era; as the name of chitrabhanu which is the 16th year of the Joviano Cycle corresponds exactly with 1275 Vikramaditya=આ સમય જેની ગણતરી કરતા ઈ સ. ૧૩૫૩ની સાલ આવે છે, તેના કરતાં વિશેષ સ્પષ્ટ બીજું નિવેદન હોઈ શકે નહી. [2]છતાં એ પણ તદ્દન સત્ય જ છે કે 'શક' શબ્દ 'શકસંવત'ના ભાવાર્થમા વપરાયો નથી જ, કેમકે ચિત્રાભાનુ તે બૃહસ્પતિ નક્ષત્રના ચક્રમાંનુ સોળમુ વર્ષ છે અને તે વિક્રમસંવત ૧૨૭૫માં જ આવેલું છે. એટલે કે અહી પ્રસ્તુત ૧૨૭૫ના શકસવતના આકને, વિક્રમાદિત્યનો આંક લેખવો જોઈએ, એમ પોતે જણાવે છે. તે પછી બીજું વિવેચન તેમણે કર્યું છે તે અહી અસંગત હોઈને પડતું મૂક્યું છે. ખરી વાત એ છે કે, આવાં દૃષ્ટાંતો બહુ જૂજ હોય છે.

(૩) 'શક શાલિવાહન'=શાલિવાહન રાજાનો શક, અથવા The Era founded by king Shalivaha=શાલિવાહન નામના રાજાએ પ્રવર્તાવેલ સવત, or it is used shortly as Saka so and so=અથવા તેને ટૂંકમાં એમ પણ જણાવાય છે કે, શકસંવત ફલાણો ફલાણો. દૃષ્ટાંતમા જણાવીશુ કે (જુઓ ડૉ. રેપ્સન કૃત કોઈન્સ ઑફ ડિનેસ્ટી જરનલ ઑફ રોયલ એશિયાટીક સોસાયટી પારા ૮૩, ૧૮૯૯, પૃષ્ઠ. ૩૬૫) That the dates of the Westrn Kshatrapas in 78 A. D; there can be no possible doubt=પશ્ચિમના ક્ષત્રપોએ જે સમયની નોધ કરી છે તે ખરેખર શકસવતના વર્ષોમાં જ કરી છે, અને તેની આદિ ઈ. સ ૭૮ થી થાય છે. તે વિશે કોઈપણ જાતનો શક ઉઠાવી શકાય એમ નથી

(૪) शक सवत=શક પ્રજાએ ચલાવેલો સવત અથવા શક પ્રજાને જે માન્ય હતો તેવો સંવત. ગમે તે અર્થ લો પણ તેમાં શક પ્રજાની સાથે સંબંધ છે એટલુ નોંધવુ રહે છે.

૫) 'शकनृपकाल' આ સમાસનો પદચ્છેદ કરીને ત્રણ શબ્દને છૂટા પાડીએ તો (અ) શકનૃપ+કાલ (આ) શક+નૃપકાલ (ઈ) શક+નૃપ+કાલ' આમ ત્રણ પ્રકારે રચના થઇ શકે. તે

---

(૨) આ પશ્ચિમના ક્ષત્રપોએ જે શક ચલાવ્યો છે તેની આદિ ઇ. સ. ૭૮ થી વિદ્વાનોએ ગણી છે પણ તે તેમ નથી. (જુઓ પ્રાચીન ભારતવર્ષ ભા ૪. નવમો ખ ડ) અહી તો શકશબ્દ=સવત્સરના ભાવાર્થમા વપરાયો છે, એટલુ બતાવવા પૂરતુ જ આ દૃષ્ટાંત ટાંક્યુ છે.

દરેકના અર્થ વિચારીએ ( અ ) શકનૃપ+કાલ=શક પ્રજાનો જે રાજા છે તેનો સંવત પછી તે રાજા શક જાતિનો હોય કે ન પણ હોય વધારે સંભવિત એ દેખાય છે કે તે પોતે [3]શક જાતિનો નહીં જ હોય ( આ ) શક+નૃપકાલ, આમા શક તે રાજાનું વિશેષણ છે એટલે રાજા પોતે શક જાતિનો છે. પણ પ્રજા શક હોય કે નહિ, અન્ય પણ હોય; એમ જ હતું : જેથી તેવા શક રાજાના રાજ્ય અમલે એવો અર્થ થયો. ( ઇ ) શક+નૃપ+કાલ તેમાં શક=સંવત ( the year ) નૃપ= રાજા ( the King ) અને કાલ=સમયે-રાજ્યે ( in the reign): આખા સમાસનો અર્થ=In so many years of the king's reign=( શક ) રાજાનાં અમુક વર્ષ : પરંતુ જો કાલનો અર્થ મરણ કે અંત લઇએ તો many years after the death of the saka king or after the close of the saka kings reign=શક રાજાના રાજઅમલ પછી ( કે તેના મરણ પછી ) આટલા વર્ષે એમ અર્થ કરી શકાય.

એટલે પાંચે શબ્દવાળી સ્થિતિનો અર્થ નીચે પ્રમાણે ૭ રીતે થયો (૧) શક એટલે કોઈ પણ સંવત્સર, (૨) શક એટલે વિક્રમ સંવત્સર, (૩) શક શાલિવાહન એટલે શાલિવાહન રાજાનો સંવત્સર (૪) શક =શક પ્રજાને માન્ય હતો તેવો સંવત્સર (૫) શક રાજાના રાજઅમલે અમુક વર્ષે અને (૬) શક રાજાના રાજઅમલ બાદ અમુક વર્ષે ( છેલ્લા બેમાં પણ :જો શકરાજાનું રાજ્ય પ્રવર્તમાન તે સમયે હોય તો " રાજઅમલે એવો અર્થ ઘટાવી શકાય ખરો બણુ જો રાજા મરણ પામ્યો હોય ( તરત કે પૂર્વે ) નો છેલ્લો અર્થ જ=શક રાજાના રાજઅમલ બાદ આટલા વર્ષે એમ કહેવાનો ભાવાર્થ જ નીકળી શકે : આ પ્રમાણે " શકનૃપકાલ " શબ્દની સાલપણે સમજૂતી જાણવી )

ઉપરોક્ત ૭ અર્થમાંથી અહીં પ્રથમના બે અપ્રસ્તુત છે, ત્રીજો અર્થ હિંદુ રાજાને સ્પર્શતો છે એટલે તે પણ ઉપયુક્ત નથી. બાકીના ત્રણ વિશે જ વિચારવું રહે છે; એટલે કે કઈ શક પ્રજાએ, તેના કયા શક રાજાએ અને કયા સમયે સંવત્સર ચલાવ્યો એટલુ વિચારવાતું રહ્યું. [જો કે આખીયે કાળગણનાનો સમગ્ર ઇતિહાસ; ( મહાવીરસંવત, ચેદિસંવત, ક્ષહરાટ સંવત, વિક્રમસંવત, માલવ સંવત અને શક સંવત, એમ તે સર્વે સંવત્સરો વિશેના અનેક મુદ્દાઓ ) સવિસ્તરપણે અમે પ્રગટ કરેલા " પ્રાચીન ભારતવર્ષ " નામે પુસ્તકમાં ( ભાગ ચોથાના અષ્ટમખંડે-પ્રથમ અને દ્વિતીય પરિચ્છેદ-, પૃ ૫૦ થી ૧૧૩ સુધી ) સમજાવેલ છે વધુ જાણવાની ઇચ્છાવાળાએ તે પુસ્તક જોવા કૃપા કરવી. અહીં તો ઉપયોગી નિવેડે તેમ છે તેટલુ જ જણાવીશું　　　　　　　　[અપૂર્ણ]

---

(૩) પૂર્વાચાર્યો શકદ્વીપ ( જે ભૂગોળમાં લેવાયાં છે તે )માંથી જે પ્રજા આવી તે શક કહેવાઇ. પછી પાશ્ચાત્ય વિદ્વાનોએ તેના પેટા વિભાગો પાડી જુદા જુદા નામે તેમને ઓળખાવી છે, જેમકે ચષ્ટણવંશી શક, કુશાનવંશી શક, હૂણ શક, તાતરિ શક ઈ. સ.



# ઇતિહાસના અજવાળે



લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

[ ૧૫ ]

(a) The observations of Hiuen Tsang give an interesting notice of the Chola Kingdom in the first half of the seventh Century......The few Buddhist monasteries were ruinous and the monks dwelling in them as dirty as the buildings. The prevailing religion :was Jainism, but there were a few Brahmanical temples.

(b) Hinen Tsang at Kanchi 640 A. D.

The Hindu temples numbered about four score and as in this parts of Southern India, the sect-of nude or Digambara Jains had many adherents.

(c) Hiuen Tsang narrative proves that both buddhism and Jainism enjoyed full toleration under the Pallava government.

—The early history of India - by V. A. Smith.

ઉપરની ત્રણ કંડિકાઓમાં જે કંઈ જૈનધર્મ સબંધી કહેવામાં આવ્યું છે એ વિદ્વાન મુસાફર હુએનસંગના શબ્દો છે. એ મુસાફરે ભારતમાં ભ્રમણ કરી જે જે નોંધો તૈયાર કરી છે એ પુરાતત્ત્વ શોધકોના મતે અતિમહત્ત્વની :અને વિશ્વસનીય છે કંડિકા (a) મા સાતમા સૈકાના પૂર્વાર્ધમાં દક્ષિણના ચોલરાજ્યમા જે સ્થિતિ પ્રવર્તતી હતી એ વર્ણવતાં તે લખે છે કે— બૌદ્ધધર્મના જે કેટલાક મઠો હતા તે જર્જરિત દશામાં આવી ચૂક્યા હતા, અને એમાં વસનાર સાધુઓની સ્થિતિ, મઠોના ખંડિયેરને અનુરૂપ હતી. અર્થાત્ સાવ હલકી કોટિમાં ઊતરી ગઈ હતી. એ કાળે પ્રચલિત ધર્મ તરીકે જૈનધર્મ મહત્ત્વનુ સ્થાન ધરાવતો છતાં બ્રાહ્મણ યાને વૈદિક ધર્મનાં કેટલાક મંદિરો મૌજુદ હતાં અર્થાત્ એ સાવ લુપ્ત નહોતો થઈ ગયો

કંડિકા (b) માં ઈ. સ. ૬૪૦ માં 'કાંચી' અંગે જણાવે છે કે હિંદુઓનાં દેવાલયોની સંખ્યા કાંચીમાં આશરે ચારસોની હતી અને દક્ષિણ ભારતના બીજા ભાગોની માફક અહીં પણ નગ્ન શ્રમણો-યાને દિગંબર સંપ્રદાયના સાધુઓ—ના અનુયાયીઓ મોટી સંખ્યામાં હતા—ઉપાસકો હતા એટલે દેવાલયો પણ હશે જ

કંડિકા (c) માં હુએનસંગના વર્ણન પરથી સાર તારવતા ઇતિહાસકાર વિન્સેન્ટ એ. સ્મિથ પોતાના 'અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા 'મા પ્રાંત ભાગે જણાવે છે કે પલ્લવોના રાજ્યકાળે બૌદ્ધધર્મ અને જૈનધર્મ પ્રજામા છૂટથી પ્રચલિત હતા. રાજ્ય તરફથી એ સામે કોઈ જાતની ડખલગીરી નહોતી

આ ઉપરથી સહજ જોઈ શકાશે કે 'જૈનધર્મ 'ને ઉપરછલ્લી શોધના આધારે કિંવા અમુક પ્રદેશમા એના અનુયાયીઓમાં પ્રવર્તતી સંકુચિતતા વા અજ્ઞાનતાના કારણે કેટલાક

લેખકોએ જે અન્યાય કર્યો છે એ કલ્પનાના રંગે રંગાયેલો હોઈ મૂળ વિનાની શાખા જેવો છે. ઇસ્વીસન પૂર્વે પણ જેની નોંધો મળે છે અને જૈનોના આગમ ગ્રન્થોમાં આજે પણ એવી સંખ્યાબંધ નોંધો વિખરાયેલી દૃષ્ટિગોચર થાય છે કે એ સર્વનું વિદ્વાન અભ્યાસીના હાથે સંકલન થાય તો ઈતિહાસની સાંકળને સાધવામા ખપ આવે અને ભારતવર્ષના પ્રાચીન ગૌરવમા ઉમેરો કરે એવી સંગીન સામગ્રી દુનિયાની નજરે ચઢે

ચાલુ લેખમાળામાં આંગ્લ ઇતિહાસકારનો આધાર લઈ જે કંઈ સામાન્ય નોંધો રજૂ કરી છે એ ઉપરથી પણ જૈનધર્મના પ્રણેતા માટે, એના ગુરુઓ માટે અને એની ઉદાર ને ઉમદા તત્ત્વગૂંથણી માટે હરકોઈને બહુમાન પેદા થાય તેવુ છે. શરૂમાં જણાવ્યુ છે તેમ આ ગ્રન્થમા જે કંઈ ઉલ્લેખો છે તે આછા–પાતળા અને જુદા જુદા મુસાફરો કે લેખકોના લખાણો ઉપરથી સંઘરાયેલાં છે. એના ઊંડાણમાં ઉતરવાનો કે બારીકાઈથી ગવેષણા કરવાની પૂરેપૂરી તક લેવાઈ નથી આમ છતા સો ટચનું સુવર્ણ ઓછું જ ઢાંકયું રહે એમ જે કંઈ કહેવામાં આવ્યુ છે એ જૈનધર્મના ગૌરવને વધારનારું જ છે.

જૈન સમાજ દેશ-કાળના એંધાણ પારખી પ્રાચીન શોધખોળ પાછળ રસ લેતો થાય એ સારુ સારી રકમ ખરચે, એમાં જ સાચી પ્રભાવના ગણે તો ભગવંત શ્રી. મહાવીરદેવના સિદ્ધાંતો વિશ્વભરનુ આકર્ષણ કરે અને એ દ્વારા સાચો શાન્તિનો સંદેશ સહજ પ્રસરે.

[ આ અંક સમાપ્ત ]



( અનુસંધાન પૃષ્ઠ : ૫૦ થી ચાલુ )

અને મહમૂદ ગજનવીની મૂર્તિઓ તોડવાની ધૂનથી બચેલાં સ્થાનો પણ તેણે માટીમાં મેળવી દીધાં. એ જ કારણ છે કે, દેવનિર્મિતસ્તૂપના આકારપ્રાકારનું જ્ઞાન કરાવનાર તેનો કોઈ વિશિષ્ટ ખંડ અથવા રૂપ આપણને મળતું નથી હા, કેટલાંક આયાગપટ્ટો ઉપર તેની પ્રતિકૃતિઓ અવશ્ય મળે છે તેનાથી જણાય છે કે આકારપ્રાકારમાં તે સાંચી અને ભરહુતના સ્તૂપોના પૂર્વને અનુરૂપ હતો. અને વેષ્ટની, સ્તંભ, સૂચી, ઉષ્ણીષ, તોરણ આદિથી સંપૂર્ણ હતો તોરણની સુંદરતાનું જ્ઞાન લખનઉ સંગ્રહાલયમાં સુરક્ષિત ( જ ૨૫૫ સંખ્યક ) આયાગપટ્ટની પ્રતિકૃતિથી કરી શકાય એમ છે. આયાગપટ્ટોથી અતિરિક્ત નૈગમેષ મૂર્તિઓ, સર્વતોભદ્રિકા પ્રતિમાઓ, સરસ્વતી, કિન્નર, ગંધર્વ, સુપર્ણ, ધરણેન્દ્ર, નાગ, કુબેર, શાલભંજિકા, સદ્યસ્નાતા, આર્યવતી તથા યક્ષ યક્ષિણી આદિની પ્રતિમાઓ મથુરાની કળાના તે નમૂનાઓ છે કે જેના વિના ભારતીય તક્ષણકળા અને મૂર્તિકળાનું અધ્યયન એકાંગી અને અધૂરું રહી જાય. એની શૈલી અને ઓડિસાની ખંડગિરિ પહાડની ગુફાઓની મૂર્તિઓની શૈલીમાં સમાનતા છે પાછલી સદીઓમાં તે યુગ–યુગની વિશેષતાઓને અપનાવતી અગિયારમી સદી ઈ. સ સુધી બીજાને પ્રભાવિત કરતી ધારારૂપમા ચાલી આવે છે સંક્ષેપમાં મથુરાનો દેવનિર્મિત સ્તૂપ મથુરાની કળાનો બે હજાર વર્ષોનો ક્રમબદ્ધ ઇતિહાસ રહ્યો છે. “ધર્મયુગ” ( તા ૨૩–૯–૫૧)

# સાભાર-સ્વીકાર

૨૫૦) પૂ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી બિકાનેર-રાંગડી જૈન પૌષધ-શાળા શ્રીસંઘ. **બિકાનેર**

૫૦) પૂ આ. મ. શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી ઘાટકોપર શ્રીજૈન સંઘ. **ઘાટકોપર**

૨૫) પૂ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી શેઠ જિનદાસજી કોચર. **બિકાનેર**

૨૫) પૂ આ મ. શ્રીયશોભદ્રસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી ગિરૂઆજી પાર્શ્વનાથ સંસ્થાન પેઢી **અમલનેર**

૨૫) પૂ આ. મ શ્રીવિજયકનકસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રીજૈન સંઘ. **અંજાર**

૨૫) પૂ મુનિરાજશ્રી યશોવિજયજી મ. ના ઉપદેશથી શ્રીનમિનાથજી દેરાસર, ૩૭૯ ભીડી-બજાર **મુંબઈ**

૨૦) પૂ આ મ શ્રીવિજયન્યાયસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શ્રીઉજમફઈની ધર્મશાળા. **અમદાવાદ**

૧૫) પૂ પં શ્રીભાનુવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ. **ધોરાજી**

૧૧) પૂ આ. મ શ્રીવિજયલક્ષ્મણસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શ્રી જૈન સંઘ **કરાડ**

૧૦) પૂ મુ શ્રીપદ્મવિજયજી મ ના ઉપદેશથી શ્રી જૈન સંઘ **આલગોડ**

૧૦) પૂ મુ શ્રીભુવનવિજયજી મ ના ઉપદેશથી શ્રી જૈન સંઘ **માલેગામ**



૧. **धर्म और समाजः** (હિંદી) **લેખકઃ** પં. સુખલાલજી સંઘવી, **સં.** પં શ્રી દલસુખ માલવણિયા **પ્રકા.** હિંદી ગ્રંથરત્નાકર કાર્યાલય, મુંબઈ-૪, **મૂલ્ય** દોઢ રૂપિયો

૨ **अन्तर्निरीक्षणः** (હિંદી) **લેખકઃ** પં સુખલાલજી સંઘવી, **અનુ.** શ્રી. મોહનલાલ મહેતા. **પ્રકા.** જૈન સંસ્કૃતિ સંશોધન મંડલ, બનારસ, **મૂલ્ય** ૭ આના.

૩ **जैन संस्कृति संशोधन मंडल बनारस सातवें वर्षका कार्य-विवरण (वीर नि. सं २४७६):** (હિંદી) **મંત્રીઃ** પં. શ્રી. દલસુખ માલવણિયા.

૪ **महावीरका जीवनदर्शन:** (હિંદી) **લેખક** શ્રી રિષભદાસ રાંકા. **સં.** શ્રી. જમનાલાલ જૈન **પ્રકા:** ભારત જૈન મહામંડલ વર્ધા. **મૂલ્યઃ** ૭ આના.

૫ **आदर्श विवाह-विधि.** (હિંદી): **સંપા.** શ્રી રિષભદાસ રાંકા અને શ્રી જમનાલાલ જૈન, **પ્રકા** ભારત જૈન મહામંડલ, વર્ધા. **મૂલ્ય** પાંચ આના

૬. ગુરુભકિત ગહુંલી સંગ્રહ; **રચયિતા.** મુનિ શ્રી. જંબૂવિજયજી, આકોલા શ્રી. જૈન શ્વે મૂર્તિપૂજક સંઘ તરફથી ભેટ.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.


श्री जैन सत्य प्रकाश
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૧-૫૨ : અમદાવાદ
વર્ષ ૧૭ : અંક ૪ ]
[ ક્રમાંક : ૧૯૬

# विषय-दर्शन





# સાભાર-સ્વીકાર

૫૦ પૂ. આ. મ શ્રીવિજયજમ્બૂસૂરીશ્વરજી મ ના ઉપદેશથી શાહપુર જૈનસંઘ-**અમદાવાદ**.

૧૦) શેઠ દોલતરામજી જૈની, નોહર (બિકાનેર)



**श्रमण-संस्कृतिकी रूपरेखाः** લેખકઃ પ્રો. પુરુષોત્તમચંદ્ર શાસ્ત્રી, એમ એ એમ ઓ. એલ; **પ્રકાશકઃ** પ્રોફેસર પી સી. જૈન પટિયાલા, **મૂલ્યઃ** પાંચ રૂપિયા.



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ : વીરનિ સં. ૨૪૭૮ : ઈ. સ. ૧૯૫૨ | क्रमांक |
|---|---|---|
| अंक : ४ | પોષ વદ ૩ : મંગળવાર : ૧૫ જાન્યુઆરી | १९५ |

# જૈન સંતોનો પ્રભાવ

લેખક:—પ્રો. પુરુષોત્તમચંદ્ર જૈન શાસ્ત્રી. એમ. એ. એમ. ઓ. એલ.

**ભારતીય ઇતિહાસમાં** જૈનધર્મ, જૈનસંસ્કૃતિ અને જૈન દર્શનનું કેટલું ઊંચું સ્થાન છે એ કોઈનાથી છૂપું નથી. જે ભૌતિકવાદની ભયાનકતાથી તંગ બનીને આજે વિશ્વનાં બધાં રાષ્ટ્રો આધ્યાત્મિકવાદના સર્વોત્તમ સંદેશ 'વિશ્વશાંતિની સ્થાપના'ના મહત્ત્વને સમજવા લાગ્યા છે તે વિશ્વશાંતિનો સંદેશ જૈનધર્મ અનાદિકાળથી આપતો આવ્યો છે. જૈનધર્મના સિદ્ધાંતોની ઉત્કૃષ્ટતા નિર્વિવાદ સિદ્ધ છે. આ મહાન ધર્મના અહિંસાવાદ, કર્મવાદ અને અનેકાંતવાદના સિદ્ધાંતો હંમેશાં વિશ્વમાં તેની કીર્તિને પ્રસારિત કરતા રહેશે, પરંતુ સમયનું ચક્ર ખૂબ વિચિત્ર છે. જે જૈનધર્મ કોઈ સમયે વિશ્વધર્મ બનવાનો દાવો કરતો હતો, તે કેટલીક સદીઓથી અવનતિ તરફ જઈ રહ્યો છે અને તેનો પ્રચાર ઓછો થતો જાય છે × × ×

જૈન સાહિત્યને જોતાં એ સ્પષ્ટ પત્તો લાગે છે કે, જૈનધર્મ કોઈ સમયે વિદ્વાનોનો ધર્મ હતો પરંતુ અહિંસાપ્રધાન ધર્મ હોવાના કારણે એના અનુયાયીએ ન્યૂનતમ હિંસાવાળા વ્યાપાર—વ્યવસાયને અપનાવ્યો. વ્યાપારથી લક્ષ્મીનું આગમન સ્વાભાવિક છે અને લક્ષ્મીના ચક્કરમાં પડેલો માનવી પોતાના ધર્મ અને સંસ્કૃતિને ભૂલી જાય અથવા તેની ઉપેક્ષા કરી દે એ આશ્ચર્યજનક વાત નથી. અસ્તુ.

વર્તમાન સમયમાં જૈનધર્મ વ્યાપકરૂપે વેપારીઓનો ધર્મ બની રહ્યો છે જે કંઈ પણ જૈનધર્મનો પ્રચાર જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે તેનું શ્રેય: જૈન મુનિરાજોના ફાળે જાય છે. લોકો જૈન સંતો તરફ ટીકા અવશ્ય કરે છે; પરંતુ હું દાવાની સાથે કહી શકું કે જો જૈન મુનિરત્નોએ જૈનધર્મના પ્રચારનો ભાર પોતાના માથે ઉપાડી લીધો ન હોત તો જે કંઈ જૈનધર્મનો પ્રચાર અને જૈનાગમોનું પઠન—પાઠન આજે દૃષ્ટિગોચર થાય છે તેનો પણ અભાવ બની જાત. વેપારી લોકો જૈનધર્મના વર્તમાન પ્રચારને કાયમ રાખવામાં સમર્થ ન બની શકત

(લેખકના 'श्रमण-संस्कृतिकी रूपरेखा' નામક પુસ્તકના 'નમ્રનિવેદન'માંથી)



# શ્રીદશવૈકાલિકસૂત્રવૃત્તિ અને દિઙ્નાગ

લેખક—પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

**આ**ચાર્ય ભગવાન શ્રીમાન્ **સિદ્ધસેન** દિવાકર જેમ જૈનદર્શનમાં અત્યારે પ્રસિદ્ધ જૈન ન્યાયના પિતા અને આદ્યપુરુષ તરીકે ગણાય છે, તે જ પ્રમાણે બૌદ્ધન્યાયના પિતા (Father of the Buddhist logic) તરીકે બૌદ્ધદર્શનમાં બૌદ્ધાચાર્ય **દિઙ્નાગને** ગણવામાં આવે છે. સામાન્ય રીતે ઐતિહાસિકોની સંભાવના પ્રમાણે, **દિઙ્નાગનો** સમય વિક્રમની ચોથી શતાબ્દીમાં માનવામાં આવે છે **દિઙ્નાગનું** બૌદ્ધદર્શનમાં એટલું બધું મહત્ત્વનું સ્થાન છે કે **દિઙ્નાગ** પછી થયેલા તમામ બૌદ્ધદાર્શનિકો સાક્ષાત્ અથવા પરંપરાએ **દિઙ્નાગને** જ અનુસર્યા છે. આખી બૌદ્ધન્યાયની ઉભારણી **દિઙ્નાગે** નિરૂપેલા અને નક્કી કરેલા સિદ્ધાંતોના પાયા ઉપર જ કરવામાં આવેલી છે આથી જ **દિઙ્નાગ** પછી થયેલા લગભગ તમામ બૌદ્ધેતર દાર્શનિકોએ પોત-પોતાના ગ્રંથોમાં **દિઙ્નાગની** જોરદાર સમાલોચના કરી છે, અને પોતાના મંતવ્યનું સમર્થન કરવા માટે અથવા તો **દિઙ્નાગનાં** મંતવ્યોનું ખંડન કરવા માટે તેમણે અનેક સ્થળોએ **દિઙ્નાગના** ગ્રંથોમાંથી વાક્યો અથવા શ્લોકો લઈને પોત-પોતાના ગ્રંથોમાં ઉદ્ધૃત કર્યાં છે. આ ક્રમ લગભગ ત્રણસો વર્ષ સુધી તો જોરદાર ચાલ્યો. ત્યાર પછી બૌદ્ધ પરંપરામાં **ધર્મકીર્તિ** નામે મહાન્ વાદી ઉત્પન્ન થયો. તેણે **દિઙ્નાગના** ગ્રંથ **પ્રમાણસમુચ્ચય** ઉપર **પ્રમાણવાર્તિક** નામની મોટી ટીકા રચીને **દિઙ્નાગના** સિદ્ધાંતોને ઘણો વેગ આપ્યો. ત્યાર પછીથી બૌદ્ધેતર દાર્શનિકો પણ **ધર્મકીર્તિનું** ખંડન કરવા પાછળ પ્રવૃત્ત થવા લાગ્યા. તે પહેલાં બૌદ્ધન્યાય સંબંધી લગભગ બધું ખંડન-મંડન દિઙ્નાગના વાક્યોને લઈને જ કરવામાં આવતું હતું. એક સમય તો એવો હતો કે દાર્શનિક ક્ષેત્રમાં **દિઙ્નાગ** એક બલવત્તર પ્રતિસ્પર્ધી તરીકે ગણાતો હતો આથી જ **ન્યાયદર્શનના વાત્સ્યાયન**પ્રણીત **ન્યાયભાષ્ય** ઉપરની **ન્યાયવાર્તિક** નામની પ્રસિદ્ધ ટીકાના રચયિતા **ઉદ્દ્યોતકરે** લગભગ તમામ શક્તિ **દિઙ્નાગના** ખંડન પાછળ લગાવી છે એમ કહેવાય છે કે, તેણે **ન્યાયવાર્તિકની** રચના **દિઙ્નાગનું** ખંડન કરવા માટે જ મુખ્યતયા કરી હતી. આ **ન્યાયવાર્તિકનું ધર્મકીર્તિએ** જોરદાર ખંડન કર્યું હતું તેથી **ધર્મકીર્તિએ** ઉદ્ભાવેલા દોષોનો નિરાસ કરીને **ન્યાયવાર્તિકનો** ઉદ્ધાર કરવા માટે સર્વતન્ત્ર-સ્વતન્ત્ર **વાચસ્પતિમિશ્રે** તેના ઉપર **ન્યાયવાર્તિકતાત્પર્યટીકા** નામની વૃત્તિ રચી હતી જે સુપ્રસિદ્ધ છે. જિનશાસનપ્રભાવક આચાર્ય ભગવાન **શ્રીમલ્લવાદી ક્ષમાશ્રમણે** રચેલા **નયચક્રના** (એક ષષ્ઠાંશ) ½ ભાગમાં પણ **દિઙ્નાગનું** જ ખંડન ભરેલું છે. આથી દિઙ્નાગનું અને તેના ગ્રંથોનું બૌદ્ધદર્શન સાહિત્યના ઇતિહાસમાં ઘણું મહત્ત્વનું સ્થાન છે.

**દિઙ્નાગ** પ્રસિદ્ધ બૌદ્ધાચાર્ય **વસુબંધુનો** શિષ્ય હતો. ખરી રીતે 'દિઙ્નાગ' તેનું નામ નથી પણ વિશેષણ છે. પરવાદીઓનો પરાજય કરવામાં દિગ્ગજ જેવો સમર્થ હોવાથી તેને 'દિઙ્નાગ' એવું વિશેષણ આપવામાં આવ્યું હતું અને પાછળથી તે નામથી

જ મુખ્યતયા તેની પ્રસિદ્ધિ થઈ છે બાકી વસ્તુત તો તેનુ નામ **दिन्न** અથવા **दत्त** હતુ. ભૂતકાળમાં **जक्खदिन्न** (यक्षदत्त), **भूअदिन्न** (भूतदत्त) વગેરે ઘણા નામો પ્રચારમાં હતા. તેવા પ્રકારનુ આ તેનુ दिन्न નામ હતુ. સસ્કૃતમા दत्त નામ હતુ અને પ્રાકૃત ભાષામા તેનુ दिन्न રૂપાંતર હતુ આ હકીકત અનેક પ્રમાણોથી સિદ્ધ થાય છે. **નયચક્રવૃત્તિ, અનેકાન્તજયપતાકા** વગેરે અનેક જૈન ગ્રથોમા તેનો दिन्न નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ दिन्न શબ્દનુ સસ્કૃતભાષામા दत्त એવુ રૂપાતર કરીને **તત્ત્વાર્થસૂત્રની** વૃત્તિમા આચાર્યપ્રવર **ગન્ધહસ્તી શ્રીસિદ્ધસેનગણીએ** તથા चाह **दत्तक**भिक्षुरेव એ પ્રમાણે તેનો दत्तक એવા નામથી ઉલ્લેખ કર્યો છે. આ જ હકીકત, એક બીજા પ્રમાણથી પણ સિદ્ધ થાય છે સાતમી શતાબ્દીમાં ભારતવર્ષનુ પર્યટન કરનારા ચીની પ્રવાસી **હ્યૂનત્સાંગ** તથા **ઈત્સિગે** પોતાના પ્રવાસ વૃત્તાંતોમાં **દિઙ્નાગનો** चेन्न નામથી ઉલ્લેખ કર્યો છે. તેમજ બીજા પણ અનેક ચીની ભાષાના ગ્રથોમાં દિઙ્નાગનો चेन्न નામથી ઉલ્લેખ છે. શરૂઆતમાં ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો આ चेन्न શબ્દ મૂળ સસ્કૃત जिन શબ્દનો ચીની ભાષામા બરાબર ઉચ્ચાર કરતાં ન આવડવાથી થયેલો અપભ્રંશ છે, એમ માનતા હતા પરતુ હ્યૂનત્સાંગના ચીની વૃત્તાંતના ઇંગ્લીશ ભાષાંતરમા વોટર્સે[1] (Watters) બિલકુલ સ્પષ્ટ કર્યું છે કે जिन શબ્દનો અપભ્રશ चेन्न નથી જ કારણ કે ચીની ગ્રથોની અદર જ चेन्न શબ્દ ઉપર ટિપ્પણ કરતા જણાવ્યું છે કે चेन्न શબ્દનો અર્થ '**આપેલો**' (Given=दत्त) એવો થાય છે. આ બરાબર આપણા दिन्न અને दत्तनो અર્થ પણ 'આપેલો' એવો જ થાય છે. એટલે ચીની ગ્રંથોમાં આવતો चेन्न શબ્દ જૈન ગ્રંથોમાં આવતા दिन्न અને दत्त શબ્દો એ બધા જ **દિઙ્નાગનાં** મૂલ નામો છે અને '**દિઙ્નાગ**' એ તેનું વિશેષણ છે ઐતિહાસિક સંશોધનની દૃષ્ટિએ વિચાર કરીએ તો મારે એમ કહેવુ જોઈએ કે **દિઙ્નાગનુ** મૂળ दिन्न નામ સાચવી રાખવાનો યશ જૈનગ્રથોને જ ફાળે જાય છે. કારણ કે જૈનેતર ગ્રથોમા કોઈ પણ સ્થળે दिन्न નામ જોવામાં આવતું નથી એટલુ જ નહિ, પણ ખુદ બૌદ્ધદર્શનના ગ્રથોમાં પણ दिन्न નામ જાળવી રાખવામાં આવ્યુ દેખાતુ નથી એ બધા ગ્રથોમા **દિઙ્નાગ** નામ જ જોવામાં આવે છે.

**દિઙ્નાગે** प्रमाणसमुच्चय (સ્વોપજ્ઞ વૃત્તિ સહિત), [2]न्यायमुख, न्यायप्रवेश, [3]आलम्बनपरीक्षा (સ્વોપજ્ઞ વૃત્તિ સહિત), त्रिकालपरीक्षा તથા [4]हेतुचक्रडमरु વગેરે ન્યાયગ્રંથોની રચના કરી છે. તેમા प्रमाणसमुच्चय સૌથી મોટો અને તેનો સૌથી વધારે મહત્ત્વનો (Masterpiece) ગ્રંથ

---

૧. જુઓ On Yuan-Chawang's Travels in India (By WATTERS) Vol. II, p. 210

૨ આ ગ્રથ સંસ્કૃતમા નષ્ટ થઈ ગયો છે તેનો ટિબેટન ભાષામા અનુવાદ મળતો નથી પરતુ તેનો ચીની ભાષામા અનુવાદ મળે છે તેના ઉપરથી રોમ(ઇટાલી)ના પ્રોફેસર Giuseppe tucci એ ઇંગ્લીશ ભાષામા અનુવાદ કરીને જર્મનીની HEIDELBERGની યુનિવર્સીટીના JARBUCH des Instituts fur Buddhismvs-Runde Vol. I. મા પ્રકાશિત કર્યો છે.

૩. સંસ્કૃતમા નષ્ટ થઇ ગયેલા આ ગ્રથને ટિબેટન તથા ચીની ભાષાતર ઉપરથી સસ્કૃતમા અનુવાદ કરીને અય્યાસ્વામી શાસ્ત્રીએ મદ્રાસની આડયાર લાયબ્રેરી તરફથી પ્રગટ કર્યો છે.

૪. સસ્કૃતમા નષ્ટ થઇ ગયેલા એ ગ્રથના ટિબેટન અનુવાદ ઉપરથી દુર્ગાચરણ ચટ્ટોપાધ્યાયે સંસ્કૃતમા અનુવાદ કર્યો છે, અને તે કલકત્તાના Indian Historical Quarterly નામના ત્રૈમાસિક ા Vol. IX. pp. 262-272 તથા 511-514મા છપાયો છે તેનુ નામ 'હેતુચક્રનિર્ણય' રાખવામાં આવ્યુ છે.

ગણાય છે. પરંતુ એ જાણી લેવું જરૂરી છે કે न्यायप्रवेश સિવાયના ઉપર જણાવેલા તમામ દિઙ્નાગના ગ્રંથો તેના મૂળ સંસ્કૃત સ્વરૂપમાં નષ્ટ થઈ ગયા છે. [1]न्यायप्रवेशની રક્ષા કરવાનો યશ પણ પાટણ અને જેસલમેરના જૈન ગ્રંથભંડારોને તથા અન્યદર્શનના ગ્રંથોની પણ રક્ષા કરવાની જૈનાચાર્યોની ઉદાર અને ઉદાત્ત મનોવૃત્તિને જ ફાળે જાય છે. દિઙ્નાગના બાકીના ગ્રંથો તેના મૂળ સંસ્કૃત સ્વરૂપમાં નષ્ટ થઈ ગયા મનાય છે. અને મારા વિદ્વાન મિત્ર રંગાસ્વામી રામાનુજ આયંગરના જણાવવા પ્રમાણે The original itself which was in Sanskrit wholly disappeared and does not seem to have been heard of in India after the advent of Moslem rule. હિંદુસ્થાનમાં મુસ્લિમ રાજ્ય સ્થપાયા પછી એ સંસ્કૃત ગ્રંથનું નામ પણ કોઈના સાંભળવામાં આવ્યું હોય એમ લાગતું નથી. છતાં એ જાણવું રસપ્રદ થઈ થઈ પડશે કે **દિઙ્નાગ**ના ઉપર જણાવેલા સંસ્કૃતગ્રંથો નષ્ટ થઈ ગયા હોવા છતાં પણ આજથી હજારવર્ષ પૂર્વે ચીન તથા ટિબેટના લોકોએ તેના ચીની તથા ટિબેટન ભાષામાં કરેલા અનુવાદો ( ભાષાંતરો ) મળી આવે છે. તેમાં પણ ટિબેટન ભાષામાં જે અનુવાદો છે તે અક્ષરશઃ છે અને ઘણા સારા છે. જો આ ભાષાનો અભ્યાસ કરીને આ અનુવાદોને વાંચવામાં આવે તો લગભગ મૂળગ્રંથની ગરજ સારે, એમ કહી શકાય પરંતુ બધા આ ભાષા શીખી ન શકે. આથી **મ્હૈસુર**ની યુનિવર્સીટિ રિસર્ચ ઈન્સ્ટીટયુટ અને ઓરિએન્ટલ લાયબ્રેરીના સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી**રંગાસ્વામી રામાનુજ** આયંગર શાંતિનિકેતનમાં **રોમ**ના પ્રોફેસર **ટુચી** પાસે ટિબેટન ભાષાનો અભ્યાસ કરતા હતા ત્યારે આ ટિબેટનગ્રંથ જોવામાં આવતાં તેનું ઐતિહાસિક મહત્ત્વ ધ્યાનમાં રાખીને આ ટિબેટન અનુવાદ ઉપરથી ફરીથી સંસ્કૃતમાં અનુવાદ (Retranslation) કરીને તેને સર્વજનસુલભ બનાવવા માટે તેમણે કઠિનતર પરિશ્રમ શરૂ કર્યો. એક તો ટિબેટન ભાષા જ કઠિણ અને વિચિત્ર છે. ઉપરાંત તેનો અભ્યાસ ભારતમાં બંગાળની અંદર શાંતિનિકેતન, કલકત્તા યુનિવર્સીટિ વગેરે બે-પાંચ સ્થળોએ જ કરાવવામાં આવે છે. ટિબેટન અનુવાદો લગભગ હજાર વર્ષ પૂર્વે થયા હોવાથી હજાર વર્ષ પૂર્વેની ટિબેટન ભાષામાં અને આજે ટિબેટમાં બોલાતી ભાષામાં ઘણું જ મોટું અંતર પડી ગયું છે એટલે પ્રાચીન ટિબેટન ભાષાના સંસ્કૃતાનુસારી અનુવાદો માટે પ્રાચીન ટિબેટન ભાષા શીખવી પડે છે. ભારતમાં કાશી, કલકત્તા, શાંતિનિકેતન, દાર્જીલીંગ, નાલંદા, આડયાર (મદ્રાસ) વગેરે છ-સાત સ્થળોએ જ ટિબેટન ભાષાના ગ્રંથો છે. આમાંની ઘણીખરી સંસ્થાઓ બહાર ગ્રંથ વાંચવા માટે અપાતી નથી. એટલે ભાષા શીખ્યા પછી આ ગ્રંથો મેળવતાં ય નાકે દમ આવી જાય છે. છતાં આ બધી મુસ્કેલીઓને પાર કરીને મારા વિદ્વાન મિત્ર **રંગાસ્વામી આયંગરે પ્રમાણસમુચ્ચય**ના ટિબેટન અનુવાદ ઉપરથી સંસ્કૃતમાં ફરી અનુવાદ કરીને તેનો પ્રથમ પરિચ્છેદ આજથી વીશ વર્ષ પૂર્વે પ્રકાશિત કર્યો છે અને તે આ વિષયમાં રસ ધરાવતા અને સંશોધન કરતા વિદ્વાનોને અત્યંત ઉપયોગી નિવડ્યો છે **પ્રમાણસમુચ્ચયના** ૧ પ્રત્યક્ષ, ૨ સ્વાર્થાનુમાન, ૩ પરાર્થાનુમાન, ૪ દૃષ્ટાન્ત ( ઉદાહરણ ), ૫ અપોહ, ૬ જાતિ—એમ કુલ્લે છ પરિચ્છેદ છે. બધો ગ્રંથ પદ્યમાં અનુષ્ટુભ્ છંદમાં રચાયેલો છે આના ઉપર **દિઙ્નાગ**ની

૧. न्यायप्रवेश ગ્રંથ **વડોદરાની** ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ તરફથી ઘણા વખત પૂર્વે પ્રકાશિત થઈ ગયો છે.

સ્વોપજ્ઞવૃત્તિ ગદ્યબદ્ધ છે. ૧લો પ્રત્યક્ષ પરિચ્છેદ તો પ્રગટ થઈ ચૂકેલો છે. હવે બીજો, ત્રીજો તથા ચોથો પરિચ્છેદ પણ ઘણા અંશે તૈયાર થઈ ગયા છે, અને થોડા સમય પછી પ્રકાશિત થવાના છે. આ તૈયાર કરવામાં જૈનદર્શનના નયચક્ર વગેરે ગ્રંથોમાંથી ઘણી જ મોટી સહાય મળેલી છે.

ટિબેટન ગ્રંથો ઉપરથી સંસ્કૃતમાં અનુવાદ કરવામાં મોટી મુશ્કેલી એ છે કે સંસ્કૃતમાં કરેલો અનુવાદ મૂળ સંસ્કૃતને શબ્દશઃ બરાબર મળતો છે, એમ ખાત્રીથી કહી શકાય નહિ. મૂળ સંસ્કૃતનો અર્થ અને આશય નવા સંસ્કૃત અનુવાદમાં આવી જાય ખરા, પણ શબ્દોમાં અને તેના ક્રમમાં ઘણી જ વાર ફરક પડી જાય છે આથી એક માર્ગ એ છે કે મૂળ સંસ્કૃતગ્રંથમાંથી બીજા ગ્રંથકારોએ જે જે વાક્યો જે જે ગ્રંથોમાં ઉદ્ધૃત કર્યાં હોય તે તે ગ્રંથોમાંથી તે તે વાક્યોનો વીણી વીણીને સંગ્રહ કરવામાં આવે છે આમ કરવાથી તેટલાં વાક્યો મૂળ સંસ્કૃત સ્વરૂપમાં બરાબર યથાવસ્થિત મળી જાય છે, અને તેટલા ભાગનો ટિબેટન અનુવાદ ઉપરથી સંસ્કૃતમાં અનુવાદ કરવાનું કષ્ટ આપોઆપ મટી જાય છે.

આવા અનેકાનેક વાક્યો જૈનદર્શનના ગ્રંથોમાં ભરેલાં છે. જૈનદર્શનના ગ્રંથોનું પરિશીલન કરવામાં આવે તો તેમાંથી આવાં સેંકડો વાક્યો મળી શકે તેમ છે કે જે ટિબેટન અનુવાદો ઉપરથી સંસ્કૃતમાં ફરી અનુવાદ કરવાનો પ્રયત્ન કરી રહેલા દેશ-પરદેશના વિદ્વાનોને અત્યંત લાભદાયક થાય તેવાં છે. જો જૈન ગ્રંથોનું પરિશીલન કરવામાં નહિ આવે તો એ પ્રયત્નોમાં જરૂર ખામી રહી જવાનો સંભવ છે. પ્રાચીન ભારતવર્ષનું ઐતિહાસિક અને સંશોધનાત્મક અધ્યયન કરવા માટે જૈનદર્શનના ગ્રંથો એ મોટો મૂલ્યવાન ખજાનો છે. જ્યાં સુધી જૈનસાહિત્યનો ઉપયોગ નહિ કરવામાં આવે ત્યાં સુધી એ સંશોધન અને અધ્યયન અધૂરાં જ રહેવાનાં છે, એ નિશ્ચિત છે.

**હેતુબિન્દુટીકા** ( **અર્ચટકૃત** ) જે સંસ્કૃતમાં નષ્ટ થઈ ગયેલી જ માનવામાં આવતી હતી તે **પાટણના** જૈન ગ્રંથભંડારમાંથી મળી આવે છે. આ **હેતુબિંદુટીકા** બૌદ્ધાચાર્ય **ધર્મકીર્તિએ** રચેલા **હેતુબિંદુ** ઉપરનું વિવરણ છે. પાટણના જૈન ભંડારમાંથી મળી આવેલી પ્રતિમાં માત્ર ટીકા જ છે, પણ **હેતુબિંદુ** મૂળ નથી **હેતુબિંદુ** મૂળ નષ્ટ થઈ ગયું માનવામાં આવે છે, તેનો ટિબેટન અનુવાદ માત્ર મળે છે. કલિકાલસર્વજ્ઞ આ. ભ. **શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજાના ગુરુબંધુ **શ્રીપ્રદ્યુમ્નસૂરિના** શિષ્ય **શ્રીચંદ્રસેનાચાર્યે** રચેલા 'ઉત્પાદાદિસિદ્ધિ' નામના ગ્રંથમાં **હેતુબિંદુ** મૂળમાંથી થોકડાબંધ લાંબા લાંબા પાઠોના પાઠો ઉદ્ધૃત કરેલા છે નાશ પામી ગયેલા **હેતુબિંદુ** મૂળનો ઘણો મોટો ભાગ આ અવતરણોને આધારે તૈયાર કરી શકાય તેમ છે **પં. શ્રીસુખલાલજીએ હેતુબિંદુટીકા** છપાવતી[1] વખતે સાથે સાથે **હેતુબિંદુમૂળ** પણ છાપવા માટે તેમણે ટિબેટન અનુવાદ ઉપરથી **રાહુલ સાંકૃત્યાયન** તથા **પુરુષોત્તમદાસ** તારકસ (**આકોલાવાળા**) પાસે સંસ્કૃતમાં **હેતુબિંદુમૂળ** તૈયાર કરાવ્યું હતું પણ ત્યાર પછી તેમણે **ઉત્પાદાદિસિદ્ધિને** આધારે તેમાં ઘણો મોટો ફેરફાર કરીને પછી જ છપાવ્યું હતું અને તેથી સુંદર બન્યું છે. સામાન્ય રીતે અપ્રસિદ્ધ **ઉત્પાદાદિસિદ્ધિ** નામના જૈન ગ્રંથમાં આવો મોટો અમૂલ્ય ખજાનો ભર્યો હશે,

૧. આ ગ્રંથ વડોદરાની ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ તરફથી છપાયો છે.

એવી ભાગ્યે જ કોઈ જૈનેતર પંડિતને કલ્પના પણ આવે. જો આ જૈનગ્રંથનો ઉપયોગ કરવામાં ન આવ્યો હોત તો હેતુબિંદુમૂળમા ઘણી જ ખામી રહી ગઈ હોત. માટે જ કહું છું કે જૈન સાહિત્યનો સર્વાંગીણ અભ્યાસ જૈન તેમજ જૈનેતરોને માટે અનેક દૃષ્ટિએ અત્યંત લાભદાયક છે.

શ્રીરંગાસ્વામી આયંગરે ટિબેટન અનુવાદ ઉપરથી સંસ્કૃતમા અનુવાદ કરીને **પ્રમાણસમુચ્ચયનો** જે પ્રથમ પરિચ્છેદ પ્રકાશિત કર્યો છે, તેમાં પણ **નયચક્રવૃત્તિ, સન્મતિવૃત્તિ** વગેરે ગ્રથોની સહાય ન લેવામા આવી હોવાથી કેટલીક ખામીઓ રહી ગઈ છે. હવે તેઓ 'નયચક્રવૃત્તિ' વગેરેની સહાય લઈને પ્રત્યક્ષ પરિચ્છેદ ફરી છપાવવા ઈચ્છે છે, અને ત્યારપછીના પરિચ્છેદોમાં જૈનગ્રથોનો પૂરેપૂરો ઉપયોગ કરીને વ્યવસ્થિત કર્યા પછી જ તે પરિચ્છેદોને છપાવવા ઈચ્છે છે. એવા એવા સ્થાને જૈનગ્રંથોમાં અમૂલ્ય સામગ્રી પડેલી છે કે સ્વાભાવિક રીતે કોઈને કલ્પના પણ ન આવે. અહી હું એવુ જ એક ઉદાહરણ આપવા ઇચ્છું છું.

**પ્રમાણસમુચ્ચયના** ટિબેટન ભાષાંતરમાં ચોથા દૃષ્ટાન્ત પરિચ્છેદમાં નીચે પ્રમાણે બીજા નબરની કારિકા જોવામા આવે છેઃ

ग्तन्-छिग्स्, बूस्रुब्-ब्यडि जेंस्-ऽग्रोब
बूस्रुब्-ब्य-मेद्-ल मेद्-प-ञ्जिद्
द्वे गङ्-ल नि बूस्तन्-ब्य-ब
दे छोस्-मुथन् दङ् चिग्-शोस् ग्ञिस्

આનો ગુજરાતીમાં નીચે પ્રમાણે ભાવાર્થ થાય છે·

"સાધ્ય સાથે હેતુનો અનુગમ તથા સાધ્યના અભાવમા હેતુનો અભાવ જે વસ્તુમાં બતાવવામાં આવે છે તેને દૃષ્ટાન્ત કહેવામાં આવે છે. અને તેના સાધર્મ્ય તથા વૈધર્મ્ય એવા બે પ્રકારો છે."

તપાસ કરતા બરાબર આ અર્થને મળતો મૂળ સંસ્કૃતકારિકાનો ¾ ભાગ ઉદ્દ્યોતકરના **ન્યાયવાર્તિક**માં નીચે મુજબ મળે છે –

"साध्येनानुगमो हेतोः साध्याभावे च नास्तिता।
ख्याप्येते यत्र दृष्टान्तः"

એટલે આટલો અંશ જૈનેતર ગ્રંથોમાં બરાબર મૂળ સંસ્કૃત સ્વરૂપમાં મળી આવે છે. પણ બાકી રહેલો ¼ ભાગ (ચોથું ચરણ) મૂળસ્વરૂપમાં ક્યાંય શોધ્યો જડતો નથી. ટિબેટન ઉપરથી સંસ્કૃત તૈયાર કરવામા આવે તો પણ મૂળમા જેવું હતુ તેવું જ તૈયાર કરવું અશક્યપ્રાય છે. સદ્ભાગ્યે મને આનું ચોથું ચરણ એવા જૈનગ્રંથમાથી મળી આવ્યું છે કે ભાગ્યે જ જે ગ્રંથની કોઈને કલ્પના પણ આવે. આ ગ્રથ છે **દશવૈકાલિકસૂત્રની** આચાર્ય શ્રી**હરિભદ્રસૂરીશ્વરજી** મહારાજાએ રચેલી 'શિષ્યહિતા' નામની વૃત્તિ. આ ગ્રંથ કોઈ દાર્શનિક ગ્રંથ નથી, તેમજ તેમાં ભાગ્યે જ કોઇ દાર્શનિક પંક્તિ પણ હશે આમા મુખ્યતઃ

મુનિઓના આચારોનું જ વર્ણન છે. એટલે આવા આચારપ્રધાન આગમિક ગ્રંથમાં મહત્ત્વની દાર્શનિક માહિતી મળી આવવાની કલ્પના પણ ભાગ્યે જ કોઈને આવે, છતાં ઉપરની જે અપૂર્ણ કારિકા છે તે સંપૂર્ણ સ્વરૂપમાં 'દશવૈકાલિકવૃત્તિ'માં (પૃ. ૧૪ b) પ્રથમ અધ્યયનની ૫૩મી ગાથાની વૃત્તિમા નીચે મુજબ મળી આવે છે.

साध्येनानुगमो हेतोः साध्याभावे च नास्तिता ।
ख्याप्येते यत्र दृष्टान्त' स साधर्म्येतरो द्विधा ॥

આ રીતે આખી કારિકા જૈનગ્રંથની સહાયથી તૈયાર થઈ જાય છે. જૈનગ્રથની સહાય વિના એ તૈયાર કરવાનું કાર્ય આજે તો અશક્યપ્રાય જ હતું.

આપણી દૃષ્ટિએ કદાચ આ વાતનુ બહુ મૂલ્ય નહિ લાગતું હોય પણ સંશોધકોની દૃષ્ટિએ એનું ઘણું જ મોટું મૂલ્ય છે. સશોધકો તો આવી આવી નાની લાગતી વાતોને શોધી કાઢવા માટે સાહિત્યના આખા મહાસાગરનુ મંથન કરી નાખતા હોય છે, તેમ જ વર્ષો સુધી ચિંતા કર્યા કરતા હોય છે અને પરિશ્રમ ઉઠાવતા હોય છે એટલે આવી હકીકતો મળી આવતાં તેઓ આનંદમગ્ન થઈ જાય છે.

પાશ્ચાત્ય વિદ્વાનો ચીન, બર્મા, સિલોન વગેરે દેશોમાં પહેલવહેલાં બૌદ્ધોના પરિચયમાં આવ્યા હોવાથી તેમણે જ્યાં ત્યાં બૌદ્ધોની જ વાહ વાહ કરી છે, અને બૌદ્ધસાહિત્ય–સ્થાપત્યો વગેરેને જ ઘણું મહત્ત્વ આપ્યું છે, અને જૈનદર્શન પ્રતિ તેમનો થોડા–વત્તા અંશે ઉપેક્ષાભાવ રહ્યો છે. ભારતીય સશોધકોનો મોટો ભાગ પણ પાશ્ચાત્યોનો અનુસારી હોવાથી જૈનદર્શન પ્રત્યે ઉદાસીનપ્રાય રહ્યો છે. પણ હમણાં કેટલાંક વર્ષોથી એમાં ઘણો ફેર પડવા લાગ્યો છે. જૈનદર્શન પ્રતિ ઉપેક્ષાભાવ છોડીને, જૈનસાહિત્યમાં સૌ કરતાં વધારે વિશ્વસનીય સામગ્રીનો ખજાનો રહેલો છે, એમ હવે તેઓ માનવા લાગ્યા છે. પરંતુ તેઓ તેમની ઉપેક્ષાવૃત્તિને સર્વથા ત્યજી દઈને જૈનસાહિત્યનું વાસ્તવિક મહત્ત્વ અને મૂલ્ય સ્વતઃ આંકે અને જૈન-સાહિત્યનો આદરપૂર્વક ઘણા મોટા પ્રમાણમાં અભ્યાસ કરવા લાગે તે માટે હજુ સમય લાગશે. પણ તે પૂર્વે આપણે જ જો આપણી પાસે રહેલા અમૂલ્ય ખજાનાની જગતને પ્રતીતિ કરાવીશું તો એ ઉપેક્ષાવૃત્તિ એકદમ તૂટશે અને જૈનસાહિત્યમાં રહેલા અમૂલ્ય ખજાનાનું વાસ્તવિક મહત્ત્વ સર્વત્ર વિદ્વાનોમા અંકાશે એમ થશે તો જૈનદર્શન જૈનેતર વિદ્વાનોને અવશ્ય પ્રભાવિત કરશે, માટે એ રીતે સશોધન કરીને આપણે જૈનોએ જ જગત આગળ આપણાં બહુમૂલ્ય સશોધનો રજુ કરવાની અત્યારે ખાસ જરૂર છે. અને આપણે જ તે માટે ભગીરથ પ્રયત્ન કરવો પડશે. તેમજ જ્ઞાનપિપાસુઓને તેમના ઘેર બેઠાં જ્ઞાનરૂપી જલ આપણે જ અત્યારે પૂરું પાડવુ પડશે કે જે પીને જગત ચકિત થઈ જશે.

सं. २००८
मार्गशीर्ष कृष्ण दशमी
मु. मालेगांव
(जिल्ला–नाशिक)

मुनिराजश्री भुवनविजयान्तेवासी
मुनि जम्बूविजय



# "ગુજરાતના ઐતિહાસિક લેખો"

## પુસ્તકમાં ગંભીર સ્ખલનાઓ

લેખકઃ—શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.

ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ તરફથી તેની ગ્રંથાવલિના નં. ૧૫ તરીકે 'ગુજરાતના અતિહાસિક લેખો' નામનું જે પુસ્તક ૩ ભાગોમાં પ્રકાશિત થયેલું છે અને જેના સંગ્રહ કરનાર એડીટર તરીકે આચાર્ય ગિરજાશંકર વલ્લભજી બી. એ; એમ. આર. એ. એસ. નિવૃત્ત ક્યુરેટર, આર્કીઓલોજિકલ વિભાગ, પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઇ–એમનું નામ જોડાયેલું છે–તે સંબંધમા વાચકોનું લક્ષ્ય ખેચવા ઇચ્છુ છું.

ગૂજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો જે અન્યત્ર અંગ્રેજી પરિચય–ભાષાંતર સાથે કે તે વિના પ્રકાશિત થયા હતા, તેનો એકત્ર સંગ્રહ ગૂજરાતી પરિચય–ભાષાંતર સાથે ઉપર્યુક્ત પુસ્તકમાં કરવામાં આવ્યો છે; એથી ઇતિહાસપ્રેમીઓને–ગૂજરાતના અભ્યાસીઓને–આનંદ થવો જોઈએ; પરતુ તેનુ આતર નિરીક્ષણ કરતા વિષાદ થાય એવું વિશેષ જણાય છે. એમાં કેટલેક સ્થળે અક્ષમ્ય વિચિત્ર ગભીર ભૂલભરેલા અર્થો કરવામાં આવ્યા છે અને અશુદ્ધિઓની પરંપરા છે. એથી ઇતિહાસના અભ્યાસીઓને અને અન્ય વાચકોને ગેરસમજ થવી સંભવિત છે તથા તેનો પ્રવાહ અન્યત્ર આગળ વધે એ શકય છે. એથી એ સબધમાં અહીં થોડું સૂચન કરવાનું ઉચિત ધાર્યું છે આશા છે કે સત્ય–પ્રેમીઓ તટસ્થ દૃષ્ટિથી એનું અવલોકન કરશે.

ઉપર્યુક્ત પુસ્તકનો ત્રીજો ભાગ, જે સવત ૧૯૯૮માં સન ૧૯૪૨માં પ્રકટ થયેલ છે, તેમાંના માત્ર એક પહેલા લેખ સંબધમા જ અહી વક્તવ્ય શકય છે. ત્યાં 'વાઘેલા વંશના લેખો' એવા મથાળા નીચે 'આબુગિરિ ઉપર દેલવાડાનો રાજા વીરધવલના સમયનો શિલાલેખ' જેને નં. ૨૦૬ તરીકે ઓળખાવેલ છે અને 'પ્રા. સ. ઈ. ભા. પા. ૧૭૪' સંજ્ઞાથી અન્યત્ર પ્રસિદ્ધ જણાવેલ છે તે લેખ, પહેલાં ભાવનગર રાજ્યના પુરાતન સંશોધન-ખાતા તરફથી પ્રકાશિત થયેલા 'કલેકશન ઓફ પ્રાકૃત એન્ડ સંસ્કૃત ઈન્સ્ક્રિપ્શન્સ' નામના પુસ્તકમાં પ્રકટ થયેલ હતો. (જે પુસ્તક અત્યારે મારી સામે નથી.)

પૂર્વોક્ત "ગુજરાતના ઐતિહાસિક લેખો" પુસ્તકના ત્રીજા ભાગમાં એ શિલાલેખનો પ્રાથમિક પરિચય કરાવતાં જણાવ્યું છે કે–"અણહિલવાડના રાજાઓના પ્રધાનો વસ્તુપાલ અને તેજપાલ નામના બે ભાઈઓએ આદિનાથના મંદિરમાં કેટલુંક સમારકામ તથા સુધારો કરાવ્યાનું લેખમાં લખ્યું છે."

એવી રીતે પરિચય કરાવતાં લેખકે એ લેખનો આશય સમજવામાં અને તેની સ્પષ્ટતા કરવામાં શોચનીય અનભિજ્ઞતા દર્શાવી છે, એમ કહેવું જોઈએ. કારણ કે એ લેખ ( શ્લો. ૬૦-૬૧ )નો આશય સમજનારા સુજ્ઞોને સમજાય તેમ છે કે મંત્રીશ્વર **તેજપાલે આબૂપર્વત** ઉપર **દેઉલવાડામાં** ‘ લૂણુસિહવસહિકા ’ એ નામનું **નેમિનાથદેવનું** વિશાલ **નવું જે જિનમંદિર** તૈયાર કરાવ્યું હતું, જે ( ૫૨ ) દેવકુલિકાઓથી અલંકૃત અને વિશાલ હસ્તિ-શાલાથી શોભતું રચાવ્યું હતુ, તેનું એ શિલાલેખમા વર્ણન છે એ સંબંધમાં ગૂર્જરેશ્વરના માન્ય પુરોહિત કવિ સોમેશ્વરદેવે ૭૪ કાવ્યોવાળી રચેલી પ્રશસ્તિ શિલાલેખમાં ઉત્કીર્ણ કરેલી છે.

ઉપર્યુક્ત પરિચયમાં, મૂળ સસ્કૃત લેખમાં અને તેના ગુજરાતી ભાષાંતરમાં એ લેખનો સંવત ૧૨૬૭-ઈ સન ૧૨૧૧ જણાવેલ છે, પરંતુ એની સાથેના બીજા લેખના આધારે અને અન્ય સાધનો દ્વારા તપાસ કરતા ત્યા વાસ્તવિક સવત ૧૨૮૭ સમજવો જોઈએ. તથા અંતમાં ‘ श्रीनागेंद्रगच्छे श्रीविजयसेनसूरिभिः प्रतिष्ठा कृता ’ અસ્પષ્ટ પણ ત્યાં વંચાય છે, તે હોવું જોઈએ.

ઉપર્યુક્ત પુસ્તકમાં મૂળ સસ્કૃત લેખ જે પંક્તિબદ્ધ છપાયો છે, તેમાં હ્રસ્વ-દીર્ઘ, પદચ્છેદ, પદ-યોજના, પૃથક્કરણ આદિ કરવામાં યથાયોગ્ય કુશલતા અને કાળજી દર્શાવાઈ જણાતી નથી, જેને પરિણામે તેમાં અનેક ભૂલો જણાય છે વિશેષનામોમાં અને અન્યત્ર પણ વર્ણ-વ્યત્યય, વર્ણ-લોપ જેવી અસ્ત-વ્યસ્તતા નજરે ચડે છે. તેમાંથી કેટલીક દર્શાવી શકાય.

| | | શુદ્ધ | | | અશુદ્ધ | |
|---|---|---|---|---|---|---|
| શ્લો. | ૩માં | अणहिलपुर | જોઈએ, | ત્યાં | अणहिपुर | છપાયેલું છે. |
| ,, | ૪માં | कल्पद्रुम | ,, | ,, | कल्पद्रूम | ,, |
| ,, | ૭માં | अश्वराज | ,, | ,, | सश्वराजः | ,, |
| ,, | ૧૪માં | विरचयति | ,, | ,, | विरयचति | ,, |
| ,, | ૧૭માં | साऊ माऊ **धनदेवी** | ,, | ,, | साकु माकु **वनदेवी** | ,, |
| ,, | ,, | **सोदर्यः** | ,, | ,, | **सौंदर्यः** | ,, |
| ,, | ૪૫માં | जैत्रसिंहः | ,, | ,, | **चै**त्रसिंह | ,, |
| ,, | ૪૮માં | -गुरु- | ,, | ,, | -गुह- | ,, |
| ,, | ૪૯માં | अनुप**मा**देव्या | ,, | ,, | अनुपदेव्याः | ,, |
| ,, | ૫૮માં | **सुकृतवेश्म** | ,, | ,, | **सकृतवेश** | ,, |
| ,, | ૬૩માં | मयता | ,, | ,, | गतयो | ,, |
| ,, | ,, | दश-**मूर्त्तयः** | ,, | ,, | दश-**पुत्रयः** ( ? ) | ,, |
| ,, | ૬૪માં | मूर्त्तीनामिह | ,, | ,, | मुद्धनीनामिव | ,, |
| ,, | ,, | करिवधूपृष्ठ- | ,, | ,, | करिदधु स्वेष्ट- | ,, |
| ,, | , | -बन्धु | ,, | ,, | -वाहु | ,, |
| ,, | ૬૯માં | प्यानंदा- | ,, | ,, | प्याचंदा- | ,, |
| ,, | ૭૦માં | श्रीजैनशासन**व**नी | ,, | ,, | श्रीजैनशासवनी | ,, |
| ,, | ,, | खत्तक | ,, | ,, | खन्नक | ,, |

—એ લેખનું ભાષાંતર જોઈએ, તો તે પણ યથાયોગ્ય સંતોષકારક લાગતું નથી, અનેક ભૂલોથી ભરેલું જણાય છે. તેમાં **અશ્વરાજ** જોઈએ ત્યાં **શશ્વરાજ** (શ્લો. ૭-૮માં) છે, કુમાર **કાર્તિકેય**સ્વામીની માતા પાર્વતી જોઈએ, ત્યાં **કાર્તવીર્ય**ની માતા જણાવેલ છે (શ્લો. ૭), **ચંડપ્રસાદ** જોઈએ ત્યાં **ચંડુપ્રસાદ** અને પ્રહ્લાદન જોઈએ, ત્યાં પ્રલ્હાણુ વગેરે જોવા મળે છે.

તેમા મંગલાચરણનો બીજો શ્લોક, તેના ભાષાંતર સાથે વિચારવા યોગ્ય છે.

"य [क्ष]ातिमानप्यरु[ण] प्रकोपे शातोपि दीप्त स्मरनिग्रहाय।
निमीलिताक्षोपि समग्रदर्शी स व शिवायास्तु **शिवातनूजः** ॥"

તેનું ત્યાંનુ ભાષાતર—"શાંતિમાન હોવા છતાં **કોપથી** રક્ત, શાન્ત હોવા છતાં સ્મરનિગ્રહમાં પ્રદીપ્ત, અને ચક્ષુ બંધ છતાં જે સર્વ જુએ છે તે **પાર્વતીનો પુત્ર ગણપતિ** તમારું કલ્યાણ કરો."

—આ સ્થળે **શિવા-તનૂજ**નો અર્થ **નેમિનાથદેવ** કરવો સુસંગત છે, કારણકે આ પ્રશસ્તિ, નેમિનાથદેવના નવા બનાવેલા જિનમંદિરને ઉદ્દેશી રચાયેલી છે, નેમિનાથની માતાનું નામ શિવા (શિવાદેવી) જૈનસાહિત્યમા પ્રસિદ્ધ છે, **નેમિનાથ** ક્ષમાવાન હોવા છતા કોપ પ્રત્યે અરુણ (લાલ-કોપ દૂર કરનાર), શાંત હોવા છતાં કામદેવનો નિગ્રહ કરવામાં દીપ્ત (ઉગ્ર) કહી શકાય, ધ્યાન-મગ્નાવસ્થામાં તે નિમીલિતાક્ષ હોય છે, છતાં તેઓ સર્વજ્ઞ હોઈ સમગ્રદર્શી છે, તે શિવા-તનૂજ નેમિનાથ તમારા શિવ-મંગલ, કલ્યાણ, મોક્ષ માટે હો.

—કવિએ અહીં વિરોધાલંકારથી **અનેકાંતવાદ ઘટાવી** દ્વયર્થી શબ્દનો પ્રયોગ કરી ખૂબીથી **નેમિનાથદેવ**નું આશીર્વાદાત્મક મંગલાચરણ કર્યું છે એ લક્ષ્યમાં લેવું જોઈએ

ઉપર્યુક્ત પુસ્તકમાં છપાયેલું ૧૭મું કાવ્ય અને તેનું ભાષાંતર જોવા જેવું છેઃ—

"जाल्हूमाकुसाकुवनदेवीसोहगावयजुकाख्या।
पदमलदेवी **चैषां** क्रमादिमाः सप्त **सौंदर्यः** ॥"

તથા ત્યાં તેનું ભાષાંતર આ પ્રમાણે છપાયેલું છે—

"**તેને** જાલૂ, માકુ, સાકુ, વનદેવી, સોહગા, વયજુકા અને પદમલદેવી એવા અનુક્રમવાળી **સાત પરણેલી પત્નીઓ હતી**'

—ઉપરના શ્લોકમાં લૂણિગ, **મલ્લદેવ**, વસ્તુપાલ અને **તેજપાલ** એ ચાર ભાઈઓનાં નામો જણાવેલાં છે, **એમને** એ અનુક્રમે ૭ **સગી-સહોદર બહેનો હતી**, તેને અહીં ભાષાતરકારે અર્થનો અનર્થ કરી **પરણેલી પત્નીઓ** જણાવી છે!!

મૂળ શિલાલેખમાં પહેલી ચાર બહેનોના **જાલ્હૂ, માઊ, સાઊ, વનદેવિ** એવા નામો વંચાય છે, તેને બદલે ઉપર્યુક્ત પુસ્તકમા ઉપર જણાવ્યા પ્રમાણે સંસ્કૃત શ્લોકમાં, તથા તેના ભાષાતરમાં **જાલૂ, માકુ, સાકુ, વનદેવી** એવા નામો છપાયેલા છે

વિશેષમા મૂળ શિલાલેખમા **સોદર્યः** પાઠ છે, તે એડીટરને શુદ્ધ તરીકે સમજાયો જણાતો નથી એટલે ત્યાં **सौंदर्यः** છપાવ્યુ લાગે છે, એડીટરે ત્યાં સુંદરી શબ્દ સમજી

તેનું એવું રૂપ કલ્પી લીધું લાગે છે. એથી તેનો અર્થ તેવો વિચિત્ર કર્યો લાગે છે વાસ્તવિક રીતે વિચારીએ તો ત્યાં सोदर्यः પાઠ શુદ્ધ છે, सोदरी ( સહોદરી-સગીબહેન અર્થ-વાચક ) શબ્દનું બહુવચનનું એ રૂપ છે. કવિએ એ પહેલા એ પદ દ્વારા પૂર્વે જણાવેલા ચાર બંધુઓ ( ૧ લૂણિગ, ૨ મલ્લદેવ, ૩ વસ્તુપાલ અને ૪ તેજપાલ ) એમની અનુક્રમે જણાવેલી આ ૭ સહોદરી–સગીબહેનો હતી, તેમ જણાવ્યું છે.

વિશેષ તપાસ કરતા જણાય છે કે મંત્રીશ્વર તેજપાલે ત્યાં **આબૂ** તીર્થમા પોતે કરાવેલ 'લૂણસીહ–વસહી' નામના **ને**મિનાથદેવના તે ચૈત્યમા, જગતીમા પોતાની એ સાતે બહેનોના શ્રેય માટે પણ જુદા જુદા ૭ તીર્થંકરની પ્રતિમાઓથી અલંકૃત જુદી જુદી ૭ દેવકુલિકાઓ કરાવી હતી અને સં. ૧૨૯૩ વર્ષના ચૈત્ર વદિ ૮ શુક્રવારે **નાગેં**દ્રગચ્છના શ્રી**વિજયસેનસૂરિ** દ્વારા પ્રતિષ્ઠિત કરાવી હતી. શિલાલેખો સાથે હાલમાં પણ એ વિદ્યમાન છે, ત્યા સ્પષ્ટ આવા ઉલ્લેખો છે—

—स. १२९३ वर्षे चैत्रवदि ८ शुक्रे श्रीअर्बुदाचलतीर्थे स्वयकारितलूणसीहवसहिकाख्य-श्रीनेमिनाथदेवचैत्ये जगत्या ....... ..... ..मह. श्रीतेजपालेन—

(१) **स्वभगिन्या** बाई **जाल्हणदेव्या** श्रेयोऽर्थं..............
(२) „ नी „ **माउ** „
(३) „ „ **साउदेव्या** „
(४) „ „ **धणदेवि**– „
(५) „ „ **सोहगा**– „
(६) „ „ **वयजुका**– „
(७) „ „ **पद्मला**– „................

—આ શિલાલેખો 'એપિગ્રાફીઆ ઇંડિકા' વૉ. ૮, પૃ. ૨૨૭ થી ૨૨૯માં નં. ૨૬થી ૩૧માં, તથા '**પ્રાચીન જૈન લેખસંગ્રહ**' ભાગ બીજામાં લેખાંક: ૯૪ થી ૯૯ અને ૧૦૩માં, અને '**અર્બુદ–પ્રાચીન જૈન લેખસંગ્રહ**' ( **આબૂ** ભાગ બીજા )માં લેખાંક ૩૨૫ થી ૩૨૮, ૩૩૦, ૩૩૧ અને ૩૩૭માં મૂળ સંસ્કૃતમા પ્રકાશિત થયેલા છે, તથા પહેલામાં અંગ્રેજીમાં અને પાછળના બે ગ્રંથોમાં તેનો ગુજરાતી સાર પણ પ્રકાશિત થઈ ગયેલ છે. એથી અહીં વિશેષ સમર્થનની અપેક્ષા નથી.

વિશેષમાં એટલે અંશે સંતોષ માનીએ કે ઉપર્યુક્ત 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ ત્રીજામાં, સંગ્રહ કરનાર એડીટરે પ્રાસ્તાવિક ઐતિહાસિક વિવેચન ( પૃ ૧૧ )માં 'વસ્તુપાલ તથા તેજપાલનું વંશવૃક્ષ' દર્શાવ્યુ છે, તેમાં ઉપર જણાવેલ નામોવાળી ૭ બહેનોને તેમની બહેનો તરીકેના ક્રમમાં દર્શાવી છે.

એના શ્લો. ૬૨ થી ૬૬ના ભાષાંતરમાં ( પૃ ૧૨માં ) અર્થ ન સમજવાથી કંઈક વિચિત્ર જ જણાવ્યું છે કે—

" ....ધર્મકાર્યોના પ્રભાવથી **વાદળાંને પણ નમાવનાર** ....ધીમત લાવણ્યસિંહ દિગ્નાયકો સમાન હતા અને **હાથી પર આરોહણ કરી જિનેશ્વરના દર્શને જતી તેમની ૧૦ ( દશ ) પુત્રીઓ રમ્ય લાગે છે.**

સોલંકી નૃપ વીરધવલના અતુલ કર જેવા વસ્તુપાલના સુમતિવાળા અનુજ તેજપાલે આ જિનના મંદિરમાં **આ પુત્રીઓનાં (?) હાથી પર વિરાજતાં પત્થરનાં ૧૦ (દશ) પુતળાં કરાવ્યાં.**

સરવર સમીપમાં ફલસહિત આમ્રવૃક્ષ સમાન તેની **પત્નીનો આધાર, તેજપાલ નિજ પત્નીસહિત વસ્તુપાલના મહેલમાં દેખાય છે."**

વાસ્તવિક રીતે ત્યાં આવો અર્થ જોઈએ—[ શ્રીમાન [૧]ચંડપના પુત્ર [૨]**ચંડ**પ્રસાદ થયા, તેના પુત્ર [૩]**સોમ**, તેના પુત્ર [૪]**અશ્વ**રાજ થયા. તેમના પવિત્ર આશયવાળા પુત્રો [૫]લૂણિગ, [૬]મલ્લદેવ, [૭]વસ્તુપાલ અને [૮]તેજપાલ થયા; જેઓ **જિનમતરૂપી આરામ (બગીચા)ને ઉન્નત કરવામાં નીરદ-મેઘ જેવા** છે. ૬૨

શ્રીમંત્રીશ્વર **વસ્તુપાલનો** પુત્ર **જૈત્રસિંહ**[૯] નામનો, અને **તેજપાલના** પુત્ર **લાવણ્ય-સિંહ**[૧૦] વિશ્રુત વિખ્યાત મતિવાળો છે; હાથણીઓના સ્કંધ પર ચડેલી. **એ દશની મૂર્તિઓ** એવી રીતે લાંબા સમય સુધી શોભે છે કે-જાણે જિન-દર્શન માટે જતા દિગ્નાયકો (૧૦ દિક્પાલો)ની એ મૂર્તિઓ હોય. ૬૩

ચૌલુક્ય ક્ષિતિપાલ વીરધવલના અદ્વિતીય બધુ અને **વસ્તુપાલના** અનુજ લઘુબંધુ સુબુદ્ધિશાલી આ મંત્રી **તેજપાલે** અહીં હાથણીઓની પીઠ પર પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓની પાછળ **તેમની (તે ઉપર જણાવેલ ૧૦ની)** કાંતા-પત્નીઓ સાથે **દશ મૂર્તિઓ** વિમલ ઉજ્જવલ અશ્મ (આરસ પાષાણ)ના ખત્તક (તાકા-ગોખલા)માં રહેલી કરાવી હતી. ૬૪

**સકલ પ્રજાના ઉપજીવ્ય** (આશ્રય કરવા યોગ્ય) **વસ્તુપાલની પાસે તેજપાલ,** સરોવરની પાસે રહેલ સફળ (ફળવાળો) સહકાર (આમ્રવૃક્ષ) જેવા શોભે છે. ૬૪

તે બન્ને ભાઈઓએ (**વસ્તુપાલે** અને **તેજપાલે**) પ્રત્યેક પુર, ગામ, માર્ગ, પર્વત અને સ્થળમાં વાવ, કૂવા, નિપાન (અવેડા), ઉદ્યાન, સરોવર, પ્રાસાદ (મંદિર), સત્ર (દાનશાલા-પરબ) વગેરે ધર્મસ્થાનોની પરંપરા અત્યંત નવી કરી અને જીર્ણ થઈ હતી, તેને ઉદ્ધૃત કરી; તેની સંખ્યા પણ જાણી શકાતી નથી, જો તે કોઈ જાણતુ હોય તો તે પૃથ્વી જ જાણે છે. ૬૬

પૃ. ૧૩માં પાછળના શ્લોકોના ભાષાતરમાં આચાર્યોના નામો વગેરેમાં બહુ ગોટાળો કર્યો છે. **આનંદ, અમરસૂરિને** બદલે '**ચંદ્રામરસુરિ** આવ્યો,' શ્રીવિજયસેનસૂરિને બદલે **મેરૂ મુનિશ્વર** હતો' વિ. વિ. કેટલી ભૂલો અહીં જણાવી શકાય?

આ સંબંધમા વિશેષ જિજ્ઞાસુ ઈતિહાસના અભ્યાસીઓએ તુલનાત્મક દૃષ્ટિથી નીચે જણાવેલા ગ્રંથો જોવા જોઈએ—

**ભાવનગર** રાજ્યના પુરાતત્ત્વ સંશોધનખાતા તરફથી પ્રકાશિત 'પ્રાકૃત સંસ્કૃત લેખ-સંગ્રહ'માં અંગ્રેજી ભાષાંતર સાથે પ્રકટ થયેલ સંસ્કૃત પ્રશસ્તિવાળો એ શિલાલેખ, ઉપર્યુક્ત 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ ત્રીજામા ગુજરાતી ભાષાંતર સાથે પ્રકટ થયેલ છે, તે ઉપરાંત બીજે પાંચ સ્થળે પ્રકાશિત થયેલ જાણવામાં આવેલ છે—

(૧ ઇસ્વીસન ૧૮૨૮માં 'એશિયાટિક રિસર્ચીસ' વો. ૧૬મા ( પૃ. ૩૦૨ ) એચ. એચ. વીલ્સને ઉપર્યુક્ત લેખનુ અગ્રેજીમા ભાષાતર પ્રકટ કરાવ્યું છે.

(૨) 'એપીગ્રાફિયા ઈડિકા' વો. ૮માં ડો. પ્રો. એચ લ્યુડર્સે "જૈન ઈન્સ્ક્રિપ્શન્સ એટ ધી ટેમ્પલ ઓફ નેમિનાથ ઓન માઉન્ટ આબૂ" એ હેડીગ નીચે પૃ ૨૦૦થી ૨૦૮ મા પરિચય આપ્યા પછી પૃ. ૨૦૮ થી ૨૧૩ માં ઉપર્યુક્ત મૂળ સંસ્કૃત શિલાલેખની ફોટો કોપી જોડી છે અને તે સાથે ૩૨ લેખો અગ્રેજી ભાષાંતર સાથે ત્યા પ્રકટ કર્યા છે. (આ પુસ્તકનું ટાઇટલ ગયેલ હોવાથી પ્રકાશન સન દર્શાવી શકાતો નથી)

(૩) ઇસ્વીસન ૧૮૮૩મા બોમ્બે ગવર્નમેન્ટ સેન્ટ્રલ બૂક ડીપો દ્વારા પ્રકટ થયેલી કવિ સોમેશ્વરદેવે રચેલી 'કીર્તિકૌમુદી'ના પરિશિષ્ટ (A.)માં ઉપયુક્ત શિલાલેખને અંગ્રેજી ભાષાતર સાથે એડીટર આબાજી કાથવટે દ્વારા પ્રકાશિત કરવામા આવ્યો છે. ( ત્યા સસ્કૃત લેખના અંતમા સ. ૧૨૯૩ જણાવેલ છે, પરંતુ અંગ્રેજીમાં સવત ૧૨૮૭ જણાવેલ છે ) તથા તેની સાથે સંબંધવાળો ત્યાંનો બીજો શિલાલેખ જે સ. ૧૨૮૭ વાળો છે, જેમાં તે ધર્મસ્થાનની રક્ષા, તથા ઉત્સવાદિ વ્યવસ્થા સૂચવેલી છે, તે પણ ત્યાં પરિશિષ્ટ (B) મા દર્શાવેલ છે.

(૪) સંવત ૧૯૭૮ ઇસ્વીસન ૧૯૨૧ માં જૈન આત્માનદ સભા, ભાવનગર દ્વારા પ્રકટ થયેલ 'પ્રાચીન જૈન લેખસંગ્રહ' ( ભાગ બીજા ) માં એ શિલાલેખ લે ૬૪ તરીકે ગુજરાતી સાર સાથે સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીજિનવિજયજીના પ્રયત્નથી પ્રકટ થયેલ છે

(૫) સંવત ૧૯૯૪ માં શ્રીવિજયધર્મસૂરિ-જૈન ગ્રથમાળા, ઉજ્જૈન તરફથી પ્રકટ થયેલ 'અર્બુદ પ્રાચીન જૈન લેખસદોહ' ( આબૂ ભાગ બીજો ) એ પુસ્તકમા ઈતિહાસપ્રેમી સ્વ મુનિરાજ જયંતવિજયજીના પ્રયત્નથી લે. ૨૫૦ તરીકે એ લેખ ગુજરાતી અવલોકન સાથે પ્રકાશિત થયેલ છે

આશા છે કે-સત્ય સંશોધન-પ્રકાશનથી ગુજરાતનો સાચો ઇતિહાસ પ્રકાશમાં આવશે, ત્યારે સર્વને આનંદ થશે

સંવત ૨૦૦૭ શ્રાવણ શુકલ પંચમી }
શ્રીનેમિનાથ-જન્મકલ્યાણક }

# વિશેષાવશ્યક ભાષ્યકાર શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના સ્વહસ્તે પ્રતિષ્ઠિત પ્રાચીન જૈન પ્રતિમાઓ

લેખક:—શ્રીયુત ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ.

**થો**ડા વખત ઉપર વડોદરા પાસેના અંકોટ્ટક (અર્વાચીન-અકોટા ગામ) નામના પ્રાચીન શહેરના અવશેષોમાંથી નીકળેલો પ્રાચીન જૈન પ્રતિમાઓનો એક મોટો સંગ્રહ મને તેમજ મારા મિત્ર શ્રી. રમણલાલ નાગરજી મહેતાને ઉપલબ્ધ થયો હતો આ જ સંગ્રહ ભેગી નીકળેલી શ્રી. મગનલાલ દરજીએ જાહેરમાં મૂકેલી કેટલીક પ્રતિમાઓનું વર્ણન પંડિત શ્રી. લાલચંદ ભગવાનદાસ ગાંધીએ 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ: ૧૬, અંક ૧૦ માં આપ્યું હતું. ઘણી કટાયેલી હાલતમાં મળેલી આ પ્રતિમાઓમાં એક અદ્વિતીય પ્રતિમા મળી છે જેના ઉપર जिवन्तसामि प्रतिमा એવો લેખમાં ઉલ્લેખ છે આ પ્રતિમાનું સવિસ્તર વર્ણન કરતો એક અંગ્રેજી લેખ આ લેખકે Journal of the Oriental Institute, (Baroda, 1951) Vol. I. no. 1 માં આપ્યો છે. તેનું ગુજરાતી 'જૈન સત્ય પ્રકાશ'માં યથાવકાશ પ્રસિદ્ધ થશે.

આવી જ, અને શ્વેતામ્બર જૈન સંઘને અત્યંત કિંમતી, અદ્વિતીય અને આકર્ષક એવી બે પ્રતિમાઓ આ સંગ્રહમાં છે સદર પ્રતિમાઓનો કાટ સાફ કરી લેખ વાંચતા જ મને લાગ્યું કે, આ પ્રતિમાઓ શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ-પ્રતિષ્ઠિત હોઈ શકે છે. સદર પ્રતિમાઓ ઉપરના લેખોમાં જિનભદ્ર વાચનાચાર્ય ઉલ્લેખ છે અને તેમનું કુલ નિર્વૃતિકુલ જણાવ્યુ છે. કલાની દૃષ્ટિએ જોતાં આ પ્રતિમાઓ છઠ્ઠા સૈકાના ઉત્તરાર્દ્ધ અને સાતમા સૈકાના પૂર્વાર્દ્ધમા મૂકી શકાય તેવી હોવાથી મને લાગ્યું કે, આ પ્રતિમાઓ શ્રી. જિનભદ્રગણિના શુભહસ્તે પ્રતિષ્ઠિત છે એઓ નિર્વૃતિકુલના હોય એવો ઉલ્લેખ પંડિત શ્રી. લાલચંદ ગાંધીને પૂછતા તેઓએ જણાવ્યું કે, તેવો કોઈ ઉલ્લેખ તેમને ઉપલબ્ધ નથી વાચનાચાર્ય શબ્દપ્રયોગ બાબત તેમણે જણાવ્યુ કે, વાચક, વાદી, દિવાકર અને ક્ષમાશ્રમણ એ પ્રયોગો એકાર્થવાચી છે એવું 'કહાવલી'કારે લખ્યુ છે. આ અવતરણ-આધાર બતાવવા માટે હું તેમનો આભારી છુ. પંડિત શ્રી. લાલચંદ્ર ગાંધી મને જણાવે છે તે મુજબ હજુ તેમને ખાત્રી નથી કે આ પ્રતિમાઓના લેખમાં નિર્દિષ્ટ જિનભદ્ર વાચનાચાર્ય તે શ્રી જિનભદ્ર ક્ષમાશ્રમણ જ છે પણ મને એની ખાત્રી છે તેથી અહીં સદર પ્રતિમાઓને શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પ્રતિષ્ઠિત જ ગણી છે એટલુ પ્રાસ્તવિક જણાવી નીચે સવિસ્તર ચર્ચા કરી છે.

આકૃતિ નં ૧. મા જણાવેલી પ્રતિમાની પાછળનો, પબાસણની પાછળની ઉપલી કિનારી ઉપર આપેલો લેખ આકૃતિ નં. ૨ તરીકે છાપ્યો છે. સદર લેખની લિપિ વલ્લભીના મૈત્રકોના તામ્રપત્રોના લેખોની લિપિને મળતી છે અને ઈ. સ ૫૫૦ થી ઈ સ. ૬૦૦ના વચગાળાના સમયની ગણી શકાય તેમ છે. સદર લેખ નીચે મુજબ છે:—

ॐ देवधर्मोयं निवृतिकुले जिनभद्रवाचनाचार्यस्य ॥

આ પ્રતિમા ઘણી સુંદર છે, શરીર સપ્રમાણ છે અને સિદ્ધહસ્ત કલાકારના હાથે બનેલી છે. ખભા ઉપર બેઉ બાજુએ બતાવેલી કેશાકૃતિ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, એ ઋષભ-

દેવની છે. કમલના નાના પીઠ ઉપર કાઉસગ્ગ ધ્યાને ઊભેલી ઋષભદેવની આ પ્રતિમા શ્વેતામ્બર છે. એ તો સ્પષ્ટ જ છે, પણ ધોતીરૂપે પહેરેલા વસ્ત્રને બારીકાઈથી જોતા સ્પષ્ટ થાય છે કે, એ બાંધણીની જાતનુ વસ્ત્ર છે. એના ઉપરની ટપકાઓથી રચેલી બાંધણીની જાતની સુશોભનકારી બતાવે છે કે, આ સમયમાં એટલે કે ઈ. સ ના છઠ્ઠા સૈકાના ઉત્તરાર્ધમા પશ્ચિમ હિંદમાં આ જાતના વસ્ત્રો બનતા હતા—વણાટમા ગૂથેલી કે છાપીને બનાવેલી બાંધણીની રચનાકારીનાં પીઠ ઉપર જમણી બાજુએ યક્ષની આકૃતિ લલિતાસને બેઠેલી છે જ્યારે ડાબી બાજુએ દ્વિભુજ અંબિકાદેવી બેઠેલાં છે આ બેઉ શાસનદેવતાની આકૃતિઓ પણ એટલી જ સુદર અને સજીવ જણાય છે. વેશભૂષા અને અલકારના અભ્યાસીને પણ આ પ્રતિમાઓ અગત્યની છે. સદર પીઠ ઉપર, ભગવાન ઋષભદેવની પ્રતિમાના ભાગમાં બે બાકોરાં છે. તેમા ત્રેવીસ પદ્માસનસ્થ તીર્થંકર પ્રતિમાયુક્ત ભામડલ સહિતની પશ્ચાદ્ ભૂમિકા હતી, જે હાલ ખંડિત છે અને જેના થોડાક ટુકડા ઉપલબ્ધ થયા છે. આમ અસલ સ્થિતિમા આ પ્રતિમા શ્રીઋષભદેવની ચોવીસી હતી.

યક્ષ–યક્ષિણીની મુખાકૃતિઓ ધ્યાનખેંચે તેવી છે. તે જમાનાની ગુજરાતના લાટ દેશની પ્રજામાં નજરે પડતી જુદી જુદી જાતની મુખાકૃતિઓ જેવી જ મુખાકૃતિઓ આ જ જમાનાના બીજા ધાતુ–શિલ્પોમા મને નજરે પડી છે અને એ ધાતુ-શિલ્પો પણ મધ્ય ગુજરાત લાટ દેશના જ છે લાબુ નાક, આગળથી સહેજ જાડુ અને બેઉ ભવાની વચ્ચે જ્યાથી શરૂ થાય છે ત્યાથી એટલે મૂળ આગળથી કંઈક ચપટું એવુ નાક, દીર્ઘનયન, ભરાવદાર અને લંબગોળ એવુ મોટુ મુખ, નાના પણ કંઈક જાડા એવા ઓષ્ઠ આ બધું નોધપાત્ર છે. યક્ષના ગળામા એકાવલી મૌક્તિક માલા છે. યક્ષીના ગળામા એવી જ એક માલા ઉપરાંત સ્તનયુગલ વચ્ચેથી પસાર થતું લાંબુ ઉરસૂત્ર છે.

બીજી પ્રતિમા આકૃતિ નં ૩ માં રજૂ કરી છે. તેની પાછળ જે લબગોળ ભામંડલ–પ્રભાવલિ છે તેના ઉપર કોતરેલો લેખ આકૃતિ ૪ માં રજુ કર્યો છે આ લેખ નીચે પ્રમાણે છે—

ॐ निवृतिकुले जिनभद्रवाचनाचार्यस्य ॥

તીર્થંકર પ્રતિમાના પાછળના ભાગમાના આકડામાં આ પ્રભાવલિ ભેરવી શકાય તેવી છૂટી છે અને જ્યારે આમ પ્રભાવલિ બેસાડી દઈએ ત્યારે સામેથી દર્શન કરનારને આ લેખ નજરે પડે તેમ નથી કેમકે સદર લેખવાળો ભાગ જિનેશ્વર ભગવાનના ખભાના ભાગ પાછળ ઢકાઈ જાય છે આ ભામંડલ એટલુ લાબુ છે કે, જિનપ્રતિમાના ઘૂટણ સુધી પહોચે છે. આવા લંબગોળ મોટા ભામંડલ નાલંદા અને કુર્કિહારના ધાતુ-શિલ્પોમાં પણ નજરે પડે છે. ભામંડલને હાથીના નખ જેવી, ત્રિકોણાકૃતિની ભાતથી શણગારેલુ છે અને આ ભાતની અંદરના ભાગમાં ગોળ મોટા મીડાની ફરતી એક ભાત છે

આ પ્રતિમા ક્યા જિનેશ્વરની છે તે નક્કી કરી શકાય તેમ નથી, કેમકે લાછન ઉપલબ્ધ નથી અને લેખમા બતાવ્યુ નથી પ્રતિમાના પગ નીચેના ભાગમા જે બે આકડા છે તે નીચેના પીઠમા બેસાડી દેવાના હશે પણ પીઠ ઉપલબ્ધ નથી આ પ્રતિમા ગળા નીચેથી ખંડિત થતાં મસ્તક જૂદુ પડેલું છે દક્ષિણાવર્ત વાકડિયા વાળ (schimatic curls) અને ઉષ્ણીષયુક્ત આ પ્રતિમાનુ મસ્તક છે મુખમુદ્રા શાંત, પ્રસન્ન અને સુંદર છે. લાબુ નાક, દીર્ઘ અર્ધોન્મીલિત નયનયુગલ કિંચિત્ હાસ્ય—પ્રસન્નતા દર્શાવતા ઓષ્ઠયુગ્મ, મોટા કાન,

ભરાવદાર મુખાકૃતિ વગેરે નોંધપાત્ર છે. ગળામાં ત્રિવલી રેખા છે ખભાનો ભાગ વિશાળ છે અને પ્રતિમાના સામાન્ય દેખાવને કંઈક અક્કડ-બનાવે છે. ઉપર આકૃતિ ન. ૧ માં રજૂ કરેલી પ્રતિમા કરતાં, આ દૃષ્ટિએ આ પ્રતિમાનું ઘડતર (modelling) કંઈક ઊતરતી કક્ષાનુ છે ધોતીની પાટલીની રચના નોંધપાત્ર છે. આવી શૈલીની રચના આપણને વસંતગઢની સં ૭૪૪=ઈ. સ. ૬૮૭ની બે મોટી ધાતુપ્રતિમાઓ પર નજરે પડે છે જો કે અમુક સૂક્ષ્મ તફાવત છે પણ આ શૈલી ઈ સ ના સાતમા સૈકામાં ઉત્તર ગુજરાતમાં પ્રચલિત હતી એ સાબિત થાય છે; અને એ રીતે જોતાં આ પ્રતિમાને સાતમા સૈકાના પૂર્વાર્ધમાં નિઃશંક મૂકી શકાય છે. કમરબંધ બાંધવાની રીત ધ્યાનમાં રાખવા જેવી છે. એ રીતના બે છેડા અર્ધચંદ્રાકારે લટકતા રાખીને જે ગાંઠ મારેલી છે તેવી રચના આકૃતિ ન. ૧ માં વચમાં અને આ આકૃતિ નં. ૩ માં જમણા સાથળ તરફ નજરે પડે છે. આવી જ રચના વસંતગઢની પ્રતિમાઓમાં નજરે પડે છે, જે પ્રતિમાઓ મોટે ભાગે ઇ સ. ના સાતમા સૈકાની છે

મારા મિત્ર શ્રી. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના ખ્યાલ મુજબ આકૃતિ ન. ૧ ની પાછળનો લેખ આકૃતિ નં. ૩ ના લેખ કરતાં લિપિની દૃષ્ટિએ કંઈક જૂનો છે. કલાની દૃષ્ટિએ પણ પણ મારો ખ્યાલ એવો છે કે ઋષભદેવની પ્રતિમા વધારે જૂની છે અર્થાત્ એ પ્રતિમાને ઈ. સ ૫૫૦-૬૦૦ની વચ્ચેના સમયમાં મૂકવી ઠીક થઈ પડશે. જ્યારે આ બીજી પ્રતિમા ઈ. સ ૬ ૦-૬૩૫ આસપાસની ગણી લઇશું. આમ એક જ આચાર્યના હસ્તે જુદા જુદા સમયે બે પ્રતિમાઓ પ્રતિષ્ઠિત થયેલી છે. આપણે જાણીએ છીએ કે, જૈન પરંપરા મુજબ શ્રી. જિનભદ્રગણિનું સર્વાયુ ૧૦૪ વર્ષ છે અને યુગપ્રધાનત્વ કાલ ૬૦ વર્ષનો છે. મુનિ શ્રી. જિનવિજયજીએ જેસલમેરની પોથી ઉપરથી સ્પષ્ટ કરી આપ્યું છે કે, તેઓ વિ સં. ૬૬૬-ઈ. સ. ૬૦૯-૧૦ માં હયાત હતા. આપણે માની લઇએ કે વિ સં. ૬૮૦ પછી તેમની હસ્તિ નહિ હોય એ હિસાબે વિ સ. ૬૨૦ થી ૬૮૦=ઈ સ ૫૬૩ થી ૬૨૩ ની વચ્ચેના ગાળામાં આ બે પ્રતિમાઓની પતિષ્ઠા થઈ હશે પ્રતિમાઓના કલાવિધાનની દૃષ્ટિએ આમા કશું અજુગતુ નથી અને એટલે જ સ્વાભાવિક રીતે આપણને શંકા થાય જ કે આ લેખોમાં નિર્દિષ્ટ 'જિનભદ્ર વાચનાચાર્ય' તે શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જ હશે.

આ સમય શ્વેતામ્બર જૈન સંઘના ઇતિહાસની દૃષ્ટિએ અતિમહત્ત્વનો છે. શ્રી. દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે જૈનસૂત્રોને પુસ્તકારૂઢ કર્યા એવો પરંપરાગત ખ્યાલ છે. વાસ્તવમાં આગમો પહેલાં પુસ્તકારૂઢ હતાં જ મુનિ શ્રીકલ્યાણવિજયજીએ પોતાના "વીરનિર્વાણ સંવત્ અને જૈન કાલગણના" નામક અભ્યાસપૂર્ણ લેખમાં આ સૂચન કરેલુ જ છે, ફરી પુસ્તકારૂઢ કરવાનો અર્થ ફરી વ્યવસ્થિત કર્યાં અને તે મારા ખ્યાલ મુજમ જૈનોના શ્વેતામ્બર અને દિગમ્બરમત વચ્ચેનો ઝઘડો તીવ્રસ્વરૂપ પકડવાથી આમ થયુ. આ પછી તરત નિર્યુક્તિઓ, ભાષ્યો અને ચૂર્ણિઓનો યુગ શરૂ થયો ચૈત્યવાસીઓએ આમાં મોટો ભાગ ભજવ્યો છે પહેલા ચૈત્યવાસીઓમાં એટલો બધો શિથિલાચાર નહોતો અને મારા નમ્ર મત પ્રમાણે, સિદ્ધસેન દિવાકરજી જેવી વ્યક્તિઓ પણ ચૈત્યવાસી જ હતી ચૈત્યવાસીઓએ શ્વેતામ્બર જૈન મંદિરો અને પ્રતિમાઓ બંધાવવામાં અને ભરાવવામાં ખૂબ હિસ્સો આપ્યો છે. વસ્ત્રયુક્ત ઊભી અને સ્પષ્ટ કંદોરાયુક્ત બેઠી જિનપ્રતિમાઓ ખાસહેતુપૂર્વક વધુ પ્રમાણમાં ભરાવવામાં આવી હતી. આ યુગમાં-ઈ. સ ના ચોથા સૈકાના અંતથી શરૂ થયેલા ચૈત્યવાસીઓના આ યુગમાં-ઈ સ.

ના છઠ્ઠા સૈકાથી આ પ્રવૃત્તિનું જોર સઘળે નજરે પડે છે. દિગમ્બરોમાં પણ ચૈત્યવાસ હતો એટલે શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જેવી પ્રભાવશાલી વ્યક્તિ શ્વેતામ્બર પ્રતિમાઓ ભરાવવામા કે પ્રતિષ્ઠા કરવામાં રસ લે એ સ્વાભાવિક છે ધનાઢ્ય શ્રાવકો પણ એમના વરદહસ્તે પ્રતિષ્ઠા કરાવવાનુ અહોભાગ્ય સમજે એ સમજી શકાય એમ છે.

લેખમાં "જિનભદ્રવાચનાચાર્ય" એ શબ્દપ્રયોગ છે 'કહાવલી'માં બતાવ્યું છે તે મુજબ વાચક, વાદી, દિવાકર અને ક્ષમાશ્રમણ એ પ્રયોગો એકાર્થવાચી છે—

**'वायगसमाणत्था य सामण्णउ वाइ–खमासमण–दिवायरा; भणियं च—**
**वाई खमासमणो दिवायरो वायगोत्ति पगो( ग )ट्ठा उ।**
**पुव्वगयं जस्सेसं जिणागमे तम्मि( स्सि )मे णामे॥**

આમ વાચક=વાદી=ક્ષમાશ્રમણ=દિવાકર એવા પ્રયોગો થતા હતા અને વાચક=વાચનાચાર્ય એ તો સૌ કોઈ સમજી શકે છે. એટલે જિનભદ્ર ક્ષમાશ્રમણ માટે જિનભદ્ર વાચક કે જિનભદ્ર વાચનાચાર્ય એ પ્રયોગ શક્ય છે. શ્રી સિદ્ધસેન દિવાકર વિષે સિદ્ધસેન ક્ષમાશ્રમણ એવો પ્રયોગ 'નિશીથચૂર્ણિ'મા આવ્યાનું મુનિ શ્રીકલ્યાણવિજયજીએ જણાવેલું જ છે. 'પચકલ્પચૂર્ણિ'માં પણ એવી જ રીતે સિદ્ધસેન ક્ષમાશ્રમણ એ પ્રયોગ છે, એટલુ તો પડિત શ્રી. લાલચદ્ર ગાધી સ્વીકારી લે છે પણ તેઓ મને જણાવે છે કે, આ પ્રતિમા ક્ષમાશ્રમણજી-પ્રતિષ્ઠિત છે એ શંકાસ્પદ છે. મારા ખ્યાલ મુજબ—ઉપર બતાવ્યું છે તે મુજબ, આવી શંકા રાખવાને કોઈ સ્થાન નથી. આખા હિંદની શ્વેતામ્બર દિગમ્બર જૈનપ્રતિમાઓના અભ્યાસ પછી મને જે કાંઇ સમજાયું છે તે ઉપરથી આ પ્રતિમાઓ આ જ સમયની છે અને એવી પ્રવૃત્તિભર્યા યુગની છે કે, જેમાં શ્રી. જિનભદ્રગણિએ એક બે નહિ પણ અનેક અને એક સ્થળે નહિ પણ અનેક સ્થળે શ્વેતામ્બર જૈન પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરી હશે. વલભીમાં જૈનો હતા અને બૌદ્ધોનુ પણ જોર હતું, ભરૂચમાં જૈનોનું જોર વધુ હશે અને ભરૂચ પાસે આવેલુ ચોર્યાશી ગામોના તાલુકાનું મુખ્ય શહેર અંકોટ્ટક ઈ. સ ના બીજા સૈકા લગભગથી અગત્ય ધરાવતું હતુ વટપદ્ર તો આઠમા નવમા સૈકામાં એક નાનું ગામડું હતુ એટલે ભરૂચ તરફ વિહાર કરતા આચાર્યો અંકોટ્ટકની જૈનવસતિકામાં પધારે એ સ્પષ્ટ છે. આ વસતિકાનું નામ "रथवसतिका" હતુ. આ જ સંગ્રહમાંની એક બીજી પ્રતિમા ઉપરના લેખમાં આ નામ છે. આથી અમુક સૈકાઓ પછી ભરાયેલી બીજી એક પ્રતિમાના લેખમા 'અંકોટ્ટક વસતિકા' એવો ઉલ્લેખ છે એ શ્રી. પંડિત ગાંધીએ પોતાના બીજા એક લેખમાં બતાવ્યું છે. આ રથવસતિકા બાબત રસિક અનુમાન હુ પછીથી રજૂ કરીશ. હાલ તો એટલુ બસ થશે કે, આ વસતિકા અગત્યની અને ચૈત્યવાસીઓના કબજે હતી.

આ પ્રતિમાઓ આપણને શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજીનુ કુલ પહેલી જ વખત બતાવે છે. તેઓ નિર્વૃતિકુલના હતા. પહેલાં ચાર કુલ પ્રસિદ્ધ હતાં—નિર્વૃતિ, નાગેન્દ્ર, ચદ્ર અને વિદ્યાધર. ચારેય કુલના આચાર્યોની પ્રતિષ્ઠિત પ્રતિમાઓ મળે છે. શ્રી. જિનભદ્રગણિ નિર્વૃતિકુલના હતા એ હવે મારા મને નિર્વિવાદ છે.

'કહાવલી'કારે શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજી અંગે નોંધેલી બીજી વિગત નોધપાત્ર છે—

जो उण मल्लवाइ व पुव्वगयावगही खमापहाणो समणो सो खमासमणो नाम जहा आसी इह **संपयं देवलाय( य ) गओ** जिणभद्दि( द्द )गणिखमासमणो त्ति र[ यि ]याइ च तेण विसेसावस्सय–विसेसणवईसत्यणि जेसु केवलनाण दसगविग्रयारावसरे पयडियाभिप्पाओ सिद्धसेनदिवायरो।

ઉપરના અવતરણ મુજબ 'વિશેષાવશ્યક ભાષ્ય' અને 'વિશેષણવતી'ના કર્તા જિનભદ્રગણિએ કેવલ જ્ઞાન-દર્શનનો વિચાર કરતી વખતે સિદ્ધસેન દિવાકરજીનો અભિપ્રાય પ્રકાશિત કર્યો છે. શ્રી સિદ્ધસેન દિવાકર એમના પૂર્વવર્તી આચાર્ય છે.

પણ આમાં સપય દેવલોયગઓ એ શબ્દો ધ્યાન ખેંચે છે. શું 'કહાવલી'કારને મન શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ **હાલમાં** દેવલોક થયેલા-થોડાક જ સમય પૂર્વે દેવલોક થયેલા હતા? એટલે કે 'કહાવલી'કાર ભદ્રેશ્વરસૂરિનો સમય આપણે ધારીએ છીએ તેથી ઘણો જૂનો છે? શ્રી. પંડિત લાલચંદ્ર ગાંધીએ 'સુવાસ' (સં. ૧૯૯૪, વૈશાખ)માંની પોતાની 'પ્રાચીન વટપદ્રના ઉલ્લેખો' અંગેની લેખમાળામા બતાવ્યુ છે તે મુજબ વટપદ્રમાં રથયાત્રાના મહોત્સવમાં ભાગ લેનાર સંપત્કર સંતુ મહેતાના સમકાલીન ભદ્રેશ્વરસૂરિ હતા, જેઓનો સમય સંવત્ ૧૧૫૦ આસપાસ અને સિદ્ધરાજ જયસિંહના સમકાલીન ગણી તેમને જ તેઓ 'કહાવલી'કાર ભદ્રેશ્વરસૂરિ માને છે. મને લાગે છે કે આ માન્યતા શંકાસ્પદ છે.

પહેલુ તો, 'કહાવલી'કાર સમયાનુક્રમ પ્રમાણે જુદા જુદા આચાર્યોની હકીકત આપે છે, એ રીતે મલ્લવાદી પછી સિદ્ધસેન દિવાકરનો પ્રસંગ આવે છે, સ્કંદિલાચાર્ય-નાગાર્જુન—વાચકોની હકીકત પછી જ મલ્લવાદી ('નયચક્ર'કાર)ની હકીકત આવે છે. આમ એક ક્રમબદ્ધ વ્યવસ્થા છે; જેમા પૂર્વવર્તી આચાર્યની હકીકત પછી જ પશ્ચાદ્દ્ભૂત આચાર્યના પ્રસંગો આપ્યા છે. આ દૃષ્ટિએ જોતા પણ, શ્રી. જંબૂવિજયજીએ 'નયચક્ર'કાર મલ્લવાદીનો પરંપરાગત વિ. સં. ૪૧૪નો સમય ખરો માન્યો છે તેને નવો આધાર મળે છે અને તે મત યુક્તિસંગત જ લાગે છે. હવે મલ્લવાદી પછી સિદ્ધસેન દિવાકરનો પ્રસંગ છે. તેઓ ચંદ્રગુપ્ત બીજો વિક્રમાદિત્ય—ગુપ્તરાજાના સમકાલીન તેના નવરત્નોમાંના "ક્ષપણક" છે. શ્રી. દિવાકરજીનો આ સમય હવે ઘણા વિદ્વાનોને ગ્રાહ્ય થતો જાય છે. દિવાકરજીના પ્રસંગો પછી 'કહાવલી'કાર ભવવિરહાંક હરિભદ્રસૂરિના પ્રસંગો આપી પોતાના ગ્રન્થની સમાપ્તિ કરે છે. બપ્પભટ્ટી કે બીજા કોઈ પશ્ચાદ્દ્વર્તી ગ્રન્થકારની હકીકત આપતા નથી. 'કહાવલી'ની ફક્ત એક જ તાડપત્રીય પ્રતિ પાટણના ગ્રન્થભંડારમાં છે. તેની અંતે જોતાં આ પછી તરત જ 'કહાવલી'નો દ્વિતીય ખંડ સમાપ્ત થાય છે એટલે સહજ અનુમાન થાય કે 'કહાવલી'કાર બપ્પભટ્ટીના પૂર્વવર્તી હોય, બીજા પછીથી લખાયેલા પ્રબંધોમાં બપ્પભટ્ટીના પ્રસંગો આપેલા છે.

બીજું, ભાષાની દૃષ્ટિએ આ ગ્રન્થનો ઝીણવટથી અભ્યાસ થવો જરૂરી છે. મારા વિદ્વાન્ મિત્ર શ્રી. ડૉ. ભોગીલાલ સાંડેસરાને મે જે થોડાંક અવતરણો આ ગ્રન્થમાંથી બતાવ્યાં તે ઉપરથી તેમને લાગે છે કે, એની પ્રાકૃત વિક્રમના બારમા સૈકાથી ઘણી જૂની છે.

હવે પાટણની પ્રતિના અંતે બે સંવત્ છે. એ લખાણ નીચે મુજબ છે—

इति कहावलीकस्य द्वितीयखडसमाप्तम्। १०९४—संवत् १४

આમ વચમાં જે સંવત્ આપ્યો છે તે તે પ્રતિનો છે. જે પ્રતિ ઉપરથી હાલની ઉપલબ્ધ પાટણની પ્રતિ લખાઈ છે. આ પહેલી પ્રતિ તે એના રચનાકાલની પ્રતિ હોય જ એવું કાંઈ નક્કી કહી શકાય નહિ, કેમકે કર્તા પોતે રચ્યાસંવત્ આપતા નથી. વળી સંવત ૧૦૯૪ને રચ્યાસંવત્ માની લઈએ તો આટલો મોટો ગ્રન્થ લખનારને નિદાન સંવત ૧૦૬ માં જન્મેલા ગણવા પડે અને સંવત્ ૧૦૬૦ થી ૧૧૫૦ અને તે પછી તેઓ વિદ્યમાન હતા અને રથયાત્રામહોત્સવમા ભાગ લીધો હતો એવું માનવુ પડે.. પૂર્વબદ્ધ

ગણ્યા સિવાય આ વિષયનો વિચાર કરીએ તો મેં ઉપલાં બે કારણો આપ્યાં છે તે વધુ વજનદાર છે અને બારમા સૈકાને બદલે ઈ. સ ૮૦૦ આસપાસ કોઈ બીજા ભદ્રેશ્વરસૂરિ થઈ ગયા એમ માનવામાં કાંઈ હરકત નથી. ભાષાશાસ્ત્રીઓની દૃષ્ટિએ આ ગ્રન્થ આથી પણ જૂનો ઠરે તો હરિભદ્રસૂરિના સમયનિર્ણયના આખા પ્રશ્નને એક વખત ફરી વિચારી જોવો પડે પણ હાલ તો વિ. સં. ૫૮૫માં હરિભદ્રસૂરિ થઈ ગયા એવી એક પ્રાચીન માન્યતા છે તે કોઈને સ્વીકાર્ય નથી પણ જિનદાસ મહત્તરની સં. ૭૩૩માં લખાયેલી 'નંદિચૂર્ણિ' પછીં એટલે કે ચૂર્ણિઓ લખાયા પછી હરિભદ્રસૂરિએ પોતાની ટીકા–વૃત્તિ લખી એ જ માનવુ પડે. હવે એ બને કે, જિનદાસ પોતે શ્રી. હરિભદ્રસૂરિના વૃદ્ધ સમકાલીન–Senior Contemporary હોય. એમ મનાય છે કે, ઉદ્દ્યોતનસૂરિના સિદ્ધાન્તગુરુ હરિભદ્રસૂરિ હતા, અને તેમણે સં. ૮૩૪માં કુવલયમાલા રચી 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૨, પૃ. ૧૭૮ ઉપર મુનિ શ્રીજિનવિજયજીએ કુવલયમાલાના કર્તાની લખેલી પોતાના વિષેની ગાથાઓ ટાંકી છે, તેમાં ગાથા ૧૪માં ઉદ્દ્યોતનસૂરિ પોતાના ગુરુ વીરભદ્રનો પરિચય આપે છે અને ગાથા ૧૫ નીચે પ્રમાણે છેઃ—

**सो सिद्धन्तम्मि गुरू पमाणनाए य जस्स हरिभद्दो।**
**बहुगन्थसत्थवित्थरपयडसमत्तसुयसच्चत्थो ॥**

આ ગાથામાં 'सो (वीरभद्दो) सिद्धन्तम्मि गुरू, जस्स (वीरभद्दस्स) पमाणनाए हरिभद्दो गुरू' એવું કહેવાનો કર્તાનો આશય લાગે છે. કેમકે મુનિ શ્રીજિનવિજયજી અને ડૉ. યાકોબીને ગાથા અસ્પષ્ટ અને છંદોભંગવાળી તો લાગે છે જ અને આ બે વિદ્વાનો જે રીતે અન્વય કરે છે તે રીતે પણ गुरू શબ્દ એક વખત અધ્યાહૃત માને છે ઉપરનો અર્થ વધુ સરળ છે, કેમકે આમાં સંગતિ વધારે લાગે છે. વળી, 'કહાવલી'કારે વીરભદ્ર અને જિનભદ્ર નામના (શ્રીહરિભદ્રસૂરિના) બે શિષ્યોનો ઉલ્લેખ કર્યો છે અને આ વીરભદ્ર આ બેમાના એક હોય એ સંભવિત છે. વિદ્યાધરકુલના હરિભદ્રસૂરિ જો ઉદ્દ્યોતનસૂરિના સિદ્ધાંતગુરુ થઈ શકે તો ઉદ્દ્યોતનસૂરિના ગુરુ વીરભદ્રના સિદ્ધાંતગુરુ તેઓ હતા; એવો અર્થ સમજવામાં બીજો કોઈ બાધ આવતો નથી 'કહાવલી'મા આપેલાં જિનભદ્ર અને વીરભદ્ર એવાં નામોની જગાએ પાછળના પ્રબંધકારો હંસ અને પરમહંસ એવાં નામો આપે છે મુનિ શ્રીકલ્યાણવિજયજીએ 'પ્રભાવક-ચરિત્ર'ની પ્રસ્તાવનામાં બતાવ્યુ છે તે મુજબ તેઓ 'કહાવલી'ના નામો તે ગ્રંથ પ્રાચીન હોવાથી વધુ વિશ્વસનીય ગણે છે. વળી, ઉદ્દ્યોતનસૂરિએ 'કુવલયમાલા' લખી ત્યારે હરિભદ્રસૂરિ હયાત જ હશે એવું માનવાને કાંઈ કારણ નથી. તેથી હરિભદ્રસૂરિનો સમય વિ સ ૭૫૭ થી વિ. સં. ૮૨૭ સુધીનો ગણવામાં આવ્યો છે તેને બદલે વિ સ. ૭૨૫ થી વિ સ. ૮૦૦ આસપાસ માની લઈએ છતા પણ વિ સં ૬૮૦ આસપાસ દેવલોક થયા હશે એવા શ્રી. જિનભદ્ર-ગણિ ક્ષમાશ્રમણ માટે साम्प्रत देवलोकगतो એવો શબ્દપ્રયોગ કેમ થયો ? જ્યા સુધી હરિ-ભદ્રસૂરિનો સમયનિર્ણય ફરે નહિ ત્યા સુધી આપણે માનવુ રહ્યુ કે, શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જેવા મહાન્ આચાર્યની કીર્તિ અને સ્મૃતિ લગભગ સવાસો વર્ષ સુધી એટલી તો તાજી હતી કે કહાવલી'કારે એઓ માટે साम्प्रत देवलोकगतो એવો પ્રયોગ કર્યો વિક્રમની અગિયારમી સદીના અંતમાં કે બારમી સદીના પૂર્વાર્દ્ધમા થયેલા 'કહાવલી'કાર એવો પ્રયોગ ન જ કરે એટલે 'કહાવલી'કાર બારમી સદી પહેલા જ થઈ ગયા એ નિર્વિવાદ છે

હાલ આપણને ઉપલબ્ધ સાધનોના આધારે આપણે આટલાં જ અનુમાનો દોરી શકીએ.

# શક અને શકસંવત્ વિશે કેટલીક સમજુતી

લેખક :-શ્રીયુત ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

[ ગતાંકથી પૂર્ણ ]

**ખત્રી શકપ્રજા** ( જુઓ ટીકા નં. ૩ ) લેખીએ તો, ઇતિહાસ શીખવે તેવી પ્રજા એ વખત હિંદ ઉપર શાસન ચલાવી શકી છે. ( એક ) વિક્રમસંવત સ્થાપક શકારિ વિક્રમાદિત્યના પિતા–ગર્દભીલ–ગંધર્વસેન–અવંતિપતિને હરાવીને જેમણે અવંતિની ગાદી લીધી તે શક પ્રજા ( scythians ) જેમણે માત્ર ૭ાા વર્ષ જ રાજ્ય ભોગવ્યું હતુ અને ( બીજી ) હિંદી શક ( Indo-scythians ) જેમણે કેવળ ૩૨ વર્ષ સુધી સૌરાષ્ટ્રના દક્ષિણ વિભાગે ( જુઓ: પ્રાચભા પુ. ૩, પૃ. ૩૮૬ થી ૪૦૫ ) રાજ્ય કર્યું હતું. આ બન્નેનો સમય એવો ટૂંકો છે કે તે પ્રજાનો રાજ્યઅમલ કોઇ પ્રકારે એવો પ્રભાવવંતો અને તેજસ્વી નીવડ્યો હોય અને તેમનો સંવત મોટા પ્રદેશ ઉપર પ્રવર્ત્યો હોય એમ માની શકાય નહીં, જેથી તેમને આપણી વિચારણામાંથી બાકાત કરવી પડશે. બાકી પરદેશી આક્રમણકારો આવ્યા છે અને જેમને પાશ્ચાત્ય વિદ્વાનોએ શક તરીકે ઓળખાવ્યા છે, તેમાં (૧) ઇન્ડોપાર્થીઅન્સ ( મોઝીઝ, અઝીઝ પહેલો, અસીલીઝ અઝીઝ બીજો અને ગોંડો ફારનેસ ) (૨) કુશાનવંશી ( કડફસીઝ પહેલો તથા બીજો, કનિષ્ક પહેલો, વસિષ્ક ( વઝેષ્ક–જુષ્ક ) હવિષ્ક કનિષ્ક બીજો, વાસુદેવ ઇ. છે. અને ( ૩ ) ચષ્ઠણવંશી ( ચષ્ઠણ અને રુદ્રદામનથી ભતૃદામન સુધી ૫દર રાજાઓ–જુઓ : ડૉ રેપ્સન કૃત કૉ. આં. માં ૮૪. ) આ ત્રણમાંથી પ્રથમના બે વંશોએ ઉત્તર હિંદમાં જ રાજ્ય કર્યું છે જ્યારે ત્રીજા ચષ્ઠણવંશીઓ અવંતિપતિ તરીકે (મધ્ય હિંદમાં ) પ્રખ્યાત થયા છે. મતલબ એ થઇ કે શકસંવત ની વિચારણામાં, આપણે ઉત્તર હિંદ, મધ્ય હિંદ ( અવંતિ પ્રદેશ ) અને દક્ષિણ હિંદ ( જો શક શાલિવાહનનો પણ સમાવેશ કરવો હોય તો ) એમ ત્રણે વિભાગોમાં પ્રવર્તી રહેલ સંવત વિશે તપાસ કરવી રહેશે.

આ સર્વની તવારીખ અત્રે ટૂંકા લેખમાં ઉતારવી અસ્થાને લેખાશે માત્ર આપણને સંબંધ લાગે છે તેટલી જ જણાવીશુ. ઉત્તર હિંદમાંના ઇન્ડોપાર્થીઅન્સ ઇરાનના વતની તે ઓલાદના છે. તેઓ ત્યાંનો સ્વતંત્ર ધર્મ પાળતા હતા પરંતુ ઉત્તરહિંદના કુશાનવંશી અને મધ્યહિંદના ચષ્ઠણવંશીઓ મધ્ય એશિયાના વતની છે તથા તેમના શિલાલેખો અને સિક્કાચિત્રો ઉપરથી ( જુઓ: અમારા 'એન્શ્યન્ટ ઈન્ડિયા' ભાગ ૨ તથા ૩ મા ખાસ કરીને ડૉ રેપ્સન જેવા વિદ્વાનોના આપેલા પુરાવા વગેરે ) તેઓ જૈનમત તરફ ઢળ્યા હોય એમ સમજાય છે

ડૉ. કીલહોર્ન 'ઈન્ડીઅન એન્ટીકવેરી' પુ ૩૭, પૃ ૪૬મા જણાવે છે કે, ઉત્તર હિંદમાં સૌર્યમાસ ( solar months ) એટલે પૂર્ણિમાંત ( પૂર્ણિમાના અંત બાદ વદ ૧થી નવીન માસ ગણાય તે ) પદ્ધતિથી અને દક્ષિણ હિંદમા ( જ્યાં શાલિવાહન નામના હિંદુ રાજાઓનુ રાજ્ય હતુ ) ચાંદ્રમાસ (Lunar months) એટલે અમાસની (અમાસના અંત બાદ શુક્લ ૧થી નવીન માસ ગણાય તે ) પદ્ધતિએ સમયની ગણત્રી થતી હતી સૌર્ય ગણત્રીમાં તિથિ અને પક્ષ જ જણાવાય છે, જ્યારે ચાંદ્રગણત્રીમાં ઋતુ, અયન, માસ, નક્ષત્ર, વાર ને દિવસ ઈ. જણાવાય છે ( જુઓ · પ્રા. ભા. પુ. ૪, પૃ ૧૦૩ ) વળી, સર અલેકઝાંડર

કનિંગહામ પોતાના "બુક ઑન એન્ચ્યન્ટ ઈરીઝ"માં પૃ. ૩૧ ઉપર લખે છે કે—In Western India kaitika beginning Thursday Sept. 18th B C. 57 In Noithen India purnima begins with full moon chiatra making epoch Sunday Feb. 23rd B C. 57 or kaliyuga 3044 expired પશ્ચિમ હિંદમાં (વર્ષની શરૂઆત) કાર્તિક માસમા ઈ સ પૂ ૫૭ના સપ્ટેમ્બરની ૧૮ તારીખને ગુરુવારથી થાય છે, જ્યારે ઉત્તર હિંદમાં ચૈત્રી પૂર્ણિમાના દિનથી એટલે કે ઈ સ. પૂ ૫૭ના ફેબ્રુઆરી ૨૩ ને રવિવારથી અથવા કલિયુગ ૩૦૪૪ વર્ષ સપૂર્ણ થયા બાદ ગણાય છે. વળી આ મતલબની હકીકત શ્રી વિશ્વેશ્વર રેઉએ પોતાના "ભારતકે પ્રાચીન રાજવંશ" પુ. ૨, પૃ. ૩૯૦મા પણ જણાવી છે એટલે કે ઉત્તર હિંદમા શકસવતનો પ્રારભ છ માસ પાછળ થયો છે અને પશ્ચિમ હિદમા અગાઉ થયો છે. હવે જ્યારે આ પ્રમાણે પદ્ધતિમા ફેર છે, તેમ સમયમાં પણ ફેર છે ત્યારે સ્વીકારવુ જ રહે છે કે, તેમના પ્રવર્તકો પણ જુદા જ હોવા જોઈએ. મતલબ કે, ઉત્તર હિદનો શકસવત, દક્ષિણ હિદના શકસંવત કરતાં સર્વથા જુદો જ છે એમ નક્કી થયું ઉપરાંત ઇતિહાસ શીખવે છે કે, દક્ષિણ હિદના જે શાતવાહન (શાલિવાહન) વંશી રાજાઓએ શકસંવત પ્રવર્તાવ્યો છે અને માન્યો છે તે વૈદિકધર્મી હતા. ડૉ કીલ્હોર્ને પણ ઉપર ટાંકેલ 'ઈન્ડીઅન એન્ટીકવેરી' પુ ૩૭, પૃ ૪૬મા તેને વૈદિક ધર્મની અસરનુ પરિણામ હોવાનુ જણાવ્યુ છે સારાશ કે દક્ષિણ હિદનો શકસવત તે વૈદિક છે જ્યારે ઉત્તર હિંદનો શકસવત કુશાનવંશીઓએ અને મધ્યહિદનો ચષ્ડણવંશીઓએ સ્થાપેલ હોવાથી તે જૈનધર્મ પ્રમાણે છે ઉત્તર અને મધ્યહિદનો શકસવત તે જૈનધર્મી અને દક્ષિણ હિંદનો તે વૈદિક રાજાનો છે.

જ્યારે સિદ્ધ થયુ છે કે शकनृपकालમાંના રાજા માટે તો શકજાતિના રાજાની જ તપાસ કરવી રહે છે, ત્યારે દક્ષિણ હિદના હિંદુજાતીય શાલિવાહન વશને મૂકી દેવો પડશે એટલે ઉત્તર હિંદના કુશાનવશી જે મથુરાપતિ હતા અને મધ્યહિદના ચષ્ડણવંશીય જે અવતિ-પતિ હતા તે એમાંથી કોને આશ્રયીને કેવા સજોગોમા તે શબ્દ વપરાયો છે તે શોધી કાઢવુ રહે છે પણ જે શ્લોકોને[1] આધારે આ હકીકત ઉત્પન્ન થઈ છે તેમા સ્પષ્ટપણે

---

૧. જુઓઃ જૈ. स प्र. અક ૧૯૧-૨, પૃ. ૨૫૧

तस्स वि वस उप्पाडिऊण जाओ पुणोवि सगराया ।
**उज्जेणिपुरवरीए** . . पय-पक्य-पणय-सामतो ॥
**पणतीसे वाससए,** विक्कमसवरच्छरस्स वोलीणे ।
परिवत्तिऊण ठविओ तेण सवच्छरो नियओ ॥
**सगकाल** जाणवत्य एव पासंगिय समक्खाय ।

(અપ્રસિદ્ધ 'ધર્મોપદેશ માળા-વિવરણ'માથી બન્ને શ્લોકોનો અર્થ એક જ રીતે આ પ્રમાણે થાય છેઃ તેના (માલવપતિ વિક્રમાદિત્યના) વશને ઉપાડીને ફરી પણ शकराजा ઉજ્જૈની નામે શ્રેષ્ઠ નગરીમાં થયો તેણે વિક્રમ સવત ૧૩૫ વ્યતીત થયા પછી વિક્રમ સવત્સરનુ પરિવર્તન કરી પોતાનો સંવત્સર સ્થાપ્યો હતો. જુઓઃ सह्याद्रि ૧૯૮૩ ઓક્ટોબર, અક પૃ. ૬૬૬, શ્લોક ન. ૯૨ (કાલક-કથાના વર્ણનમાનો છે.)

ततो पचशते पचत्रिंशता साधिके पुन । तस्य **राज्ञोऽन्वयं हत्वा** वत्सरः स्थापित शकैः ॥

ઉજ્જયીની જણાવાયું છે જેથી આપણો માર્ગ સહેલો થઈ જાય છે ને કેવળ ચષ્ઠણુવંશી અવંતિપતિ વિશે જ વિચાર કરવો રહે છે. ઉપરાત તેમા वंस उप्पाडिऊण=વંશને ઉખેડી નાખીને राज्ञोऽन्वय हत्वा=રાજાના વંશજને મારી નાખીને, शककाल=શકસવત, स्थापित शकै= શકપ્રજાએ સ્થાપ્યો એમ લખ્યું છેઃ મતલબ કે તેમાં શકસંવતની આદિની વાત કહી છે, જ્યારે આપણે તો शकनृपकाल=શકરાજાના અતનો સમય વિચારવો રહે છે એટલે આપણા કાર્ય માટે તે બન્ને શ્લોકો નકામા છે ( છતાં એક નોંધ અત્રે કરી લેવી જરૂરી છે. બન્ને શ્લોકમાં ૧૩૧ વર્ષે તેના વશને ઉખેડી નાખી સવતની સ્થાપના કરી એમ લખ્યુ છે છતાં ઈતિહાસ તો શીખવે છે કે, વિક્રમ સંવત ૧૩૫માં અને તે પછી કેટલાય વર્ષ સુધી વિક્રમાદિત્યનો વશ અવતિપતિ તરીકે ચાલુ રહ્યો છે) એટલે માનવું રહે છે કે, કાં ઇતિહાસ ખોટો કે, કાં શ્લોકની હકીકત ખોટી કબૂલ કરવુ પડશે કે જે ઈતિહાસ બની ગયો છે તે કાંઈ ખોટો ઠરાવાય નહી જ અને શ્લોક લખવામાં ક્યાંક ભૂલ થઈ છે કે શબ્દની હેરફેર થઈ છે અને આવુ તો અનેક વખત બનતુ આવ્યુ છે એવો સર્વનો અનુભવ છે. શી રીતે બનવા પામ્યુ છે તેની ચર્ચા કરવી આપણને સ્પર્શતી નથી એટલે છોડી દઈશુ. માત્ર એટલું જણાવશું કે વિક્રમસવત્સરની સ્થાપના પછી "૧૩૫મા વર્ષે" એમ નથી, પણ વિક્રમાદિત્ય શકારિનુ પોતાનું મરણુ થયુ તે બાદ ૧૩૫મા વર્ષે શકરાજા થયો છે, જેથી વિક્રમ સંવત્સરની સ્થાપના (વિક્રમાદિત્યનુ ગાદીનશીન થવુ તે) અને વિક્રમાદિત્યનુ મરણ (જે ૬૪ ૬૫ વર્ષનુ રાજ્ય તેણે કર્યું છે) થઈ છે તે બેની વચ્ચે ૬૪–૬૫ વર્ષનું અતર છે તે હિસાબે ૧૩૫+૬૪=૧૯૯ નો આંક વિક્રમ સવતમાં ઉમેરવાથી शककाल નહી પણ शकनृपकालનો આંક આવશે ( આ વિષયની સવિસ્તૃત હકીકત માટે જુઓ "પ્રાચીન ભારત વર્ષ" ભાગ ૪, પૃ. ૧ થી ૧૨ )

અત્રે થોડીક ઐતિહાસિક ઘટના ભૂમિકારૂપે હોઈ વર્ણવવાની જરૂર છે. જેમ 'શકારિ-વિક્રમાદિત્યના પિતા ગધર્વસેન ગર્દભીલ્લ પાસેથી અવતિની ગાદી શક (Seythions શક સ્તાનના વતની) રાજાએ લઈ લીધી હતી ને તેમના પાચ નૃપતિઓએ એકંદરે ૭ાા વર્ષ રાજ્ય ભોગવ્યુ હતું. પરતુ તેમણે આંખ મીચીને આદરેલા જુલ્માટથી પ્રજા એવી તો ત્રાહીત્રાહી પોકારી ઊઠી હતી જેના પરિણામે કુદરતી પ્રેરણાથી વિક્રમાદિત્યે અવતિ ઉપર ચડી આવી તેમનુ નિકંદન કાઢી નાખ્યુ અને શકારિ ( શક લોકનો દુશ્મન ) નામથી પ્રસિદ્ધ થયો. તે પ્રજાએ તેના સ્મરણચિહ્ન તરીકે તેના નામનો વિક્રમ સવત્સર ચલાવ્યો. તેણે ૬૪–૬૫ વર્ષ રાજ્ય કર્યું. તેના મરણ બાદ બીજા નવ રાજાઓએ ૧૩૫ વર્ષ રાજ્ય ચલાવ્યું. તેમાના છેલ્લાને મારી ચષ્ઠણ ( વિદ્વાનોએ તેના વશનુ નામ "પાશ્ચાત્ય ક્ષત્રપો" અર્પ્યું છે ) શક અવતિ-પતિ થયો ને તેણે ઉપરના બે શ્લોકોમા જણાવ્યા પ્રમાણે ફરી शककाल સ્થાપ્યો ચષ્ઠણ અત્યાર સુધી ઉત્તરહિદવાળા મથુરાપતિ કુશાનવંશીનો સૂબો-ક્ષત્રપ હતો, પરતુ ત્યારથી "મહાક્ષત્રપ" પદ તેણે ધારણ કર્યું. તેના વશમાં રુદ્રદામનથી માંડીને ભર્તૃદામન સુધી અનુક્રમે પદર મહાક્ષત્રપ નામધારી રાજાઓ થયા. આ ભર્તૃદામન નબળો રાજા હતો. તેના સમયે નેપાળમાથી ઊતરી આવેલા ગુપ્તવશી ત્રીજા રાજા ( પ્રથમના બેએ નેપાળથી અવતિ સુધીનો ઉત્તરહિંદ પ્રદેશ જીતી રાજ્ય કરેલ ) ચદ્રગુપ્ત પહેલાએ ઈ. સ ૩૧૯માં અવંતિ પડાવી લીધુ ને પોતે ગાદીપતિ બન્યો. એટલે ભર્તૃદામન પછીના ત્રણ ચષ્ઠણવંશી રાજાઓ

પાછા "ક્ષત્રપ" કહેવાયા છે અને તે પછીના બીજા પાચ રાજા "સ્વામી" કહેવાયા છે (આ સર્વ હકીક્ત અમારા 'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૪ નવમા ખંડે, દ્વિતીય પરિચ્છેદે પૃ. ૧૮૩ થી ૨૨૩ સુધી વર્ણવી છે) એટલે કે ખરી રીતે ભતૃદામનના પછી ઈ સ ૩૧૯મા અવંતિપતિ તરીકેનો ચષ્ઠણવંશીઓનો રાજઅમલ પૂરો થયો કહેવાય

આ ગુપ્તવંશી રાજાઓ શૈવધર્મી (પશુપતિ) હતા તેઓએ અવંતિપતિ થયા બાદ પોતાનો "ગુપ્ત સંવત ઈ સ. ૩૧૯થી" ચલાવ્યો કાળ ગયે, તેમનો પણ "ચડતી પડતી" ના ન્યાયે નબળો વખત આવ્યો, ત્યારે તે વખતના (ગુ. સ ૧૬૦) રાજાનો એક સૂબો જે સૌરાષ્ટ્રના દક્ષિણ ભાગ ઉપર હકુમત ભોગવતો હતો તેણે ભટ્ટારક નામથી વલભીપુરમા ગાદી સ્થાપી પોતાનો "વલભી સંવત" ચલાવવા માડયો. તેણે ખૂબી એ રાખી કે, વલભી સંવતનો પોતાના રાજ્યની આદિ એટલે આંક ૧ થી શરૂ ન કરતા, પોતાના મૂળ માલિક ગુપ્તવંશીના સંવતને કાયમ રાખી તેના અનુસંધાનમા પોતાના સંવતનો આંક શરૂ કર્યો એટલે પોતાના **રાજ્યવંશની આદિ ૧૬૦થી કરી** (આ કારણથી વલભી વંશના રાજાની નામાવલિ જોતાં ૧૫૯ સુધીના આંકનો અભાવ છે) એટલે બન્યું એમ કે, **શકનૃપકાલ, ગુપ્તસંવત**, અને **વલભીસંવત** એમ ત્રણે બનાવો ઈ સ ૩૧૯મા બન્યા કહેવાયા, છતા તેઓ ભિન્ન ભિન્ન નામે ઓળખાયા છે

આપણે તો 'શકનૃપકાલ" શબ્દની સાથે સંબંધ છે તેનુ નિર્માણ આ પ્રમાણે થવા પામ્યું છે. આ શબ્દપ્રયોગ જૈન લેખકોએ કર્યો છે અને તે સકારણ હેતુપૂર્વક યોજયો હતો

તે વખતે અવંતિની ગાદી અને તેનો સંવત મુખ્યપણે માન્ય રખાતા અને અવંતિપતિ તરીકે ચષ્ઠણવંશી જૈનધર્મીઓ બંધ થયા ત્યારે લેખકોને એવી મુસ્કેલી ઊભી થઈ કે તેમણે ગ્રંથલેખનમા કયો સંવત લખવો ન તો ગુપ્તસંવત લખી શકે કેમકે ગુપ્તવંશીઓ શૈવી હતા તેમ ન તો વલભી સંવત લખી શકે કેમકે તેઓ મોટા ભાગે બૌદ્ધધર્મી હતા અને વિક્રમની નવમી કે દશમી સદી થઈ (સ. ૯૪૪મા વિક્રમ ફરીને સ્પષ્ટપણે વપરાયાનો પુરાવો મળે છે) ત્યા સુધી અનેક પ્રકારના રાજકીય આક્રમણોને લીધે ડામાડોળ અવસ્થા હતી જેથી ન તો કોઈ સ્થિર સંવત હતો કે તેનો આશ્રય લેવાય અથવા તો નહોતો કોઈ જૈનધર્મી ભડવીર રાજા કે જેના સ્મરણ તરીકે તેઓ તેનો સંવત વાપરી શકે એટલે છેલ્લા જે જૈનધર્મી શકરાજા અવંતીપતિ ચષ્ઠનવંશી હતા તેના **'રાજઅમલનો અંત' ઈ. સ. ૩૧૯**મા આવ્યો હતો તેની એંધાણીમા શકનૃપકાળના આટલા વર્ષે એવુ લખવાનુ શરૂ કર્યું. જેથી પોતે જૈનધર્માનુયાયીનુ મહત્ત્વ પણ નભાવ્યુ ગણાય ને સંવતનુ નામ આપવાની કડાકૂટથી પણ બચી જવાય તેથી જ અમારે પ્રા. ભા ૪ પૃષ્ઠ ઉપર લખવું પડયું છે કે 'આ પ્રમાણે આઠ સદીના ગાળામા ઉતરોત્તર પાંચ છ સત્તાઓનો હાથબદલો થઈ ગયો હતો. તેમાની દરેક સત્તાને પોતાનો સંવત ચલાવવાનો મોહ હતો એટલે પરિણામ એ આવ્યુ કે રાજકારણના પલટાથી જેમ પ્રજાને અમુક સમય સુધી અમુક પ્રકારે હેરાનગતિમાં ઊતરવુ પડતુ હતુ અને અવદશા ભોગવવી પડતી હતી તેમ સાહિત્યક્ષેત્રની વિટંબણાઓમાં પણ એ પ્રકારની સ્થિતિ ચાલુ રહી હતી આવા કારણને લીધે જેમ રાજદ્વારી ક્ષેત્રે વિક્રમ સંવતનો ઉપયોગ કરાતો ઘણીએ સદીથી બંધ

પડ્યો હતો તેમ સાહિત્યક્ષેત્રે પણ તે સવતનો વપરાશ બંધ પડી ગયો હતો. એટલે જે કાળે, જે સ્થળે જે ગ્રથ લખવામા આવતો હતો, તેમાં તે સમયે તે-સ્થાન ઉપર પ્રવર્તતા સવતનો ઉપયોગ કરવો રહ્યો હતો. (પૃ ૮૩. ટી નં ૭૩) એટલુ જ નહિ, પણ તે સંવતનું નામ કદાચ લખતા કે કોઈ વખત અધ્યાહાર[2] પણ રાખવામાં આવતું અથવા તો સંવતનો અર્થ સમજાવતો જે 'શક' શબ્દ છે તે જ માત્ર તેના આંકની પૂર્વે મૂકતા[3] એટલે અધ્યાહાર માત્રથી જે ગૂચવાડો ઊભો થવાની ભીતિ હતી તેમાં વળી વિશેષ વૃદ્ધિ થવાની તક ઊભી થઈ, આ ઉપરથી સમજાશે કે 'શક' કે તેના સમાસવાચક શબ્દનો અર્થ સર્વત્ર એક જ પ્રકારે ઘટાવવાથી કેટલો અનર્થ અને ગેરસમજૂતિ થઈ જાય છે! ઈત્યલમ્.

૨. શ્રી. દેવર્ધિગણી ક્ષમાશ્રમણે પુસ્તકારૂઢ કર્યાના ૫૧૦, શ્રીજિનભદ્રગણી ક્ષમાશ્રમણ આવશ્યક નિર્યુક્તિ લખ્યાનો આંક ૫૩૧, શ્રી. હરિભદ્રસૂરિનો સ્વર્ગવાસનો ૫૦૫ ઇ. આ પ્રકારે દષ્ટાંતો જાણવા.

૩. શ્રીદાક્ષિણ્યચિહ્નસૂરિ ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ રચેલા 'કુવલયમાલા' ગ્રથરચનાનો સમય શક ૭૦૦ આ પ્રકારે દષ્ટાંત જાણવું.



# 'પતંગ' વિષે જૈન ઉલ્લેખો

લેખકઃ–પ્રો૦ **હીરાલાલ ર. કાપડિયા** એમ. એ.

**અર્થ**– 'પતંગ' એ સસ્કૃત શબ્દના અનેક અર્થો છે. (૧) પક્ષી, (૨) સૂર્ય, (૩) પતંગિયું, (૪) પારો અને (૫) એક જાતનુ ચદન.

'પતંગ' શબ્દ ગુજરાતી ભાષામાં પણ છે એ પણ અનેકાર્થી છે. એના (૧) પતંગિયું, (૨) કનકવો અને (૩) એક જાતનુ લાકડુ (કે જેમાંથી ગુલાલ બને છે) એમ ત્રણ અર્થ થાય છે અહીં 'કનકવો' એ અર્થ પ્રસ્તુત છે. આ અર્થમા 'કનેકવો' શબ્દ પણ વપરાય છે. અહી સુરતમા તો વીસેક વર્ષ પૂર્વે 'કનકવો' શબ્દ વિશેષતઃ કાને પડતો હતો. આજે એ તેમજ એનો જોડીદાર 'કનેકવો' શબ્દ ભાગ્યે જ સભળાય છે હવે તો અહી પણ અન્ય સ્થળો–મુબઈ, અમદાવાદ ઈત્યાદિની પેઠે 'પતંગ' શબ્દથી આનો વ્યવહાર કરાય છે.

સૌરાષ્ટ્ર તરફ પતગને 'પડાઈ' કહે છે એમ **સાર્થ ગૂજરાતી જોડણીકોશ** જોતાં જણાય છે. કેટલાકના મતે 'પડાઈ' શબ્દ કચ્છમા અને મારવાડમાં વપરાય છે.

**પ્રકાશનઃ**–પતંગને અગે મે **પતગપોથી** નામની એક પુસ્તિકા તેમજ **પતંગપુરાણ** નામનુ પુસ્તક લખેલ છે, અને એ બને સચિત્ર સ્વરૂપે ઈ સ ૧૯૩૯ અને ઈ સ. ૧૯૩૮ મા અનુક્રમે છપાયા પણ છે. **પતંગપુરાણ**મા મે અજૈન કૃતિઓમાથી એ અને એના પરિકરને લગતા ઉલ્લેખો નોંધ્યા છે આજે હુ અહી જૈન કૃતિઓનો આ દષ્ટિએ વિચાર કરુ છુ.

વાચક **માનવિજયે ઋષભદેવ**થી માંડીને **મહાવીરસ્વામી** સુધીના ચોવીસ તીર્થંકરોના સ્તવનો રચ્યા છે નવમા અને દસમાને અગેના સ્તવનમા એમણે 'માન' તરીકે પાંચમાના અતમા બુધ શાંતિવિજયના શિષ્ય તરીકે, કોઈક સ્તવનના અતમા વાચક માનવિજય તરીકે કોઈકમા માનવિજય તરીકે એમ વિવિધ રીતે પોતાનો નિર્દેશ કર્યો છે.

ઋષભદેવ સબધી સ્તવનમા 'વાચક માન' તરીકે ઉલ્લેખ છે આ સ્તવનની ત્રીજી કડીમા 'પડાઈ' શબ્દ વપરાયો છે. પ્રસ્તુત કડી નીચે મુજબ છેઃ—

"તુમ્હ પણ અળગે થયે કિમ સરશે, ભગતી ભલી આકરષી લેશે,
ગગન ઉડે દૂર **પડાઈ**, દોરી બળે હાથે રહે આઈ."[1]

**માન**વિજય નામના વિવિધ વિબુધવરો થયા છે, પરંતુ **શાંતિ**વિજયના શિષ્ય તરીકે વિ સં. ૧૭૩૧માં **ધર્મસંગ્રહ** નામની કૃતિ રચનાર અને એને સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરનાર એક જ જણાય છે. આ હિસાબે 'પડાઈ' સંબંધી ઉલ્લેખ લગભગ ત્રણ સૈકા જેટલો પ્રાચીન ગણાય.

**મોહન**વિજયે વિ સં. ૧૭૬૦માં **માનતુંગ-માનવતી રાસ** રચ્યો છે. એની ૨૯ મી 'દેશી' યાને 'ચાલ' તરીકે નીચે મુજબની પંક્તિઓ જોવાય છે·

"ચાંદાને ચાદ્રણે હો હંજા મારું ગુડિયાં ઊડાવે, કાંઈ ગુડિયારી દોરી પ્યારી હો લાગે,
ભોલી નણદીરો વીરો, કમધજ કહ્યો ન માને હો કહ્યો ન માને,
વાલા મારા કહ્યો ન માને."

આ પ્રમાણેની પંક્તિઓ **ભીમ**સિંહ માણુકે ઈ. સ. ૧૯૦૬મા છપાવેલી **માનતુંગ રાજા અને માનવતી રાણીનો રાસ** નામની કૃતિની ત્રીજી આવૃત્તિ (પૃ ૭૮)મા છે.

**નેમ**વિજયે વિ સ. ૧૭૫૦મા **શીલવતી**નો[2] રાસ રચ્યો છે આની ત્રીજા ખડની પાંચમી ઢાલને મથાળે નીચે મુજબની દેશી નોધાઈ છે—

"ચાંદા રે ચાંદરણે હાજા મારૂ ગુડિયાં ઉડાયો"[3]

આ ઉપરથી એ ફલિત થાય છે કે ગુડિયાનો અર્થ કનકવો છે, કેમકે અહીં એ ચગાવવાનો તેમજ દોરીનો પણ ઉલ્લેખ છે.

આ દેશી કઈ કૃતિનો અંશ છે તે જાણવુ બાકી રહે છે.—કદાચ એ મારવાડ બાજુના કોઈ લોક-ગીતનીયે પક્તિ હોય. આ પક્તિના કર્તા **મોહન**વિજય હોય એમ જણાતું નથી, કેમકે **નેમિ**વિજયે પણ આ પક્તિ રજૂ કરી છે એમ ભાસે છે. આ પંક્તિ આ કૃતિઓને લિપિના કરનારને હાથે કે એનુ સપાદન કે પ્રકાશન કરનાર તરફથી ઉમેરાઈ હોય એવો બહુ ઓછો સભવ છે એમ માની આવુ અનુમાન મે દોર્યું છે.

આ હિસાબે 'કનકવા' માટે 'ગુડિયા' શબ્દનો પ્રયોગ પણ લગભગ ત્રણ સૈકા જેટલો તો પ્રાચીન હોય એમ લાગે છે.

---

૧. પ્રસ્તુત પક્તિઓ તરફ મારુ લક્ષ્ય આગમોદ્ધારકના શિષ્ય મુનિશ્રી જયસાગરજીએ દોર્યું હતુ એની સાભાર નોંધ લઉ છુ.

૨. "પ્રાચીન કાવ્યમાળા" ગ્રથ ૩ જા તરીકે આ રાસ હરગોવિદ દ્વા કાટાવાળા અને નાથાશકર પૂજાશકર શાસ્ત્રીએ ટિપ્પણ સહિત ઈ સ ૧૮૯૫મા છપાવ્યો છે.

૩ આ તેમજ એની પહેલાની દેશી **જૈન ગૂર્જર કવિઓ** (ભા. ૩ ખ ૧ પૃ. ૧૮૯૮-૧૮૯૫)મા નોધાયેલી છે તેમા "ચાદાના ચાદણે હો હજા મારુ" એ પાઠને બદલે 'ચાદાના ચાદરણે હો હાજા મારુ' એવો પાઠ છે. ત્રીજા ખંડને બદલે ૬ એમ પૃ ૧૮૯૫મા છપાયુ છે તે અશુદ્ધ છે

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश

તંત્રી

**ચીમનલાલ ગોકળદાસ શાહ**

તા. ૧૫-૩-૫૨ : અમદાવાદ

વર્ષ ૧૭ : અંક ૫-૬ ] [ ક્રમાંક : ૧૯૭-૧૯૮



# विषय-दर्शन





# સાભાર-સ્વીકાર

૨૦૦) શેઠ ચંદુલાલ ચૂનીલાલ (શેઠ કસ્તુરચંદ સાકળચંદવાળા) હાઃ શેઠ જયંતિભાઈ–**અમદાવાદ**

૨૧) શેઠ પ્રભુદાસ અમૃતલાલ મહેતા (બંસી એન્ડ કું. વાળા)–**મુંબઈ**

૧૦) શ્રીશ્વેતાંબર જૈનસંઘ–**નંદરબાર**

૫) શેઠ અગરચંદજી નાહટા–**બિકાનેર**



૧. **દિલ્હીશ્વર : લેખક :** જયભિખ્ખુ **પ્રકાશક :** ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. **મૂલ્ય :** સાડાચાર રૂપિયા

૨. **શ્રીસીમંધર શોભાતરંગ : સંપાદક :** મુનિરાજ શ્રી અભયસાગરજી મ૦, **પ્રકાશક :** શ્રી જૈન શ્વેતાંબર સંઘની પેઢી, પીપળી બજાર, ઈંદોરસીટી. **મૂલ્ય :** બે રૂપિયા.

૩. **આપણી નીતિકથાઓ : લેખક :** જયભિખ્ખુ **પ્રકાશક :** ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ. **મૂલ્ય :** એક રૂપિયો.



○

જીવંતસ્વામીની પ્રતિમા કેવી હોય એ આજસુધી એક સમસ્યા હતી પરંતુ અકોટાના ધાતુ-શિલ્પોમાંથી મળી આવેલી આ અજોડ જૈન પ્રતિમા એની લાક્ષણિક સ્થિતિ ઉપર પ્રકાશ પાથરી રહી છે, એટલુ જ નહિ ગુજરાતના મૂર્તિ-વિધાનશાસ્ત્રમા એક નવુ પ્રકરણ ઉમેરી રહી છે

⊙

[ આ ચારે બ્લોકો ઓરિયન્ટલ ઈન્સ્ટીટયૂટ – વડોદરાના સૌજન્યથી પ્રાપ્ત થયા છે. ]

જીવતસ્વામીની પ્રતિમાના પદ્માસનની નીચે આપેલી ત્રણ બાજુની આકૃતિઓમાં બ્રાહ્મીલિપિમાં ક્રમશઃ આ મુજબ લેખ છે.



ॐ देवधर्मोयं जिवंतसामि



प्रतिमा च(?)-द्र (?) कुलिकस्य



नागीश्वरीश्राविकायाः




॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ . વીર નિ. સં. ૨૪૭૮ : ઈ. સ ૧૯૫૨ | क्रमांक |
| अंक : ५–६ | ફાગણ વદ ૪ : શનિવાર : ૧૫ માર્ચ | १९७–८ |


ॐ

## नयप्रकाशापरनामकः

# श्रीजिनशासनस्तवः ।


सं. पूज्य मुनिराज श्रीअभयसागरजी


तस्मै नमः **श्रीजिनशासनाय,** सत्सप्तभंगीनयवासनाय ।
आसाद्यमाद्यंति यदीयदेशमप्यक्षपादादिकदर्शनानि ॥ १ ॥

प्रमाणवाक्यं नयवाक्यगर्भितं, निर्दूषणं दुर्नयवाक्यदूरितम् ।
स्यादेवयुक्तं जिनराजशासने, सतां चमत्कारकरं भवेन्न किम् ॥ २ ॥

एकत्र धर्माः युगपद्विरुद्धा, कालाद्यभेदान्निहिता हि येन ।
आदेशमासाद्य तमत्र शासने, जयंति जैना परिवादिदर्शनम् (ने) ॥ ३ ॥

क्रमान्नयाः सप्त परैर्गृहीता, परस्परं ये विवदत एव ।
सप्तापि ते श्रीजिनशासनेऽस्मिन्नेकीभवंति स्म जिनेन्द्रवाचा ॥ ४ ॥

यया विधिश्चापि निषेध एवास्मिन् साध्यतेऽर्थे युगपत् क्रमाच्च ।
सा सप्तभंगी जिनराजशासने, जयत्यनेकांतविचारवर्द्धिनी ॥ ५ ॥

विशेषसामान्यमयाः पदार्था भवंति सर्वेऽप्यविशेषमेतत् ।
अर्थान्तरत्वं त्वनवस्थितेस्तयोर्न स्यात् कदाचित् जिनराजशासने ॥ ६ ॥


[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૦૯ ]

# શ્રી. જીવન્તસ્વામી

લેખક શ્રીયુત ઉમાકાંત પ્રેમાનંદ શાહ

**આજ સુધી** જીવન્તસ્વામી (અથવા જીવિતસ્વામી)થી જૈન શ્વેતામ્બર સંપ્રદાયમાં પ્રચલિત માન્યતા અને સાહિત્યમા આવતા ઉલ્લેખોવાળી પ્રતિમાઓનું મૂર્તિવિધાન-શાસ્ત્રની દૃષ્ટિએ શુદ્ધ સ્વરૂપ કેવું હશે તે બરોબર ખબર પડતી નહોતી તેમજ તેવી વિશ્વસનીય પ્રતિમાઓ ઉપલબ્ધ અથવા પ્રસિદ્ધિમાં આવેલી નહોતી. મધ્યયુગીન (ઈ. સ. ૧૦૦૦ પછીની) અને વિક્રમના પંદરમા-સોળમા સૈકા આસપાસની કેટલીક ધાતુપ્રતિમાઓ, જીવન્તસ્વામી કે જીવિતસ્વામી તરીકે પૂજાતી જે શ્વેતાંબર મંદિરોમાં મળેલી તેને ખરેખર જીવિતસ્વામી પ્રતિમા કહી શકાય નહિ.[1] આનો અર્થ એ કે આવા લેખવાળી પ્રતિમાઓની પ્રતિષ્ઠા થઈ ત્યારે જીવન્તસ્વામી પ્રતિમાનું સાચું સ્વરૂપ, એનો ભાવ, વિધાનના સિદ્ધાન્તનું જ્ઞાન બરોબર રહ્યું નહોતું અને અમુક અંશે ભૂલાઇ ગયું હતું.

વિદ્વદ્વર્ય પૂજ્ય મુનિ શ્રીપુણ્યવિજયજી મહારાજે 'વસુદેવ હિંડી'ના બે ભાગ-તેઓશ્રીના ગુરુ મુનિવર્ય શ્રીચતુરવિજયજીના સહકારમાં, સંપાદિત કરીને જૈન તેમજ હિંદી સંસ્કૃતિના અભ્યાસકોને ખૂબ અગત્યનું નવીન સાહિત્ય પૂરું પાડ્યું છે. આ બેઉ ગ્રન્થો મૂલમાં શ્રી. આત્માનંદ સભા, ભાવનગરે પ્રસિદ્ધ કરેલા છે. આ જ સંસ્થાએ ઈ સ. ૧૯૪૭માં આ છપાયેલા ભાગોનું ભાષાંતર છાપી પ્રસિદ્ધ કર્યું છે. સદ્‌ભાગ્યે ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાન્ અને ભાષાવિશારદ ડૉ. શ્રી. ભોગીલાલ જયચંદ સાંડેસરા જેવા સિદ્ધહસ્ત વિદ્વાને આ ગ્રંથનું ભાષાંતર કર્યું છે તેમજ એના ઉપર એક સુંદર શાસ્ત્રીય પ્રાસ્તાવિક નિબંધ જે સાથે છાપ્યો છે તે તો ઘણો જ ઉપયોગી છે. વિસ્તારભયે એઓએ રજૂ કરેલી શાસ્ત્રીય ચર્ચાની ખૂબીઓ અહીં જણાવતો નથી પણ એમણે 'વસુદેવહિંડી'નો જે સમયનિર્ણય આપ્યો છે તે જૈન સાહિત્યના અભ્યાસમાં અતીવ ઉપયોગી છે. એ ગ્રંથ ઈ. સ. ૬૧૦ પહેલાંનો, અને કદાચ એકાદ બે સૈકા પહેલાંનો ઠરે છે. ડૉ. શ્રી. સાંડેસરાનો આ નિર્ણય અતિમહત્ત્વનો છે, અને મારા નમ્ર મત પ્રમાણે તર્કશુદ્ધ છે.

આ લખવાનો આશય એ છે કે, જીવિતસ્વામી પ્રતિમા વિષેનો પ્રાચીનતમ ઉપલબ્ધ ઉલ્લેખ આપણને 'વસુદેવહિંડી'માંથી મળે છે. આ ગ્રન્થ ભાઇશ્રી સાંડેસરાએ બતાવ્યું છે તેમ ગુણાઢ્યની 'બૃહત્કથા' (જે હાલ ઉપલબ્ધ નથી) તેના પરથી જૈન સ્વરૂપ આપી બનેલો એક અતિપ્રાચીન કથાગ્રન્થ છે અને તેમાં આવેલી ઘણી હકીકતો હિંદના ઈતિહાસ, ભૂગોળ, તથા સંસ્કૃતિના જ્ઞાન માટે બહુ જ ઉપયોગી છે. 'વસુદેવહિંડી'માંનો ઉલ્લેખ આ પ્રમાણે છે—

---

૧. દાખલા તરીકે, સરખાવો—શ્રી બુદ્ધિસાગરસૂરિ સંપાદિત, 'જૈન પ્રતિમા લેખસંગ્રહ,' ભાગ ૧લો (પ્રકાશનસંસ્થા, અધ્યાત્મ જ્ઞાન પ્રચારક મંડલ, મુંબાઈ, સં. ૧૯૭૩) પૃ. ૫ ઉપર લેખ નં. ૩૪:–સવત્ ૧૫૨૬...શ્રી નમિનાથમુખ્य **श्रीपंचतीर्थी जिवितस्वामीबिंबं** कारितं...।। તેમજ પૃ. ૭ ઉપર લેખ નં. ૩૯,—सवत् ૧૫૨૨ वर्षे...जीवितस्वामी चंद्रप्रभबिंब कारितं...।। આ બેઉ લેખવાળી ધાતુપ્રતિમાઓ ડભોઈના દેરાસરમાં છે.

'ततो सा आसासिया वीसत्था तेण सत्थेणं समं उज्जेणिं वच्चइ । तेण य सत्थेण समं बहुसिस्सेणिपरिवारा जिणवयणसारदिट्ठपरमत्था सुव्वया नाम गणिणी **जीवंत** (બીજા પાઠભેદ મુજબ **जीव**) **सामिवंदिया** ।—વસુદેવહિંડી, મૂલ, ભાગ ૧; પૃ. ૬૧

પ્રસંગ આમ છે:—વાસવદત્તા ઉજ્જૈન જતાં એક સાર્થનો સાથ લે છે. આ સાર્થમાં ('વણઝારમાં') એક આર્યા સુવ્રતા નામની ગણિની છે જેઓ જિનદર્શનનાં ઊંડાં અભ્યાસી છે, જેમની સાથે શિષ્યાઓનો મોટો પરિવાર છે અને જેઓ (ઉજ્જૈનમાંની) જીવન્તસ્વામીની પ્રતિમાને વાંદવા જઈ રહ્યાં છે

હવે બીજો ઉલ્લેખ જોઈએ ક્ષમાશ્રમણ સંઘદાસ-રચિત 'બૃહત્કલ્પભાષ્ય' (જેને ૭ ભાગમાં પ્રસિદ્ધ કરી મુનિ શ્રીપુણ્યવિજયજીએ એવી જ એક મહાન સેવા કરી છે તે) ગ્રન્થમાં ભાષ્યગાથા ૨૭૫૩ ઉપર ('બૃહત્કલ્પ ભાષ્ય,' ભાગ ૩જો, પૃ ૭૭૬-પ્રકાશકસંસ્થા આત્માનંદ સભા, ભાવનગર) ટીકા કરતા ટીકાકાર લખે છે—

चैत्यानि 'पूर्वाणि वा' चिरन्तनानि **जीवन्तस्वामिप्रतिमा**दीनि....।

અહીં પૂર્વચૈત્યોનો દાખલો આપતાં ટીકાકાર જીવન્તસ્વામી પ્રતિમાનો ઉલ્લેખ કરે છે.

ભાષ્યકાર સંઘદાસ ક્ષમાશ્રમણ બીજી એક જગાએ આર્ય સુહસ્તિ ઉજ્જૈન ગયા અને સંપ્રતિરાજને પ્રતિબોધિત કરી જૈનધર્માવલંબી બનાવ્યા તે પ્રસંગનો ઉલ્લેખ કરે છે:—

अज्जसुहत्थाऽऽगमणं, दट्ठुं सरणं च पुच्छणाकहणा ।
पावयणम्मी य भत्ती, तो जाता संपतीरण्णो ॥—ભાષ્યગાથા, ૩૨૭૭

આ ગાથા ઉપર ટીકાકાર લખે છે:—जीवन्तस्वामि प्रतिमावन्दनार्थमुज्जयिन्यामार्यसुहस्तिन आगमनम् ।—ભાષ્ય, પુસ્તક ૩, પૃ૦ ૯૧૭-૧૮.

અહીં એટલું યાદ રાખવું ઘટે કે નિર્યુક્તિ આ ગ્રન્થમાં ભેગી થઈ ગયેલી છે અને સામાન્ય રીતે આવી ગાથાઓમાં જૈન સાહિત્યમાં, કથા પ્રસંગોનો ટૂંકમાં નિર્દેશ કરવામાં આવે છે જેનો વિસ્તાર પરંપરાગત અર્થ પ્રમાણે ટીકાકારો આપે છે. એટલે ક્ષેમકીર્તિએ (વિ. સં. ૧૩૩૨) આપેલા અર્થની હકીકત પ્રાચીન અને વિશ્વસનીય જ છે

શ્રી. જિનદાસ મહત્તર (વિ. સં. ૭૩૩-ઈ. સ ૬૭૬) એઓની 'આવશ્યક ચૂર્ણિ' (બે ભાગમાં પ્રકાશિત, ઋષભદેવ કેસરીમલ શ્વે૦ સંસ્થા, રતલામ; ઈ. સ. ૧૯૨૮ માં) ના પ્રથમ ભાગના, પૃ૦ ૩૯૭ થી ૪૦૧ માં નિર્યુક્તિ ગાથા, ૭૭૪ ઉપરની ચૂર્ણિ આપેલી છે તેમાં પ્રાચીન દશપુર (હાલના મન્દસોર) નગરની ઉત્પત્તિનો ઐતિહાસિક પ્રસંગ વર્ણવ્યો છે. તે કથાનકમાં સદ્‌ભાગ્યે જીવન્તસ્વામીની સૌથી પ્રથમ પ્રતિમા કેવી રીતે ભરાઈ તેની હકીકત આપણને મળી જાય છે. જરૂરી હકીકત ટૂંકમાં નીચે પ્રમાણે છે:—

ચંપાનગરમાં કુમારનન્દી નામનો એક સુવર્ણકાર હતો. એ બહુપત્નીક હતો. એને પાંચસો સ્ત્રીઓ હતી, અને વિષયલંપટ હતો એને એક ધર્મવત્સલ જૈન મિત્ર હતો, જેનું નામ નાગિલ હતું. હવે એક વખત ફરતી ફરતી આવેલી પાંચસો વ્યન્તરીઓએ આ કુમારનન્દીને જોયો અને એને પંચ શૈલદ્વીપમાં આવી પોતાની સાથે કામોપભોગ ભોગવવા આવવા લલચાવ્યો

પણ વ્યન્તરીઓ સાથે સુખ ભોગવવા વ્યન્તરીઓના સ્વામી તરીકે એને જન્મ લેવો પડે, આ ભાવનાથી મરી કુમારનંદી આ વ્યન્તરીઓના સ્વામી વિદ્યુન્માલી દેવ તરીકે જન્મ્યો, અને તેમની સાથે સુખ ભોગવવા લાગ્યો. એનો મિત્ર નાગિલ મરીને અચ્યુત ઈન્દ્ર થયો. ધર્મપરાયણ હોવાથી એનું તેજ વિદ્યુન્માલી કરતા વધુ હતું નંદીશ્વરદ્વીપ મહોત્સવમાં આ બેઉ દેવ ભેગા થતાં અચ્યુતની ઋદ્ધિ જોઈ વિદ્યુન્માલી શરમાઈ ગયો. મિત્રભાવે અચ્યુતેન્દ્રે પોતાના પૂર્વ ભવના મિત્ર કુમારનન્દી (ઉર્ફે) વિદ્યુન્માલીને સલાહ આપી કે એણે શ્રી મહાવીર ભગવાનની પ્રતિમાનું પૂજન કરવું, મહાહિમવન્ત પર્વત ઉપરથી ગોશીર્ષ ચંદન લાવી વિદ્યુન્માલીએ મહાવીરસ્વામીની પ્રતિમા ભરાવી

હવે આ પ્રતિમા વિદ્યુન્માલી પાસેથી એક વણિકના હાથમા આવી. મહાવીરસ્વામીના સમકાલીન, સિન્ધુ-સૌવીર પ્રદેશાન્તર્ગત વીતભયપત્તનના રાજા ઉદાયન અને તેની રાણી પ્રભાવતીએ આ પ્રતિમા આ વણિક પાસેથી પ્રાપ્ત કરી, ભક્તિભાવપૂર્વક રાણી પ્રભાવતી આ પ્રતિમાનુ પૂજન કરતી દેવલોક પામી ઉદાયન જૈનધર્મમાં બરોબર સ્થિરમતિ નહોતો. એણે પોતાની એક કુબ્જા દાસી દેવાનન્દાને આ પ્રતિમાની દેખભાળ અને પૂજા વગેરેનું કાર્ય સોંપ્યું.

સુવર્ણગુલિકાના પ્રયોગે કુબ્જા સુંદર સ્વરૂપવાન થઈ અને ઉદાયન પોતાના વડીલ અને પૂજ્ય હોવાથી એણે ઉજ્જયિનીના રાજા પ્રદ્યોત સાથે વિષયસુખ ભોગવવાની ઈચ્છા કરી સંદેશ મોકલી ગોઠવણ કરી. પ્રદ્યોતે શરત કરી કે, વિદ્યુન્માલીકૃત આ પ્રતિમા સાથે લઈ દેવાનંદા આવે તો પોતે લઈ જાય. દેવાનંદાએ કહ્યું કે, એના બદલામા મૂકવા એવી જ એક બીજી પ્રતિમા સાથે લઈને આવવું. આ પ્રમાણે પ્રદ્યોત અને દેવાનંદા વ્યવસ્થા કરી બીજી પ્રતિમા મૂકી નાઠા પણ ચોરી માલમ પડી જવાથી ઉદાયન પાછળ પડ્યો દશ રાજાઓની સહાયથી ઉદાયને પ્રદ્યોત સાથે યુદ્ધ ખેલ્યું, પ્રદ્યોત હાર્યો પણ અસલ પ્રતિમા લઈ જવા પ્રયાસ કરતા પ્રતિમા હઠી નહિ અને ઉદાયનને દેવતા તરફથી સૂચન થયુ કે વીતભયપત્તનનો રેતીની વૃષ્ટિ (પાંશુ વૃષ્ટિ) થી નાશ થનાર હોઈ આ પ્રતિમા હઠનાર નથી. વર્ષાકાલ સમીપ આવવાથી દશપુર નગરના સ્થાને એક કોટ બનાવી ઉદાયન અને આ રાજાઓ રોકાઈ ગયા તેથી નગરનું નામ દશપુર પડ્યુ. પર્યુષણાને દિવસે ક્ષમાપનાનો દિવસ હોવાથી ઉદાયને જૈનધર્માવલંબી પ્રદ્યોતને ક્ષમા આપી છોડી મૂક્યો.

આ જ હકીકત 'આવશ્યક વૃત્તિ'માં શ્રીહરિભદ્રસૂરિએ પણ આપી છે, જેમાંથી દશપુરોત્પત્તિ અંગેનું નીચેનુ અવતરણ નોંધુ છું.–

"...निडाले य से अंकी कओ–दासीपतिओ उद्दायणरण्णो, पच्छा णिययणगरं पहाविओ, पडिमा नेच्छइ, अंतरा वासेग उवद्दो ठिओ, ताहे उदक्खंदभएण दसवि रायाणो धूलीपागारे करेत्ता ठिया.... ताहे तं दसपुरं जायं....। —હરિભદ્રસૂરિ,

'આવશ્યક વૃત્તિ' (આગમોદય સમિતિ પ્રકાશિત) ભાગ ૧, પૃ ૨૯૬–૩૦૦

હવે જિનદાસગણિ અને હરિભદ્રસૂરિ બેઉની સાક્ષી મુજબ, "જીવસ્સામી" (જીવન્ત કે જીવિતસ્વામી)ની મૂળ પ્રતિમા પ્રદ્યોત રાજા લઈ ગયો હતો બેઉ ગ્રન્થકારોના બ્યાન પરથી

એ વાત પણ ફલિત થાય છે કે ઉદાયને પ્રદ્યોતને ઉજ્જયિની પહોંચતા પહેલાં રસ્તામાં જ પકડ્યો હશે, અથવા તો બંને વચ્ચેની લડાઈ ઉજ્જયિનીથી દૂર કદાચ દશપુર નજીક થઈ અને દશપુર આગળ જ લશ્કરી થાણું નાખી ત્યાં કાચો માટીનો કોટ ઊભો કરવો પડ્યો.

આ જ હકીકત શ્રીહેમચન્દ્રાચાર્યે બીજી કેટલીક વધુ વિગતો સાથે આપી છે. વધારાની વિગતમા તેઓ કહે છે–

प्रद्योतोऽपि वीतभयप्रतिमायै विशुद्धधीः ।
शासनेन दशपुरं दत्त्वाऽवन्तिपुरीमगात् ॥६०४॥

अन्येद्युर्विदिशां गत्वा भायलस्वामिनामकम् ।
देवकीयं पुरं चक्रे नान्यथा धरणोदितम् ॥६०५॥

विद्युन्मालीकृतायै तु प्रतिमायै महीपतिः ।
प्रददौ द्वादशग्रामसहस्रान् शासनेन सः ॥६०६॥

— ત્રિષ્ટિશલાકાપુરુષ ચરિત્ર, પર્વ ૧૦, સર્ગ ૧૧, પૃ. ૧૫૭

અર્થાત્:—ઉદાયનના ગયા પછી, પ્રદ્યોતરાજે વિદ્યુન્માલીકૃત ગોશીર્ષચન્દનમયી "જીયસામી"ની પ્રતિમાના પૂજનાર્ચના ઈત્યાદિ અર્થે દાનપત્રથી દશપુર ગામ (અથવા શહેર) નું દાન કરી પ્રદ્યોત અવન્તિપુરી (ઉજ્જયિની) પાછો સિધાવ્યો ફરી એક સમયે પોતે વિદિશા જઈ બાર હજાર ગામ આ જ પ્રતિમા અર્થે દાનમાં આપ્યા વળી, એણે "ભાયલસ્વામી" નામનું એક દેવપુરી જેવુ દેવપત્તન સ્થાપ્યું ધરણેન્દ્રનું વચન મિથ્યા થતું નથી (આ ભાયલ વણિકનો પ્રસંગ પણ આચાર્યશ્રીએ આપ્યો છે, તેને ધરણેન્દ્રનું વરદાન હતું, જેના પ્રતાપે એના નામને અમર કરતું નગર સ્થપાયું )

હવે મૂળ પ્રતિમા ઉઠાવી જતી વખતે પ્રદ્યોતે જે પ્રતિકૃતિ વીતભયપત્તનમાં મૂકી હતી તે જીવન્તસ્વામી દેવપ્રતિમાના મહિમા, પૂજનાર્ચન ઈત્યાદિ અર્થે ઉદાયન રાજાએ પણ ઘણાં ગામો, આકરો (ખાણ), નગરો વગેરે દાનપત્રથી દાનમા આપ્યાં [ जीवन्तस्वामिदेवाय पूजार्थमथ पार्थिवः । शासनेन ददौ भूरि ग्रामाकरपुरादिकम् ॥ ६०७ ॥ એજન, પૃ ૧૫૭]

શ્રીહેમચન્દ્રાચાર્યે પોતાના એ જ ગ્રન્થમા (પૃ ૧૫૨, શ્લોક ૪૬૩ અને પૃ. ૧૫૭ શ્લોક ૬૦૮–૬૦૯) બતાવ્યું છે તે મુજબ આ વીતભયપત્તનમાં રહેલી, પ્રદ્યોતે આણેલી પ્રતિમા શ્રીખંડ વૃક્ષની બનેલી અને કપિલ નામના એક શ્વેતામ્બર મુનિની પ્રતિષ્ઠિત કરેલી હતી

આચાર્યશ્રી જણાવે છે તે મુજબ ક્ષત્રિયકુંડ ગ્રામમા, દીક્ષા લેતાં પહેલાં છદ્મસ્થ કાલમાં, પ્રતિમાસ્થિત મહાવીરસ્વામીને વિદ્યુન્માલીએ દીઠેલા અને તે વખતે તેમના દેહ ઉપર અલંકાર હોવાથી અલંકારયુક્ત પ્રતિમા વિદ્યુન્માલીએ ભરાવેલી સહુને વિદિત છે કે, પોતાના મોટાભાઈના આગ્રહથી મહાવીરસ્વામીએ દીક્ષા લેવાનો પોતાનો વિચાર હોવા છતા કેટલોક સમય પોતે ઘરમા જ ઈતર પ્રવૃત્તિ છોડી ધર્મધ્યાન ઈત્યાદિમાં વીતાવ્યો હતો, એટલે દીક્ષાની પૂર્વ તૈયારીના સમયના ભગવાન મહાવીરના સ્વરૂપની આ પ્રતિમા હતી. આચાર્યશ્રી એ હકીકત શ્રીમહાવીરના મુખેથી જ વર્ણવે છેઃ—

विद्युन्माल्यपि तस्याज्ञामुररीकृत्य सत्वरः ।
क्षत्रियकुंडग्रामेऽस्मानपश्यत् प्रतिमास्थितान् ॥३७९॥
गत्वा महाहिमवति छित्वा गोशीर्षचन्दनम् ।
अस्मन्मूर्तिं तथादृष्टां सालंकारां चकार सः ॥३८०॥
—ત્રિષષ્ટિ, ૧૦ ૧૧, પૃ. ૧૪૯.

આમ, જીવિતસ્વામી અથવા જીવન્તસ્વામી પ્રતિમા એટલે કે ભગવાન મહાવીરના સમયમાં જ, તેઓએ દીક્ષા લીધી તે પહેલાં, બનેલી તેઓની પ્રતિમા. રાજકુમારના શરીરને યોગ્ય અલંકારોથી સુશોભિત આ પ્રતિમા બની એટલે શાસ્ત્રીય રીતે વિચાર કરતાં, તીર્થંકર ભગવાનના પોતાના જ સમયમાં બનેલી પ્રતિમાને જ જીવિતસ્વામી પ્રતિમા કહી શકાય.

આવી પ્રતિમા ભગવાન મહાવીરના સમયે બની એટલે એ પ્રતિમાના મૂર્તિવિધાન (iconography) જેવી બનેલી પછીની શ્રી. મહાવીર પ્રતિમાઓને પણ જીવન્તસ્વામી પ્રતિમા તરીકે પ્રતિષ્ઠિત કરવામાં આવી.

શ્રી. હેમચંદ્ર આચાર્યે જણાવેલી બીજી હકીકત ખાસ નોંધપાત્ર છે તેઓ લખે છેઃ—

वणिजो विदिशापुर्यां भायलस्वामिनोऽन्यदा ।
गोशीर्षकाष्ठप्रतिमा विद्युन्मालिप्रकाशिता ॥ ६४० ॥
राज्ञा कुब्जिकया चापि पूजनाय समर्पिता । —ત્રિષષ્ટિ. ૧૦, ૧૧, પૃ ૧૫૪

(વિષય સુખમાં રત) પ્રદ્યોત અને કુબ્જાએ પૂજા કરવા માટે વિદિશાપુરીના વણિક ભાયલસ્વામીને વિદ્યુન્માલીપ્રકાશિત ગોશીર્ષ કાષ્ઠપ્રતિમા આપી. નગરની બાજુમાંથી વિદિશા નદી વહેતી. આગળ જણાવ્યુ છે તેમ નાગરાજ ધરણેન્દ્રે આ ભાયલસ્વામી-ભ્રાજિલસ્વામીને વરદાન આપ્યું હતું તે મુજબ પ્રદ્યોતે એના નામથી શહેર સ્થાપ્યું. પણ ભાયલની કેટલીક ઉતાવળના પ્રતાપે ધરણેન્દ્રે એ પણ ભવિષ્ય કહ્યુ હતું કે એ પ્રતિમા ભવિષ્યમાં છુપાવવામાં આવશે અને એની આગળ એની એક પ્રતિકૃતિ મિથ્યાદૃષ્ટિઓ મૂકશે અને તેને ભાયલ-(ભ્રાજિલ)સ્વામી નામની સૂર્યદેવની પ્રતિમા તરીકે જૈનેતર-મિથ્યાદષ્ટિઓ પૂજશે.

ઉપરની સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચન્દ્રસૂરિએ આપેલી હકીકત ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે, જીવન્તસ્વામીની મૂળ એટલે કે પહેલી પ્રતિમા વિદિશામાં હતી.

મારું નમ્ર અનુમાન આમ છે-ઉદાયન રાજાના ભયથી પ્રદ્યોતે આ પ્રતિમા રસ્તામાં ક્યાંક મૂકી હતી એટલે કે વિદિશામાં આ પ્રતિમા ભાયલવણિકને સોંપેલી હશે. ઉદાયન સાથે લડાઈ થઈ તે કદાચ અહીં વિદિશા પાસે થઈ હોય પાછા ફરતા ઉદાયન દશપુર પાસે રોકાઈ ગયા હોય અથવા દશપુર પાસે જ લડાઈ થઈ હોય અને વર્ષાકાલ હોવાથી પ્રતિમા વિદિશામાં રાખી થાણુ નાખી ઉદાયન દશપુરમા રોકાયા હોય પછી પર્યુષણા વખતે ક્ષમાપના સમાધાન થવાથી ઉદાયને મૂળ પ્રતિમા વિદિશામાં રહેવા દેવા કબુલ પણ કર્યું હોય આનાં વિગતવાર કારણો ઉપલબ્ધ નથી પણ ભાયલવણિકે આ રીતે પ્રતિમા વિદિશામાં

રાખવામાટે સમજાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો હોય. ભાયલત્રણિક્ પોતે પ્રતિષ્ઠિત ધનાધીશ આગેવાન, બુદ્ધિશાળી, પ્રતિભાસ પન્ન વ્યક્તિ હોય અને જૈનધર્મનો વિશિષ્ટ અનુરાગી હોવાથી અને એણે સદર પ્રતિમા માટે કરેલા પ્રયાસો તેમજ ઉદાયનના ગયા પછી તેણે સદર પ્રતિમા અંગે કોઇ મોટુ દેરાસર વગેરે કરાવ્યુ હોય એ બધું જોતાં આ ભાગને પ્રદ્યોતે 'ભાયલસ્વામિપુર' એવુ નામ મંજુર કરી ભાયલની સેવાને અમર કરવા પ્રયાસ કર્યો હોય એમ લાગે છે. વિદિશા એક મોટી પ્રાચીન નગરી હતી, એના પરા (subarb) જેવો આ વિભાગ ભાયલસ્વામિપુર કહેવાયો. નીચે જણાવ્યુ છે તે ઉપરથી આ અનુમાન સંભવિત લાગે છે. અહીં એટલું કહી શકાય કે આ ભાયલસ્વામિપુર એ લાઇલિસ્વામીપુર એ જ હાલનું સાંચી પાસેનુ ભોપાલ સ્ટેટનુ ભેલસા છે. આ ભેલસામા 'વસુદેવહિંડી'કારના સમયમા જૈનધર્મનો પ્રચાર હતો. તેનો મારી પાસે બીજો પૂરાવો છે જે કાર્ય વખતે રજૂ કરીશ. અહીં પ્રસ્તુત એટલું જ છે કે પ્રાચીન કાલમા આ પ્રદેશમા જૈનધર્મનો સારો પ્રચાર હતો

વિક્રમની ચૌદમી સદીના સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીજિનપ્રભસૂરિએ પોતાના 'વિવિધ-તીર્થકલ્પ' (પ્રકાશિત, મુનિ શ્રીજિનવિજયજી, સિંઘી ગ્રથમાલા નં. ૧૦, પૃ. ૮૬) માં જણાવ્યું છે કે "भाइलस्वामिगढे देवाधिदेवः ।' ચોવીસે તીર્થકરોના પ્રસિદ્ધ તીર્થસ્થાનોમાં મહાવીરસ્વામીના તીર્થસ્થાનોના નિર્દેશો ભેગો આ ઉલ્લેખ છે.

શ્રી. ડૉ. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે પોતાના પ્રોગ્રેસ રીપોર્ટ, વેસ્ટર્ન સર્કલ, ઈ. સ. ૩૧-૩-૧૯૧૩ના બીજા ભાગના પૃ. ૫૯ ઉપર ભેલસાની હકીકતનાં ભેલસા=ભાઇલ્લિસ્વામી આ બતાવ્યું છે. આધાર તરીકે વિક્રમ સં. ૧૧૯૦ ના એક તામ્રપત્રનો ઉલ્લેખ કર્યો છે અને વિદિશા તે જ હાલનું ભેલસા છે એમ જણાવ્યું છે એટલે પ્રાચીન વિદિશા એ હાલનું ભેલસા છે અથવા વિદિશાનો એક મોટો ભાગ મોટું subarb પરુ ભેલસા છે એમ લાગે છે.

પણ આગળ મેં રજૂ કરેલી 'વસુદેવહિંડી' અને 'બૃહત્કલ્પભાષ્ય'ની ક્ષેમકીર્તિકૃત ટીકાની સાક્ષીઓ ઉપરથી તો "જીયસામી" ઉજ્જયિનીમા હતા એમ ફલિત થાય છે અને અપ્ર-સિદ્ધ 'બૃહત્કલ્પ ચૂર્ણિ'માથી મુનિ શ્રીકલ્યાણવિજયજીએ પોતાના 'વીરનિર્વાણ સવત્ ઔર જૈનકાલગણના'મા પૃ. ૮૨ ઉપર ઉતારો આપ્યો છે તેમા પણ નીચે મુજબ ઉલ્લેખ છે:—

"इतो य अज्जसुहत्थी उज्जेणिं **जियसामिं** वंदओ आगओ.... ।"

આ જ ચૂર્ણિના જણાવ્યા મુજબ, આર્ય સુહસ્તિ જ્યારે રથયાત્રા મહોત્સવમાં ઉજ્જયિનીમાં ચાલતા હતા ત્યારે મૌર્યરાજા સપ્રતિને તેમના પ્રથમ દર્શન થયાં હતાં.

આમ સ્વાભાવિક શકા થાય કે શ્રી જીવન્તસ્વામી પ્રતિમા ઉજ્જયિનીમાં હતી કે વિદિશામાં હતી? એનુ સમાધાન કરવામા આપણને 'આવશ્યકચૂર્ણિ' ઉપયોગી થઈ પડે છે. 'આવશ્યક નિર્યુક્તિ'ની નીચેની ગાથા ઉપર આ ચૂર્ણિ છે—

पाडलिपुत्त महागिरि अज्जसुहत्थी य सेट्ठिवसुभूति ।
वइदिस उज्जेणीए जियपडिमा एलकच्छं च ॥ —નિર્યુક્તિગાથા નં. ૧૨૮૩

'આવશ્યકચૂર્ણિ' ભાગ પૃ ૧૫૬–૫૭ ઉપર આની ચૂર્ણિ આપેલી છે. તે મુજબ આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ "જીયપડિમા"ના વંદનાર્થે "વઈદિશ"=વિદિશા ગયા હતા એમ લખ્યુ છે ત્યાથી આર્યમહાગિરિ એડકાક્ષ ( દશાર્ણપુર ) પધાર્યા, જ્યાં ગજાગ્રપદ નામના પર્વત ઉપર તેમનુ મૃત્યુ થયુ પછી આર્યસુહસ્તિ ઉજ્જયિનીમાં જીવિતસ્વામી પ્રતિમાના વંદનાર્થે ગયા.

એટલે કે આ સમયમા જીવિતસ્વામીની બીજી એક પ્રતિમા ઉજ્જયિનીમાં પણ હતી. આ પ્રતિમા પ્રદ્યોતવાળા પ્રસંગ પછી ઉજ્જયિનીમા કોઈ કાળે પ્રતિષ્ઠિત થઈ હશે. પ્રદ્યોતવાળો પ્રસંગ ઈ. સ. પૂર્વે છટ્ઠા સૈકામા બન્યો હતો. ત્યારપછી સંપ્રતિ સમકાલીન આર્ય સુહસ્તિના સમયના વચગાળામા આ અશક્ય નથી.

પણ 'નિશીથચૂર્ણિ'નો ઉલ્લેખ તો ખાસ અગત્યનો છે. મુનિ શ્રીકલ્યાણવિજયજી ( ઉપર જણાવેલા તેમના પુસ્તકના પૃ. ૯૦ ઉપર ) **નિશીથચૂર્ણિમાંથી** નીચેનો ઉતારો નોંધે છે.—

"अण्णया आयरिया **वतीदिशं जियपडिमं** वंदिया गता । तत्थ रहाणुज्जाते रण्णो घरं रहोवरि अंचति । संपतिरण्णा ओलोयणगएण अज्जसुहत्थी दिट्ठो । जातीसरणं जातं ।"

અર્થાત્-આર્યસુહસ્તિ 'જિયપડિમા" ને વાંદવા કાજે વતીદિશ—વિદિશા નગરીમાં પધાર્યા ત્યારે રથયાત્રા નીકળી તેમા યાત્રાના માર્ગ પર રાજાનો આવાસ હતો. ત્યા બારીમાથી સંપ્રતિરાજાની નજરે આર્ય સુહસ્તિ પડતા; રાજાને જાતિસ્મરણ—પૂર્વ ભવનું જ્ઞાન થયુ.

એટલે 'નિશીથચૂર્ણિ'કારને મતે આર્ય સુહસ્તિ અને સંપ્રતિરાજનો પ્રસંગ વિદિશામાં બન્યો હતો. વિદ્યુન્માલીકૃત મૂળ પ્રતિમા વિદિશામા હતી, એ બાબતને આથી ટેકો મળે છે અને ઉજ્જયિની નગરીમાની બીજી પ્રતિમા બાબત ઉપર રજૂ કરેલુ અનુમાન વાસ્તવિક લાગે છે. આ રીતે જૈન ગ્રન્થોમાથી મળતી સાક્ષીઓનો વિરોધાભાસ દૂર થાય છે.

ત્યારે જે હકીકત જિનદાસ ગણિએ નોંધી નથી, જે શ્રીહરિભદ્રસૂરિએ નોંધી નથી તે તેમના પછી થયેલા આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિએ વધુ વિસ્તારથી જે આપી છે તે આધારભૂત છે કે વચગાળામા ઊભી થયેલી દંતકથાઓના પ્રતાપે ઉમેરો થયો છે, એવી કોઈ શંકા પણ કરે. મારા ખ્યાલ મુજબ નિદાન આ કિસ્સામા આપણને મોટે ભાગે ઐતિહાસિક હકીકતો જ ઉપલબ્ધ છે. હાલના વિદ્વાનોને અગ્રાહ્ય થાય એવી વીતભયપત્તન બાબતની ભવિષ્યવાણી તથા ધરણેન્દ્રના વરદાનની હકીકત સાથે આપેલી વિગતોનો મે ઉપર જણાવ્યું છે તે રીતે સાર લઈએ તોપણ આટલી હકીકત ઐતિહાસિક લાગે છે કે (૧) શ્રીમહાવીર સમકાલીન ગોશીર્ષચંદનમયી જીવન્તસ્વામી પ્રતિમા હતી. (૨) ઉદાયન અને પ્રદ્યોતનો પ્રસંગ ખરેખર બનેલી વિગત છે (૩) અને ભાયિલ વણિક્નો કિસ્સો ઉપર રજૂ કર્યો છે તેમ હશે આ બધા વિશ્વાસનુ બીજુ અગત્યનું કારણ ખુદ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ, જેઓ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના સમકાલીન હતા, તેમણે જ આ ઉપર રજૂ કરેલી વિગતો ભેગી બીજી જે વિગત આપી છે તે છે તેમના જણાવ્યા મુજબ કુમારપાલ રાજાએ પોતાના ખાસ નીમેલા અધિકારીઓ મારફત વીતભયપત્તન ( જે પાશુવૃષ્ટિથી દટાઈ ગયું

હતું ) માં ખોદકામ કરાવી ત્યાથી જીવન્તસ્વામી પ્રતિમા મેળવી એ યાદ રાખવુ ઘટે છે કે, આ પ્રતિમા પ્રદ્યોતવાળી હતી. વળી, આગળ આચાર્યશ્રી જણાવે છે કે એ પ્રતિમા સાથે જ ઉદાયને એ પ્રતિમા અંગે આપેલું દાનપત્ર પણ મળી આવ્યું કુમારપાલ રાજાએ સન્માનપૂર્વક સદર પ્રતિમા તથા દાનપત્ર પોતાની રાજધાની અણહિલ્લપુર પાટણમાં લાવી એક ભવ્ય સ્ફટિકમય પ્રાસાદ બનાવી તેમાં તે પ્રતિમાજીને પધરાવ્યાં

જમીનમાં કાષ્ઠપ્રતિમા કેવી રીતે ટકી શકી ? કારણ સ્પષ્ટ છે, આ પ્રતિમા રેતીના તોફાનમાં દટાયેલી નગરી ભેગી દટાઈ ગઈ હતી સિંધુ-સૌવીરમા આવેલુ આ વીતભયપત્તન ક્યું તે નક્કી નથી, કેટલાંક અનુમાનો થયા છે ખરા પણ આપણે એટલુ તો અવશ્ય સમજી શકીએ છીએ કે સિંધુ-સૌવીરથી પ્રદ્યોતની પાછળ દોડેલા ઉદાયને દશપુર કે વિદિશા પાસે લડાઇ ખેલી અને પાછા ફરતા ખાસ વર્ષાકાલે રોકાઈ ગયા એ બધુ પ્રખ્યાત ગણપ્રદેશ કે તેની બાજુના પ્રદેશમા થઇ ઉદાયનનુ આગમન સૂચવે છે અને રેતીના તોફાન એની નગરીને નડે એ નવાઈજેવું નથી મૌર્યકાલીન લાકડાના મોટા પાટડાઓ પાટલીપુત્રના ખોદકામમાથી આ જમાનામાં પણ ઉપલબ્ધ થયા છે.

આચાર્યશ્રીના નીચેના શ્લોકો નોંધપાત્ર છે:—

" ततो गुरुमनुज्ञाप्य नियोज्यायुक्तपुरुषान् ।
प्रारप्स्यते खनयितुं स्थलं वीतभयस्य तत् ॥८१॥
राज्ञः कुमारपालस्य तस्य पुण्येन भूयसा ।
खन्यमानस्थले मङ्क्षु प्रतिमाविर्भविष्यति ॥८३॥
तदा तस्यै प्रतिमायै यदुदायनभूभुजा ।
ग्रामाणां शासनं दत्तं तदप्याविर्भविष्यति ॥८४॥
प्रतिमायाः स्थापनार्थं तस्यास्तत्रैव पार्थिवः ।
प्रासादं स्फटिकमयममायः कारयिष्यति ॥९३॥

આમ પ્રાચીન સમયમાં archaeologist ઉત્ખનનમાં રસ લેનાર, પુરાતત્ત્વમા રસ લેનાર તરીકેનું માન બે પ્રભાવશાલી ગુજરાતીઓને ફાળે જાય છે. એક તો કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિ અને બીજા વિખ્યાત ગુર્જરનરેશ કુમારપાલ કુમારપાલે ગુજરાત રાજપુતાનામાં અનેક સ્થળે જે મંદિરો બંધાવ્યા છે એ એના ગુજરાતની કલાને આપેલા રાજ્યાશ્રયનું મૂલ્યાંકન પણ બરોબર થવું ઘટે છે આચાર્ય હેમચંદ્રની પ્રતિભા આગળ આપણુ મસ્તક નમે છે. અસ્તુ

આપણો મુદ્દો એ છે કે આચાર્ય હેમચંદ્ર પાસે સાબિતી હતી કે જીવન્તસ્વામીની પ્રાચીન ગ્રન્થોની હકીકત ખરી હતી ખુદ તેમાની એક પ્રતિમા ખોદાવી મગાવી તેમણે આ હકીકતની ઐતિહાસિકતા સાબિત કરી આપી છે. વળી, એ સાથે જે શાસન મળેલુ તે જો તેઓ વાચી શકયા હોય (લિપિ જરૂર જૂની હશે) તો તેમા મળેલી વિગતોના આધારે એમને પરપરાગત ભાયલસ્વામીવાળી હકીકતનો નિદાન એટલી સાક્ષી મળી હોય કે અસલ પ્રતિમા વિદિશામાં ભાયલસ્વામીને હસ્તગત હતી. આવો કોઈક ઉલ્લેખ તે તામ્રપત્રમાં

ટૂંકમાં મળ્યો હોય તો નવાઈ નહીં. આ આપણાં અનુમાનો છે. તામ્રપત્ર તેમણે વાંચ્યું હતું કે નહિ તે ખબર નથી પણ તેઓ એટલું લખે છે કે "**ग्रामाणां शासनं दत्तं तदप्याविर्भविष्यति।**" હવે પ્રદ્યોત કે ઉદાયને આપેલા દાનપત્રોની વિગતો પણ શ્રીહેમચંદ્રાચાર્ય પાસેથી આપણને મળે છે. એમની પાસે બીજો કોઈ પરંપરાગત મૌખિક કે અન્ય ગ્રંથનો આધાર હતો કે નહિ તે આપણને ખબર નથી

હવે વચમાં એક બાબત રજૂ કરવા જેવી છે. **रथयात्रा महोत्सव**–ખાસ કરીને આ આ જીવન્તસ્વામી પ્રતિમાનો, એ તે જમાનાના એટલે આર્ય સુહસ્તિના જમાનાના જૈન સંઘમા અતિમહત્ત્વનો હતો; જેને માટે દેશાન્તરથી ખાસ પ્રાભાવિક આચાર્યો પધારતા હતા. જૈન સમાજને મન શ્રી.મહાવીર સમકાલીન પ્રતિમાનું મહત્ત્વ ખૂબ જ હશે કેમકે એ પ્રતિમામાં શ્રી મહાવીરની મુખાકૃતિ–અસલ એમનુ સ્વરૂપ હશે તેને મળતી હોય જ અને પ્રદ્યોતવાળી પ્રતિમા પણ એ દૃષ્ટિએ અતિમહત્ત્વની જ હોવાથી, તેમજ વિદિશાવાળી પ્રતિમા પ્રાપ્ત કરવી લગભગ અશક્ય હોવાથી આચાર્ય હેમચં અને કુમારપાલ ભૂપાલે વીતભય–પત્તનમાં ખોદકામ કરાવવાના ખર્ચ અને સાહસ ખેડ્યાં હતાં. આ હકીકતના આધારે મને લાગે છે કે કુમારપાલે જૈનધર્મ અંગીકાર કર્યો હશે એ હકીકત સામેનો જૈનેતર વિદ્વાનોને પૂર્વગ્રહ હોય તો તે છોડવો ઘટશે.

એક બીજી વાત એ છે કે જીવન્તસ્વામી પ્રતિમાનો ખાસ રથયાત્રા મહોત્સવ નીકળવાનો પ્રચાર બહુ પ્રાચીન કાળથી ચાલતો આવેલો તે એટલે સુધી કે એક કથામાં રથયુક્ત જીવન્તસ્વામી પ્રતિમાની હકીકત આવે છે રાજશેખર (વિ. સં. ૧૪૦૫) રચિત 'પ્રબંધકોશ' (મુનિ શ્રીજિનવિજયજી પ્રકાશિત, સિંઘી જૈન સીરીઝ)માં પૃ. ૭૬ ઉપર વંકચૂલની કથામાં સુવર્ણરથ ઉપર વિરાજમાન જીવન્તસ્વામી–પાર્શ્વનાથ પ્રતિમાનો ઉલ્લેખ છે. આ પ્રતિમા જલશાયી થયેલી હતી જીવન્તસ્વામી પ્રતિમા સાથે રથ–યાત્રાનો પ્રસંગ ખાસ સંકળાયેલો ચાલ્યો આવતો હોવાથી વંકચૂલ કથામાં આ રીતે પાર્શ્વનાથની જીવન્તસ્વામી પ્રતિમાને પણ સુવર્ણરથયુક્ત બતાવી છે. આ કથા બીજું એ બતાવે છે કે જીવન્તસ્વામી પ્રતિમા મૂળ જેને કહેવામાં આવી તે ઉપરથી તેનો ભાવ લઈ બીજા તીર્થંકરોની પણ જીવન્તસ્વામી પ્રતિમાના વર્ણન કે પ્રસગો આવ્યા. વળી, મૂળ સાલંકાર સવસ્ત્ર પ્રતિમાનો ખ્યાલ રાખી પાછળથી પણ શ્રીમહાવીરસ્વામીની જીવન્તસ્વામી પ્રતિમાઓ પ્રતિષ્ઠિત થઇ હતી. આવી પ્રતિમાઓના પબાસન ઉપર ફક્ત જીવન્તસ્વામી પ્રતિમા એટલુ લખેલું હોય તો પણ સમજી લેવામાં આવતું કે આ મહાવીરસ્વામીની છદ્મસ્થાવસ્થાની પ્રતિમા છે.

આ બધાયની સાબિતી આપતી, જેને વાસ્તવિક રીતે, મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ જીવન્તસ્વામી પ્રતિમા કહી શકીએ તેવી પ્રતિમા વડોદરા પાસેના અકોટાના સંગ્રહમાંથી જડી છે.[1]

આ પ્રતિમા ખંડિત મળેલી છે પાદપીઠ સાથે પ્રતિમાની ઊંચાઈ સાડા પંદર ઇંચ

---

૧. અકોટાની પ્રતિમાઓના અભ્યાસ વગેરેમાં અનેક રીતે સહાય–સહકાર આપવા બદલ વડોદરાના કલેકટર શ્રી. લલિતચંદ્ર દલાલ, શ્રી. પરશરામ ગણપુલે, વડોદરા યુનિવરસીટીનાં વાઈસ ચૅન્સેલર શ્રીમતી હંસાબેન મહેતા, તેમજ ડો. શ્રી. મોતીચંદ્ર, ડો. શ્રી. સાંડેસરા, વગેરે વિદ્વાન મિત્રોનો ઋણી છુ.

તથા પીઠના નીચેના પાયા આગળથી પહોળાઈ લગભગ સવાચાર ઈંચ છે સદર પ્રતિમા છબી નં. ૧માં રજૂ કરી છે. પીઠના સન્મુખના ભાગે લેખ શરૂ થઈ ડાબી બાજુએ થઈ, પાછળના ભાગમાં મળી ત્રણ કકડે આ લેખ કોતરાયેલો છે, જે સાથેની છબી ૨-૩-૪માં અનુક્રમે આપ્યો છે. સદર લેખ નીચે પ્રમાણે છેઃ—

ॐ देवधर्मोय जिवतसामि (લીટી ૧લી છબી નં. ૨)
प्रतिमा चद्र कुलिकस्य (લીટી ૨જી છબી નં. ૩)
नागीस्वरी (=नागीश्वरी) श्रविकस्याः (कायाः) (લીટી ૩જી છબી નં. ૪)

અર્થાત્–ॐ આ દેવનિમિત્ત દાન છે, જિવંતસામી પ્રતિમાનું, ચંદ્રકુળની નાગીશ્વરી નામની શ્રાવિકા તરફથી.

ઉપરના લેખમાં च પછી થોડી જગા છુટેલી છે અને તેમાં પ્રતિમાના પીઠના આ ભાગને સાંધેલાની નિશાની છે च ને માથેનું અનુસ્વાર દેખાતુ નથી, ઘસાઈ ગયુ હોય (અથવા ખંડિત ભાગને ફરી સાધવામા નકાર છૂટી ગયો હોય, જો કે આ વધારે સંભવિત નથી) આ સાધો હાલ નથી થયો, એ રીતે સંધાઈને આ પીઠ સાથે પ્રતિમા પૂજાતી રહી હતી એટલે જૂના વખતમા આ પ્રતિમા પૂજાતી હશે ત્યારે કોઈ વખત, આમ થયુ હશે.

લેખના અક્ષરો વલભીના મૈત્રક રાજાઓના દાનપત્રોમાના દાનપત્રો સાથે સરખાવતા જણાય છે કે, આ દાનપત્રોમાથી ઈ. સ. ૫૨૪-૬૦૦ વચ્ચેના દાનપત્રોની લિપિ સાથે સમાન અક્ષરો મળતા આવે છે. હવે આપણે એટલુ યાદ રાખવુ ઘટે કે આ ધાતુપ્રતિમાઓ ઉપરના લેખ કોતરનાર અને રાજાઓના શાસનો પર લેખ કોતરનારમાં ઘણી વખત તફાવત હોય છે. પ્રતિમાઓ ભરાવનાર પ્રજાજનો જે લેખ કોતરાવે છે તે સમાજમાંના કોઈ પ્રતિમા ભરનાર કારીગર કે બીજા કોઈ કારીગરે કોતરેલા હોવાથી મરોડમાં કેટલીક વખત અમુક ફેરફાર નજરે પડે છે.

શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણજીના સ્વહસ્તે પ્રતિષ્ઠિત પ્રતિમાઓ જે આ માસિકના જાન્યુઆરી, ૧૯૫૨ના અંકમાં મેં રજૂ કરી હતી તેમાં આ વસ્તુ વધારે સ્પષ્ટ રીતે સમજાશે. એટલે બધી રીતે વિચાર કરતા શ્રીજીવન્તસ્વામીની આ પ્રતિમાના લેખની લિપિના આધારે આ પ્રતિમા ઈ. સ ૫૫૦ આસપાસ ભરાઈ હોવાનું મારું અનુમાન છે.[1]

આ પ્રતિમા અત્યંત મહત્ત્વની છે. પહેલું મહત્ત્વ એ છે કે સારાય ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, રાજપૂતાના, કચ્છ તેમજ મહારાષ્ટ્ર અને દક્ષિણ હિંદમાથી મળેલી અને પ્રસિદ્ધ થયેલી જૈન પ્રતિમાઓ કરતા આ વધુ જૂની છે. મથુરા, રાજગિર વગેરે સ્થળોએથી મળેલી અમુક પ્રતિમાઓ બાદ કરતા આ એક અતિપ્રાચીન જૈન પ્રતિમા છે લગભગ આ સમયની, બીજી પાંચેક પ્રતિમાઓ પશ્ચિમ હિંદમા એક જગાએથી મળેલી

૧. અહી રજૂ કરેલા વિધાનો વગેરે સાથે આ જ પ્રતિમા બાબત એક લેખ અંગ્રેજીમાં; Journal of the Oriental Institute, Baroda, Vol. I, no. 1, pp. 72–79મા આ લેખકનો છપાયો છે. તેનો અહી ગુજરાતીમા સ્વતંત્ર અનુવાદ કરવા દેવા તથા તેના ફોટાઓના બ્લોક્સ વાપરવા આપવા બદલ સદર Journalના તંત્રી, મારા પૂજ્ય વિદ્યાગુરુ શ્રી ગોવિન્દલાલ હ. ભટ્ટનો હું ઋણી છુ.

છે. જે થોડા સમયમાં બીજા લખાણુમાં હું પ્રસિદ્ધ કરવા આશા રાખું છું પણ જીવન્ત-સ્વામીની આખા યે હિંદમાથી આ પહેલી પ્રતિમા પ્રસિદ્ધિમાં આવી છે. આના આધારે હવે 'આવશ્યકચૂર્ણિ, નિશીથચૂર્ણિ, બૃહત્કલ્પભાષ્ય, વસુદેવહિંડી, હારિભદ્રિયા આવશ્યક વૃત્તિ, તેમજ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ના ઉલ્લેખો વિશ્વસનીય સાબિત થયા છે અને સૌથી વધારે મહત્ત્વની વાત છે તે શ્વેતામ્બર સમાજના મહત્ત્વની એ છે કે શ્વેતામ્બર મતભેદો પ્રતિમા પરત્વે તીવ્ર થયા પછી જીવન્તસ્વામીની આ રૂપની બીજી પ્રતિમાઓ અર્થપૂર્વક ભરાવવામાં આવી હોય અને જુદી જુદી વસતિકાઓમાં સ્થાપિત કરવામાં આવી હોય. ખાસ રથ-યાત્રા મહોત્સવો કાઢવામા આવ્યા હોય તો નવાઈજેવુ નથી. આર્યસુહસ્તિના સમયમાં આ પરિસ્થિતિ નહોતી, પણ આ પ્રતિમા ભરાઈ કે ઉપરના ગ્રન્થો લખાયા ત્યારે આ વસ્તુ-સ્થિતિ અચૂક હતી. જે વસતિકામા આ પ્રતિમા હતી, જે વસતિકામા શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પ્રતિષ્ઠિત બબ્બે પ્રતિમાઓ હતી તે વસતિકાનું તે જમાનામાં સારું મહત્ત્વ હશે એમ માનવાને જરાય હરકત નથી.

પ્રતિમા મનોજ્ઞ છે, કલાનો એક સુંદર નમૂનો છે, કલાશૈલી વિશિષ્ટ પ્રકારની છે, ગુપ્ત સમયની કલાની છાયા છે પણ આ પશ્ચિમ હિંદની વિશિષ્ટતા પકડતી વિકસતી ગુર્જર કલાની શરૂઆતની છે ભગવાનના મસ્તક ઉપરના મુકુટની રચના, લાંબા કાન, કાન નીચેના લટકતા બે મોટા કુંડલો, ગળામાની એકાવલી મૌક્તિકમાલા, બાજુબંધ, હાથનાં કડાં વગેરે વગેરે અલંકારો ઉપરાત કમરબંધ અને કમરબધની નીચે લટકતી સેરો તથા ઝાલરઘાટની (Festoon) ભૂષા, પાટલીના નીચલા ભાગની વાંકીચૂકી તરગમાલાકૃતિ, ઘૂંટણ નીચે પગની પાનીઓ લગભગ પહોંચતુ ભગવાને કમરથી ધારણ કરલુ કિંમતી વસ્ત્ર; આ બધું બારીકાઈથી જોતા-વિચારતાં ઉપરનું વિધાન સમજાશે આંખોમાં ચાંદી જડી પ્રતિમાની સુંદરતા વધાર-વામાં આવી છે. પાછળ ભામડલ સાદુ, કાગરીવાળુ શોભે છે. ભગવાનનો ભાલપ્રદેશ વિશાલ છે, નીચેનો ઓષ્ઠ સહેજ મોટો છે અને મુખમુદ્રા શાત અને પ્રસન્ન છે.

ઉપર નિર્દિષ્ટ, આ માસિકના આગલા અંકમાં છપાયેલી, શ્રીજિનભદ્રગણિ ક્ષમા-શ્રમણ પ્રતિષ્ઠિત, શ્રીઋષભદેવની યક્ષયક્ષીયુક્ત પ્રતિમા સાથે આ પ્રતિમા સરખાવતાં માલમ પડશે કે તે પ્રતિમા કરતા આ જીવન્તસ્વામી પ્રતિમા કાંઈક જુદી કારીગરી-કલાની અને તેના કરતાં જૂની છે

આ પ્રતિમા જડવાથી અને એને લીધે ઉપરના ગ્રન્થોની હકીકત વિશ્વસનીય ઠરવાથી પ્રાચીન હિંદી શિલ્પકલાના ઇતિહાસમા એક નવી કડી મળી છે તે એ કે ઇ. સ. પૂર્વેના છઠ્ઠા સૈકામા ચદનકાષ્ઠની એક પ્રતિમા ઘડાઈ હતી જે એટલી વિખ્યાત હતી કે તેને ઉઠાવી જવાનું સાહસ પ્રદ્યોતે કર્યું હતુ. જૈન પરપરા પ્રમાણે ગણતા ઈ. સ. પૂર્વે પર૭માં મહા-વીરસ્વામી ૭ર વર્ષની વયે નિર્વાણ પામ્યા, તેમનો જન્મ ઈ સ પૂર્વે પ૯૮માં. મહાવીર-સ્વામીની અઠ્ઠાવીસ વર્ષની વયે તેમના માતપિતાએ દેહત્યાગ કર્યો ત્યાર પછી લગભગ બે વર્ષ સુધી, નદિવર્ધનના અને કુટુંબી જનોના આગ્રહથી તેઓ ઘેર રહ્યા પછી દીક્ષા લીધી. આમ શ્રીમહાવીરસ્વામીની—જીવન્તસ્વામી પ્રતિમા—પહેલી ઘડાઈ ઈ. સ. પૂર્વે પ૬૧ આસપાસના સમયમા. ડો યાકોબીએ ગણત્રી કરી હતી તે મુજબ મહાવીર નિર્વાણુની સાલ

ઈ સ. પૂર્વે ૪૭૭ આસપાસ ગણીએ તો પહેલી જીવન્તસ્વામી પ્રતિમા ઈ સ પૂર્વે ૫૧૬ આસપાસ બની અનુમાની શકાય જો કે ઈ. સ પૂર્વે ૫૨૭ ને મહાવીર નિર્વાણની તારીખ ગણવા સામે હવે ઝાઝો વિરોધ સભળાતો નથી

જીવન્તસ્વામીની પ્રતિમાની કોઈ પણ હકીકત દિગમ્બર સાહિત્યમા ના મળે તેથી શ્વેતામ્બર સાહિત્યના આધારો અવિશ્વસનીય નહી ગણાય કેમકે આ આખોય પ્રસગ અને પ્રતિમા સવસ્ત્ર અને અલકારયુક્ત હોવાથી દિગમ્બર સાહિત્યમાં આને સ્થાન આપવામા આવે એવી અપેક્ષા રાખી શકાય જ નહી

હેમચંદ્રાચાર્યના સમય પહેલાં વિદિશામાંની મૂળ પ્રતિમા જૈનેતરોના હાથમા ગઇ લાગે છે અને ઉપર નિર્દિષ્ટ હકીકત પરથી લાગે છે કે સદર પ્રતિમાને કાંઈ પ્રકારનો લેપ કરી આગળના ભાગમા સૂર્યની પ્રતિમાનો ઘાટ બનાવ્યો હોય હવે જો મૂળ પ્રતિમા પણ રથ ઉપર રાખવામાં આવતી હોય તો આ સૂર્યપ્રતિમા પણ રથ ઉપર બેસાડાય છે. અલકારયુક્ત જીવન્તસ્વામી પ્રતિમાના લેપ ઉપર વધારામાં સૂર્યના બૂટનો ઘાટ બનાવી બે હાથમાં લામી દાંડીવાળા કમળ આપવાના રહે છે. ઘણુ ખરુ સૂર્યના હાથ કોણીથી વાળી ઊચા કરેલા હોય છે અને તેમા કમળ ધારણ કરેલુ જોવામા આવે છે પણ આ કિસ્સામા કેવી રીતે રસ્તો કાઢ્યો હશે તે અનુમાન કરવુ શક્ય નથી. પણ ખરેખર જો લેપ કરી મૂળ પ્રતિમાનો સૂર્યપ્રતિમા તરીકે ઉપયોગ કરવામા આવ્યો હોય અને એવી જો લેપ્યકર્મવાળી સૂર્યપ્રતિમા ભેલસામાંથી મળે તો મૂળ કાષ્ઠ પ્રતિમાનો આકાર પ્રાપ્ત કરી શકાય એવો સંભવ રહે છે આ એક કલ્પના, આશા છે. આજે તો ભાઇલ્લિ-ભાયિલસ્વામિ-ભાઇલ્લિગઢ, ભ્રાજિલ વગેરે બાબતોના ઉપલબ્ધ ઐતિહાસિક ઉલ્લેખો કોઈ ભેગા કરશે એવી આશા રાખીએ



[ અનુસંધાન પૃષ્ઠ ૯૭નું ચાલુ ]

यथातिभेदो विबुधैर्निरस्यते, संबंधहानेः खलु धर्मधर्मिणोः ।
भेद' कथंचित् तु तयोस्तथा न, श्रीमज्जिनेन्द्रागमसम्मतस्तै' ॥ ७ ॥

उत्पादनाशस्थितिमद्घटात्मादिकं मतं वस्तु जिनेन्द्रशासने ।
नाशादिकं ह्येकतरं न मन्यते, चेत् स्यादिवासत् खसुमं तदार्थः ॥ ८ ॥

जयत्यसौ **श्रीजिनशासनस्तवः,** स्याद्वादतात्पर्यनिबंधबंधुर' ।
**नयप्रकाशाष्टक**नामधारक', स्वार्थे कृत' **पंडितपद्मसागरैः** ॥ ९ ॥

॥ इति श्रीजिनशासनाष्टकनामक नयप्रकाशसूत्रम् ॥

महोपाध्यायश्रीधर्मसागरगणिशिष्यकण प पद्मसागरगणिकृत मुनिरत्नकुशलेन लिखित स्वकीयपठनार्थमिति ॥

[ આ સ્તોત્ર **શ્રીવૃદ્ધિધર્મ જૈન જ્ઞાનમંદિર વલ્લભીપુર**( વાળા )ના **શ્રીધર્મજયંત પુસ્તકસંગ્રહ**ના હસ્તલિખિત શાસ્ત્રસગ્રહ પો ન. ૭૮ની એક પાનાની સુંદર રમ્ય કલાત્મક લિપિવાળી પ્રત ઉપરથી ઉતાર્યું છે. ]

# શ્રીભદ્રેશ્વરસૂરિની કથાવલી

લેખકઃ પં. શ્રીયુત લાલચંદ ભગવાન ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

શ્રી જૈનસત્યપ્રકાશના વર્ષ: ૧૭, અંક: ૪ ક્રમાંક: ૧૯૬માં પૃષ્ઠ: ૮૬ થી ૯૧માં શ્રી. શ્રીઉમાકાન્ત પ્રેમાનંદ શાહનો 'જૈન પ્રતિમાઓ' સંબંધમાં જે લેખ પ્રકાશિત થયો છે, તેમાં મારા નામનો ૫-૬ વાર નિર્દેશ કર્યો છે, તે સાથે ભદ્રેશ્વરસૂરિની કથાવલી (પ્રા. કહાવલી)ની પ્રાચીનતા સંબંધમાં ચર્ચા ઉપસ્થિત કરી છે–એથી અહીં થોડું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા વિચારું છું.

(૧) એ લેખમાં પૃષ્ઠ ૯૦મા પાટણની પ્રતિના અંતે '૧૦૯૪' એવો સંવત હોવાનું જે લખાણ સૂચવ્યું છે, તે સાચું નથી. એથી એ સવતને રચ્યાસંવત માનવો કે લખ્યા-સંવત વગેરે ચર્ચા બિનપાયાદાર-નિરાધાર ઠરે છે '**मूलं नास्ति, कुतः शाखा?**'

પાટણ જૈનભંડારોનું વર્ણનાત્મક સૂચિપત્ર (ભા. ૧ તાડપત્રીય), જે ગા. ઓ. સિરીઝ નં. ૭૬ તરીકે સંવત ૧૯૯૨મા પ્રકાશિત થયેલ છે, તેના પૃ. ૨૪૪માં એ કથાવલીના આદિ–અંતના ઉલ્લેખોને અમે ત્યા દર્શાવ્યા છે, તે જોવાથી જાણી શકાય તેમ છે કે, તેના અંતમા આ પ્રમાણે ઉલ્લેખ છેઃ–

'**इति कहावली ..कस्य द्वितीयखंडं समाप्तं । छ ॥ संवत १४ [९७]** ત્યાં ૧૦૯૪ નથી સઘવીપાડાના ભંડારમા નં ૪૦૨માં જણાવેલી કથાવલીની પોથીના અંતમાં લેખનસંવત ૧૪૯૭ સ્પષ્ટ દર્શાવેલ છે, એ પ્રમાણે નં. ૪૦૩ કથાવલી (દ્વિતીય ખંડ)ના અંતમાં તે સવત સભવિત હોવાથી ખડિત ભાગના **૧૪** [૯૭] અકને પ્રામાણિકતાથી અમે સૂચવેલ છે. સદ્ગત ચીમનલાલ દલાલની નોધને અમે સંવત ૧૯૮૨માં પાટણમાં જાતે જઈ પોથી તપાસ્યા પછી એ પ્રકટ કરેલ છે.

બીજી હકીકત એ છે કે સને ૧૯૨૫માં એક પ્રસંગ એ બન્યો કે, જર્મન પ્રો લોયમને તેની ફોટોકોપી કરાવી મોકલવા માટે, વડોદરામાં તેવુ ફોટોસ્ટેટ સાધન હોવાથી સદ્ગત સાક્ષર કેશવલાલ પ્રેમચંદ મોદીએ પાટણથી એ કથાવલીની તે તાડપત્રીય પોથી મેળવી મારી તરફ મોકલાવી હતી. તેમને ફોટો નકલ મોકલાવતાં મેં ઉપરી અધિકારીને સૂચવી બીજી એક ફોટોકોપી, (જરૂરી ભાગની) કરાવી પ્રાચ્ય વિદ્યામંદિરના સગ્રહમાં રખાવી હતી, જેનો ન. ૧૩૧૪૮ છે. તે પોથીની ફોટોકોપીના અંતમાં પણ '૧૦૯૪' નથી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે જ ઉલ્લેખ છે. એ તરફ શ્રી. ઉમાકાન્ત શાહનું મેં ધ્યાન ખેચ્યું છે. એ ઉલ્લેખ મે તેમને દર્શાવ્યો છે એથી એ સત્ય તેમને સ્વીકારવું પડયું છે.

(૨) એ કથાવલીનો નામ–નિર્દેશ, તથા તેનાં અવતરણો, અનુવાદો મારા લેખ-નિબંધ પુસ્તકોમાં અનેક સ્થળે મે વર્ષો પહેલાં દર્શાવ્યાં છે—

સંવત ૧૯૭૮ માં 'જૈન' સાપ્તાહિકમાં તથા સં ૧૯૮૨ ચૈત્રના 'જૈનયુગ'માં '**વીર**-ચરિત્રનાં સાધનો' એ લેખમાં, એ કથાવલીનો મેં નિર્દેશ કર્યો છે, તેમજ સં. ૧૯૮૮મા 'પ્રાકૃત ભાષાની ઉપયોગિતા' નિબંધમા (પૃ. ૨૪માં) **સિદ્ધસેન** દિવાકરની કથાના પ્રસંગમા મેં તેનુ સ્મરણ કર્યું છે.

એમા જણાવેલી **પાલિત્ત**(પાદલિપ્ત)સૂરિની કથાનો સમન્વયપૂર્વક અનુવાદ મેં સં. ૧૯૮૬-૮૭ મા 'જૈનતીર્થોના સચિત્ર ઇતિહાસ' (શત્રુંજય) માં કર્યો હતો.

પૂર્વોક્ત પાટણજૈનભંડાર-ગ્રંથસૂચીના સંસ્કૃત પ્રાસ્તાવિક (પૃ. ૨૦) માં 'પ્રાકૃત અપ્રસિદ્ધ કથા-ચરિત' ગ્રંથોમાં મેં તેને બૃહટ્ટિપ્પનિકાના ઉલ્લેખ સાથે સૂચવેલો છે તથા પૃ. ૪૯૨-૪૯૩ માં પ્રાસ્તાવિક ટિપ્પનીમાં 'જિનાગમાદિ-લેખન-સંરક્ષણાદિ-પ્રવૃત્તિ' માં ટિપ્પની ૧૧-૧૨ માં **મલ્લવાદી** અને **હરિભદ્રસૂરિ** સાથે સંબંધ ધરાવતાં એ કથાવલીનાં જરૂરી અવતરણો મેં ત્યાં દર્શાવ્યાં છે

સન ૧૯૨૭ માં પ્રકાશિત થયેલ **અપભ્રંશ કાવ્યત્રયી** (ગા. ઓ. સિરીઝ નં. ૩૭) ની સંસ્કૃત ભૂમિકામાં (પૃ ૭૪ ની ટિપ્પનીમા) વિક્રમાદિત્ય સાથે સબધ ધરાવતો **સિદ્ધસેન**વાળો ઉલ્લેખ ઉપર્યુક્ત પ્રા કથાવલીની તાડપત્રીય પોથીમાથી ઉદ્ધૃત કરી મે દર્શાવ્યો હતો; તથા **શકટાલ, નંદ** અને **ચંચક**વાળુ પદ્ય ભિન્ન ભિન્ન પ્રાચીન ગ્રથોમા અને કથાવલીમાં કેવા પ્રકારે મળે છે તે ત્યાં ભૂમિકામા (પૃ. ૧૦૪ ની ટિપ્પનીમા) મેં દર્શાવ્યું છે

વિશેષમાં ગતવર્ષમા **નયચક્ર** (ભા. ૧ ગા. ઓ સિ નં ૧૧૬) ની સંસ્કૃત પ્રસ્તાવનામાં મેં **મલ્લવાદી**ની પ્રાકૃત કથાને એ કથાવલી માંથી ઉદ્ધૃત કરીને પ્રારભમાં જ દર્શાવી છે;* ત્યાં એ કથાવલીના રચનાર **ભદ્રેશ્વરસૂરિ**ને મેં પ્રાય: 'વિક્રમની બારમી શતાબ્દીના ઉત્તરાર્ધમા વિદ્યમાન' જણાવ્યા છે

એ રીતે વર્ષોથી એ કથાવલીનુ પરિશીલન કરતાં મને જે જણાયુ છે, તે મેં ત્યાં ત્યાં પ્રસંગે પ્રસગે સૂચિત કર્યું છે. ૨૩૮૦૦ શ્લોકપ્રમાણ એ પ્રાકૃત ગદ્યપ્રાય ગ્રંથનું જે અવલોકન થઇ શકયું છે તેમાં તેના કર્તા **ભદ્દેસરસૂરિ** (**ભદ્રેશ્વરસૂરિ**)નું નામ મળે છે, પરંતુ તે ગ્રંથમાંથી તેમનો વિશેષ પરિચય ઉપલબ્ધ થતો નથી. **ભદ્રેશ્વરસૂરિ** નામના જે જૈનાચાર્યો જાણવામાં આવ્યા છે, તેમાં પાટણ જૈનભંડારની ગ્રથ-સૂચીમાં (નં. ૪૦૪ પોથીમાં) જણાવેલ **શ્રેયાંસનાથચરિત** (પ્રા) ના કર્તાએ જેનો ગુરુ તરીકે નિર્દેશ કર્યો છે, તે **ભદ્રેશ્વરસૂરિ** વિશેષ સંભવિત લાગે છે, જેઓ **સિદ્ધરાજ**ના રાજ્ય-સમય (સં ૧૧૫૦ થી ૧૧૯૯) મા વિદ્યમાન હોવાનું તેની પ્રશસ્તિ પરથી અને અન્ય સાધનોથી જણાય છે.

(૩) શ્રી. ઉમાકાન્ત શાહે તેના લેખ (પૃ. ૯૦) માં મારી એ માન્યતાને શંકાસ્પદ જણાવતાં જે જણાવ્યું છે, તે વાસ્તવિક નથી. શ્રી. શાહની કલ્પના પ્રમાણે એ કથાવલીમાં 'સમયાનુક્રમ પ્રમાણે જુદા જુદા આચાર્યોની હકીકત' કે 'તેવી ક્રમબદ્ધ વ્યવસ્થા' જણાતી નથી. **મલ્લવાદી**એ તો **સિદ્ધસેન દિવાકર**ના **સન્મતિગ્રંથ** પર ટીકા રચી હોઈ, તેઓ **સિદ્ધસેન દિવાકર** પછી થયા ગણાય, તેમ છતાં કથાવલીમાં **મલ્લવાદી**ની કથા પહેલાં અને **સિદ્ધસેન દિવાકર**ની કથા પાછળ આપેલી છે કથાવલીની પોથી પત્ર ૨૮૪માં ૮ પ્રભાવકોવાળી ગાથા આપી છે અને તેમાં સૂચવ્યા પ્રમાણે પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક વગેરે

---

* ઈતિહાસપ્રેમી મુનિ શ્રીકલ્યાણવિજયજીએ **પ્રભાવકચરિત્ર**ની અશુદ્ધ પ્રથમાવૃત્તિના આધાર પર તેમના પ્રબધપર્યાલોચનમાં **મલ્લવાદી**ના ભાઇનુ નામ જિનયશ જણાવ્યુ છે, પરંતુ આ **કથાવલી** વગેરેના ઉલ્લેખ પ્રમાણે **અજિતયશ** જણાય છે, વિદ્વદ્વર્ય મુનિ શ્રીજંબૂવિજયજીએ **પ્રભાવકચરિત્ર**ના આધાર પર '**મલ્લવાદી**એ બુદ્ધાનંદ સાથે ૬ મહિના સુધી વાદ કર્યો હતો' તેવુ તેમના લેખોમા જણાવ્યુ છે, પરંતુ તેથી પ્રાચીન આ કથાવલીમાં મળતા ઉલ્લેખ પ્રમાણે ૬ દિવસ સુધી પૂર્વ પક્ષ કર્યા પછી સાતમે દિવસે તેની સમાપ્તિ કરી હતી, વગેરે અનેક હકીકતો આમાંથી જાણવા મળે છે.

પ્રભાવકોની કથાઓ આપી છે; એથી ' પૂર્વવર્તી આચાર્યની હકીકત પછી જ પશ્ચાદ્‌ભૂત આચાર્યના પ્રસંગો આપ્યા છે ' એવું શાહનું કથન સત્યથી દૂર છે.

( ૪ ) શ્રી શાહે જે જણાવ્યું છે કે–' બપ્પભટ્ટી કે બીજા કોઇ પશ્ચાદ્‌વર્તી ગ્રંથકારની હકીકત આપતા નથી–એટલે સહજ અનુમાન થાય કે ' કહાવલી કાર બપ્પભટ્ટીના પૂર્વવર્તી હોય ' એ અનુમાન વધારે પડતું છે; જો એવું જ અનુમાન અન્યત્ર ઘટાવીએ તો આચાર્યશ્રી હેમચંદ્રે પરિશિષ્ટપર્વમાં વજ્રસ્વામી સુધીનાં જ ચરિત્રો આપ્યાં છે, ને પછીના આચાર્યોના ચરિત્રો તેમણે આપ્યા નથી, તેથી તેમને પણ બપ્પભટ્ટી વગેરેના પૂર્વવર્તી માનવા પડે– વજ્રસ્વામી પછી તરત થયેલા માનવા પડે

( ૫ ) શ્રી શાહ, કથાવલીમાના અમારા દર્શાવેલા ' सपत्र देवलोयगओ ' આવા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સંબંધના ઉલ્લેખ પર અનુમાન કરી કથાવલીકાર ભદ્રેશ્વરસૂરિને વિક્રમના બારમા સૈકાથી વધારે પ્રાચીન જિનભદ્રગણિ પછી સવાસો વર્ષમાં થયેલા માનવા પ્રેરાયા જણાય છે, અને તે ગ્રંથના થોડાક અવતરણો અન્ય વિદ્વાન મિત્રને દર્શાવી, તેમનું સમર્થન ટાંકે છે કે–' તે ઉપરથી તેમને લાગે છે કે ' એની પ્રાકૃત વિક્રમના બારમા સૈકાથી ઘણી જૂની છે. '—એ વાંચતાં આશ્ચર્ય થાય છે !

હાલ જે વિદ્યમાન ન હોય, તેને માટે આપણે ' સ્વર્ગસ્થ ' કે ' દેવલોકગત ' જણાવીએ છીએ. એવી રીતે પોતાના સમયમા ન વિદ્યમાન, પૂર્વે થઈ ગયેલા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ માટે કથાવલીકારે સામાન્ય રીતે તેવો ઉલ્લેખ કર્યો જણાય છે અને એ પછી થયેલા ' ભવવિરહ ' હરિભદ્રસૂરિની સ્વર્ગવાસ સુધીની કથા પણ ત્યાં દર્શાવી છે થોડા અવતરણો જોવા માત્રથી કોઈ દીર્ઘદર્શી વિચારક સુજ્ઞ ભાષાની દૃષ્ટિએ કે બીજી રીતે પ્રાચીનતા–અર્વાચીનતા સંબંધમા યથાયોગ્ય અભિપ્રાય આપી શકે નહિ; કારણ કે એવા કલ્પના–જન્ય અનુમાનો ઘણીવાર ભ્રાંતિ કરાવનાર નીવડે છે.* ' નિર્વૃતિકુલના જિનભદ્ર વાચનાચાર્ય ' અને જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ એક હોઈ શકે કે કેમ ? એ ગંભીરતાથી દીર્ઘદૃષ્ટિથી વિચારવાયોગ્ય છે.

સં. ૨૦૦૮ માઘ શુ. ૫ વસંત પંચમી. ગુરુ.

---

* આ સ્થળે પ્રાસંગિક સ્મરણ થાય છે કે ભાષાવિદ્ વિદ્વાન વાસ્તવિક પરિભાષા ન જાણતા સહસા વિચિત્ર અર્થ કરી નાખે છે અહીં પ્રાચ્ય વિદ્યામંદિરમા નં. ૮૬૬૦ તરીકે ગણિતસાર નામનો હ. લિ. ગ્રંથ ગૂજરાતી અર્થ સાથે છે, એ પોથીના અંતમાં પત્ર જ્યાં સં. ૧૪૮૯ વૈ. વ. ૧૧ રવિ, અણહિલ્લપુર પત્તન, દફ્તરખાન રાજ્ય, મલિક શ્રીશિલારસાહ વ્યાપૃયમાણ (રાજ્યપ્રધાન) વગેરે ઉલ્લેખો છે એ પછી શ્રીમોઢજ્ઞાતીય ઠ. ગોગા વગેરેના નામો પછી ' प्रभृतिसमस्तभ्रातृवर्गस्य । भ्रातृपुत्राणां पठनार्थं पितृव्यवाणारी राजकीर्तिमिश्रैः सूत्रपुस्तिका लिखितास्ति । ' એવો ઉલ્લેખ છે, તેનો આશય બરાબર ન સમજવાથી વિદ્વાન મિત્રે વિચિત્ર અર્થ પ્રકાશના મુકાવ્યો હતો. વાસ્તવિક રીતે એ પોથી પૂજ્ય વાચનાચાર્ય રાજકીર્તિએ—જૈનમુનિએ સંસારી અવસ્થાના મોઢજ્ઞાતિના પોતાના ભત્રીજાઓને ભણવા માટે તેમના ઉપર્યુક્ત કાકાએ લખેલી સમજવી જોઇએ. ઠ. સંજ્ઞાવડે તેઓ વણિક જ્ઞાતિના જણાય છે: ' વાણરી ' શબ્દ જૈન પરિભાષામાં પ્રા વાયણાયરિય, સં. વાચનાચાર્યના રૂપાંતરમાં વપરાય છે. ને તથા ' મિશ્ર ' શબ્દ પૂજ્યના અર્થમાં વપરાય છે એ લક્ષમા ન લેવાથી એ સાક્ષરે તે પોથીને રાજકીર્તિમિશ્ર નામના બ્રાહ્મણે લખી જણાવી હતી !

## પાઠ્ય પુસ્તકોમાં જૈનોના

# પવિત્ર સિદ્ધાંતની ઠેકડી

### લેખક : જયભિખ્ખુ

[ વાચકોને જ્ઞાત જ હશે, કે જૈનોના મહાપુરુષોને ને જૈન સિદ્ધાંતોને હીન દેખાડનારું ઉત્તર પ્રદેશની કોલેજોમા ચાલતુ પુસ્તક 'હંસ-મયૂર' અંગે શ્રી જયભિખ્ખુએ વિશદ ચર્ચા દ્વારા જૈન સમાજનુ ધ્યાન ખેચ્યુ હતું, પરિણામે એ પુસ્તક પાઠ્યક્રમમાથી સત્તાવાર રીતે રદ થવા પામ્યુ હતુ. અત્રે શ્રી. જયભિખ્ખુ એક એવી બીજી બાબત તરફ લક્ષ દોરે છે. અલબત્ત, એ બાબત સાવ સામાન્ય છે, બીજી રીતે ઉપેક્ષણીય પણ છે છતા જ્યારે એ વાત પાઠ્ય પુસ્તકમા સચિત્ર થઈને સંકલિત થઈ છે, ત્યારે તેનુ મહત્ત્વ વધી જાય છે ગુજરાતી ધોરણ ત્રીજાના બાળકો, કે જે સામાન્ય રીતે ૧૦ થી ૧૧ વર્ષના હોય, તેમના મગજમા જૈનોના પ્રિય ને મહત્ત્વના સિદ્ધાત અહિસા ને દયા વિષે ભ્રમણા ને પૂર્વગ્રહ જડાઈ જાય તેવી આમા સભાવના છે વળી પુસ્તકના સપાદક એક પ્રસિદ્ધ જૈન સસ્થાના વડા ને જાણીતા કેળવણીકાર છે. એ રીતે પણ એ વસ્તુ પ્રમાણિત બની જાય તેવો સંભવ છે આશા છે, કે વિદ્વાન સંપાદક મહાશય આ અંગે ઘટતુ કરી જૈનોને ન્યાય આપશે. પ્રકાશક મહાશયને પણ અમારી નમ્ર વિનતી છે, કેળવણી ખાતાને પણ. —સંપાદક ]



એક જમાનો એવો હતો, કે પરધર્મની કે પરજ્ઞાતિની અમુક ખાસિયતો કે આચારોની અમુક કોટિની, અતિશયોક્તિભરી મજાક કરવામાં સામાન્ય માણસો તો શુ, સાક્ષરો ને અગ્રગણ્ય પુરુષો પણ રસ લેતા. અમુક કોમની અમુક ખાસિયતોની વાર્તાઓદ્વારા, ટુચકાદ્વારા, રમુજી સંવાદોદ્વારા મશ્કરીઓ કરીને હાસ્ય નિપજાવવામાં આવતું ઘણી વાર એ હાસ્ય નિખાલસ રહેતુ, ઘણી વાર એમા અસહિષ્ણુતાની બદબો આવતી.

જમાનો આગળ વધ્યો કેળવણીએ પલટો ખાધો, ને પારકાની મશ્કરી કરવાનો એ હીનપ્રકાર ધીરે ધીરે તજી દેવામા આવ્યો એમા પણ ધર્મ અંગે તો એ વસ્તુ સાવ ત્યાજ્ય માનવામાં આવી કારણ કે ભારતવાસીઓનુ દિલ ધર્મની ચર્ચાઓમા હમેશા આળુ રહેતુ આવ્યું છે. શિક્ષણનાં પુસ્તકોમા આ વિષે ખૂબ તકેદારી સેવવામા આવી, ને બીજા ધર્મની મશ્કરીને બદલે, બીજા ધર્મ વિષે મનમા આદર થાય, તેવા પાઠો ઉમેરવાની હિમાયત કરવામા આવી.

છતા આશ્ચર્યની વાત છે, કે આપણા આગળ પડતા ગણાતા કેળવણીકારોમાથી કેટલાએકમા એ ગધ રહી ગઈ છે: ને સભાન કે અભાન રીતે એ વસ્તુ બની જાય છે અહી જેનો ઉલ્લેખ કરવાનો છે, એ કોઈ સામાન્ય વાર્તાની ચોપડીમા કે રસ્તે જતા માણસે એ લખેલુ, સપાદન કરેલુ કે છાપેલુ હોત તો, અમે અત્રે એનો ઉલ્લેખ પણ ન કરત, તે અગે ખાસ કહેવાનુ રહેતું પણ નહોતુ. ગોળના મુખને ગળણુ બાધી શકાય, દુનિયાના

મોને નહિ, પણ જ્યારે વિદ્યાર્થીઓના પાઠ્યક્રમમાં એ વસ્તુ રજૂ કરવામાં આવી છે, ત્યારે એ બાબતમાં ખૂબ જ સચિંત રહેવા જેવું લાગે છે

તાજેતરમાં સૂરતના હરિહર પુસ્તકાલય તરફથી ધોરણ ત્રીજા માટેનું પાઠ્યપુસ્તક "સાહિત્ય પાઠાવલિ"ના નામથી પ્રગટ થયું છે. એના સંપાદકો શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) ને શ્રી બક્ષી છે. આ પુસ્તકમાં તેઓએ 'પેટમાં દેડકાંવાળો વાણિયો' કરીને એક પાઠ લીધો છે. આ પાઠ શ્રી. મં ૨ નીલકંઠકૃત 'વનરાજ ચાવડો' નામના પુસ્તકમાંથી લેવાયેલો છે. આ પુસ્તક સાઠ-સિત્તેર વર્ષ પહેલાં લખાયેલું છે.

આ પાઠ્ય પુસ્તકના એક સંપાદક શ્રી સ્નેહરશ્મિ અમદાવાદની સુપ્રસિદ્ધ જૈન સંસ્થા શેઠ ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહારના આચાર્યશ્રી છે તેઓ વિવેકી ને ઉદારદિલ માણસ છે, પણ તેઓના વિવેકી હાથે જ્યારે આવા પાઠો પસંદ થાય ત્યારે ખરેખર બેવડી દિલગીરી થાય છે.

આ પાઠમાં સામાન્ય માણસને પણ અક્કલમાં ન ઊતરે એવું ઘૃણાસ્પદ લખાણ છે. એને જતું કરીએ તોપણ—આમાં જૈનોના પ્રિય સિદ્ધાંત અહિંસાની છડેચોક મશ્કરી કરવામાં આવી છે. કુમળાં બાળકો જ્યારે આ પાઠ વાંચે ત્યારે જૈનોની અહિંસા વિષે કેવો પૂર્વગ્રહ બાંધી લે, તે વિચારવાનું વાચકને સોંપું છું.

આખો પાઠ નીચે મુજબ છે :

"એક દિવસ સાધુ વખાણ (વ્યાખ્યાન) કરતા હતા તે સાંભળવાને વાણિયા બેઠા હતા. એક બુઢ્ઢો બેઠો બેઠો ઉઘાડે મોઢે ઊંઘતો હતો એવામાં વનુએ ઓચિંતા આવી તેના મોંમાં દેડકાનું નાનું બચ્ચું મૂકી દીધું. ડોસાએ ઝટ ઝબકી ઊઠતાં મોઢું બંધ કર્યું કે દેડકું તેના પેટમાં ઊતરી ગયું ને અંદર કૂદાકૂદ કરવા લાગ્યું. વખાણ વખાણને ઠેકાણે રહ્યાં અને હસાહસ થઈ રહી. બિચારો વાણિયો ગભરાટથી બહાવરો બની ગયો. પેટ દાબે, આળોટે, બરાડા પાડે ને વનુભાને ગાળો દે. દેડકું પેટમાં ઊછળે તેમ તે ગભરાય ને બૂમો પાડી કહે—મૂઓ રે, એ નખોદિયેણ પૂજારણના છૈયાએ મારી નાખ્યો કથા કહેનાર ગંભીર ગોરજીને પણ એટલું હસવું આવ્યું કે તેની આંખો પાણીથી ભરાઈ. નાદાન વનુ ત્યાંથી તુરત નાઠો, તોપણ સાધુ વચમાં ન પડ્યા હોત તો આ વેળા તેને ખૂબ માર પડત. બીજા સર્વે પેલાના પેટમાંથી દેડકું કાઢવાની યુક્તિ કરવા લાગ્યા, તેવામાં એકે વનુની પાછળ દોડી તેને ઝાલ્યો. ગોરજીએ તુરત તેને છોડાવ્યો શ્રાવકના હાથમાંથી છૂટતાં, મા વઢશે એવી બીકથી, કોઈના ઘરમાં સંતાઈ ગયો ઘણી ખોળ કરી ત્યારે બહુ વારે ભાઈ જડયા

"પેલા પેટમાં દેડકાવાળા ડોસાની શી વલે થઈ? ઘણી ઓકારી ખાય, પણ કેમે કર્યું મૂવું દેડકું નીકળે નહિ. એક જડસો શ્રાવક કહે: 'એનું પેટ ચીરી દેડકાને બહાર કાઢો, નહિ તો મરી જશે; જીવહિંસા થશે; જીવહિંસાનું મોટું પાપ છે.' બીજા બેચાર મૂર્ખાઓને આ વાત વિચારમાં લેવાજોગ લાગી પેટમાં દેડકાવાળા એ ડોસાને એ સાંભળી મોટી ફાળ પડી દેડકું કાઢવાને મારું પેટ ચીરશે તો હું નક્કી મરી જઈશ એ બીકથી તેના હોશ ઊડી ગયા, ને એ હાથ જોડી કહે: 'ના ચીરશો, ના ચીરશો' પેલા મૂર્ખા કહે: 'પણ ભાઈ, હવે દેડકું ઊછળતું બંધ પડ્યું ને થોડી વારમાં મરશે તો જીવહિંસા થશે, તો તું કિયા જનમમાં છૂટીશ?' દેડકાવાળો કહે: 'હજી તો મારા પેટમાં એ દોડાદોડ કરે છે, ને છલંગો

મારે છે, જુઓ એ કૂદ્યું ! ઓ બાપ રે ! મૂઓ રે !' પેલા કહે · 'ભાઈ, તું ગભરા મા, હીરો ગાયજો તારું પેટ ચીરી દેડકાને કાઢશે ને પછી પાછું સાંધી લેશે. જા અલ્યા લલવા, હીરાને બોલાવી લાવ.' પેટમાં દેડકાવાળો કહે : 'ના બોલાવશો !' પેલા મૂર્ખાઓ કહે 'ભાઈ, તારી આવરદા ખૂટી હશે તો તું મરશે, લખ્યા લેખ કાંઈ ખોટા થવાના છે? જીવહિંસા તો નહિ થાય' પેટમા દેડકાવાળો કહે : 'ના ભાઈ, ના, રાખો. મોટા સાધુને તેડાવો. આ સાળું દેડકું તો મારા પેટમાં કૂદતા થાકતુયે નથી'

"એવામા શાણા શીલગુણસૂરિ આવ્યા. પેલા બાપડાનુ પેટ ચીરવાનો મનસુબો જાણી તે બોલ્યા 'રે મૂર્ખો ! મેશરીઓ ચેષ્ટામાં કહે કે શ્રાવકો નાના જીવને પાળે ને મોટા જીવને મારે એ ખરુ ઠરાવવા તમે આ ८ ધારો છો શુ ?' મૂર્ખાઓ કહે: 'પણ મહારાજ, દેડકાને કઈ વાચા છે? તે કાંઈ બોલે છે? માણસ તો બોલે છે.' સૂરિ કહે. 'વાહ રે! મૂર્ખા, વાહ ! માણસ બોલે છે માટે તે જીવ નહિ, કેમ ! એ મરે તે હિંસા નહિ?' મૂર્ખાઓ કહે · 'પણ મહારાજ, એની આવરદા ખૂટી હશે તો તે મરશે.' ત્યારે મહારાજ કહે · 'દેડકાનો જીવ ઉગારવાને માણસો મારી નખાય? એનું પેટ ચીરો તો નક્કી મરે ! આપણા દયાધર્મની રૂડી શિક્ષાને ઊંધી સમજો છો તેથી હુ બહુ ખેદ પામું છુ કીડીને દરે લોટ મૂકો છો, કબૂતર, ચકલા, પોપટાદિ પક્ષીઓને માટે પરબડીઓ કરો છો, ખોડાં ઢોરને માટે મોટી રકમો ભેગી કરો છો, ને માણસ મરે તેની દરકાર કરતા નથી? મારવાડના મઉ બજારમાં અને ભાગોળે ભૂખે ટળવળે છે ને મરે છે, તેને અન્ન પૂરું પાડવાનો કોઈ બદોબસ્ત કરતું નથી; ઝેરી તાવ ફેલાયો છે ને લોક ટપાટપ મરે છે તેમને ઓસડવેસડ કરી તેમના જીવ ઉગારવાનો વિચાર કોઈ શ્રાવકના મનમાં આવતો નથી તમારી દયા ક્યાં બળી ગઈ? હડકાયાં કૂતરાંનો જીવ બચાવો, સાપનો જીવ બચાવો ને તેના કરડવાથી માણુસ મરે તો છો મરે એ ખરો દયાધર્મ નહિ?'

"પેટમાં દેડકાવાળો ડોસો હાથ જોડી કહે : 'મહારાજ, ક્ષમાકરજો. ઉપદેશ પછી કરો તો ઠીક. હવડાં તો દેડકાને કાઢવાનો ઉપાય કરો. બાપજી, મારો જીવ જાય છે.' સાધુ કહે કે : 'મે જમનાશંકર વૈદ્યને તેડવા મોકલ્યુ છે એ આવ્યા.' પેટમાં દેડકાવાળાનું મોં જોઈ વૈદ્યરાજની ગભીરતા ક્ષણ વાર જતી રહી નહિ હસવાનો તેમણે જબર પ્રયત્ન કર્યો, તોપણ જરા હસાઈ ગયું, ને તે જોઈ સૂરિ સુદ્ધાંત સઘળાં ખડખડ હસી પડચાં" (પાઠ ૨૮, પૃ ૧૩૧)

જે લખાણુ ભૂતકાળની ગર્તામાં નામશેષ બનવું જોઈએ, એ આ રીતે જ્યારે નવા કેળવણીકારોને હાથે સંપાદિત થઈ–સચિત્ર બની પુનર્જીવન પામે–ત્યારે શોકનો પાર રહેતો નથી.

વધુ અફસોસ તો એ થાય છે, કે એક જૈન સસ્થાના આચાર્યને એ ખ્યાલ પણ રહ્યો નથી, કે જૈન સાધુઓનો પહેરવેશ કેવો હોય ! આ પાઠચ પુસ્તકમાં શીલગુણસૂરિજીનુ એક ચિત્ર આપ્યુ છે એમા પગે પાવડીઓ છે, ગળામાં દુપટ્ટો છે, ને શરીર પર સીવેલી કફની છે, જેમાંની એકે વસ્તુ જૈન સાધુઓ પાસે હોતી નથી.

આવું દુઃખદ, અધૂરું ને અસત્ય લખાણુ ને વિકૃત ચિત્ર કુમળાં બાળકો સમક્ષ રજૂ કરી, આપણા કેળવણીકારો ભાવિની પ્રજાને ક્યાં લઈ જવા માગે છે તે સમજાતું નથી ! આશા છે, કે સંપાદક–પ્રકાશક મહાશયો આ વિષયમાં વિવેકથી કામ લેશે

# ચૂંટણીમાં આધ્યાત્મિકતા

લેખકઃ પૂજ્ય મુનિરાજ શ્રીચંદ્રોદયવિજયજી

આજે કેટલાએક સમયથી અખિલ ભારતમા એવુ વાતાવરણ ઊભુ થયું છે કે જ્યાં જુઓ ત્યા ચૂટણીજગના જ ચિહ્નો નજરે પડશે આ ચૂટણીમાં સેવાભૂખ્યા, સત્તાભૂખ્યા, અને કોઈ ને કોઈ ભૂખમગવાળા વ્યક્તિઓ પોતપોતાના પક્ષને વફાદાર રહી પોતપોતાના ઉદ્દેશ, ધ્યેય જનતા સમક્ષ મૂકી લોકોના માનસને કેળવે અને સમજાવે કે અમે તમારુ હિત કરીશુ, તમોને સહાયભૂત બનીશુ એમ આમ જનતાને સમજાવે અને મહિનાઓ પહેલાં પોતાનાં નિર્ણીત કેન્દ્રો–તાલુકા કે ગામડાઓના ખૂણે ખૂણે ફરે, પ્રત્યેક માનવીને પોતાનો મત આપવા કે પોતે માનેલ પક્ષ કે વાદ ને મત આપવા વિનવે

જનતા તમામ પક્ષની વાતો સાંભળે. પોતાનો, પોતાના ગામનો, પોતાના તાલુકાનો કે દેશનો વિચાર કરી મુકરર કરેલા દિવસે પોતાની ધારણાની સિદ્ધિમાં શ્રધ્ધેય લાગે તે પક્ષની પેટીમાં પોતાનો મત આપે પછી તે વ્યક્તિ આવે કે ન આવે છતાં પોતે તે વ્યક્તિની સાથમાં છે અથવા તે વ્યક્તિ તરફ પોતાની શ્રદ્ધેય લાગણી છે, એ વિચારી આનંદ અનુભવે અને તે ચૂંટણીના પરિણામની ચાતકની જેમ રાહ જોઈ રહે તેમ થતા પરિણામમાં પોતે માનેલ, ધારેલ કે ચૂટેલ વ્યક્તિ આવે તો પોતે મગરૂરી અનુભવે. પોતે સમજે કે હવે વ્યાપારમાં કે બીજી કોઈપણ પ્રતિકૂલ વસ્તુમાં–સયોગમા આપણું કામ થઈ જશે એટલે આપણે નિર્ભય અને બેફિકર છીએ.

ત્યારે બીજી બાજુ ચૂટણીમાં ઊભા રહેનાર વ્યકિત જ્યાં સુધી પોતે ચુટાઈ ખુરસી ઉપર નથી આવતો ત્યાં સુધી એના હૃદયમાં જનસેવા તરફનુ કોઈ જુદુ જ સ્થાન હોય છે પણ ખુરસી–બેઠક ઉપર આવતા તે સેવાકર્મ તદ્દન ભૂલી જઈ પોતાના જ સ્વાર્થમાં રટણ કરનારો બને છે આ નીતિથી બચનાર વિરલ હોય છે

ચૂટણી સબંધી નિયમોની નિયમાવલીની પરંપરા પણ કોઈ નવી જ વસ્તુ શીખવે છે, તેનો વિચાર આપણે આગળ કરીશું ખરેખર, આ બધા કગેડોના ખર્ચે અને અલભ્ય સમય વેડફવાનુ પરિણામ એકના રુદન અને બીજાના ખિલખિલાટમા આવે છે. જેથી સહુ પોત-પોતાનું તપાસતા સમાજસેવા કે લોકસેવા કેટલીયે દૂર પડી જાય છે આ તો માત્ર વર્તમાન ચૂંટણીનો વિચાર થયો

આ ચૂંટણીને ભલે ઇતિહાસકારો એક સુવર્ણ સમય તરીકે આલેખે પણ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીએ તો જ્યારે મહારાજા શ્રેણિકના વખતમાં ગણતંત્ર રાજ્ય ચાલતુ ત્યારે ચૂટણી જેવુ કશુ યે ન હતુ કે સભળાતુ નહોતુ તેમજ ચુટાનાર વ્યકિતઓ કે ચુંટાવા માટે તલપાપડ થનારા પણ નહોતા પરંતુ પ્રજા પોતાની મેળે જ ગમે તે ખૂણે પડીને નિસ્વાર્થ-પણે પોતાનુ છૂપું કામકાજ કરી રહ્યા હોય તેવા સેવાભાવી માનવીને શોધી કાઢી પોતાના હિતાહિતનો વિચાર કરી પરાણે આગળ કરીને કહેતી કે, તમો આ વખતે કોઈપણ ભોગે અગ્રેસર બનો અને ગણતત્રમાં જાઓ કે જેમા અમારા આખાયે પ્રદેશની સફલતા રહેલી છે ક્યાં એ ચૂટણી અને ક્યા આ વર્તમાન કાળની ચૂટણી !

બંને ચૂંટણીનું ધ્યેય સેવા છે. જ્યારે આ બંને ચૂંટણીની તુલના કરતાં સમજદાર વ્યકિત સહેજે ખ્યાલમાં લઈ શકશે કે સેવા શેમા સમાયેલી છે!

ભૂતકાલ ઉપર નજર નાખી આ રીતે વિચારીએ તો પરાપૂર્વથી ચાલી આવતી આવી ચૂંટણીઓ સેવાને બરોબર તક આપતી હતી અને એ જાતનુ બંધારણ અત્યાર સુધી આપણે અનુભવતા આવ્યા છીએ કે સામાન્ય ગામડામાં પણ ગામ લોકોએ જ નક્કી કરેલ એક આગેવાન અગર પાંચ મુખ્ય આગેવાનો ગામના હિતાહિતનો વિચાર કરતા અને દરેક જાતનો નિર્ણય લાવતા

આવી જાતની પૂર્વ પ્રણાલિકાનો વિચ્છેદ કરનારી ચૂટણીમાં પાશ્ચાત્ય પ્રજાનુ અનુકરણ કરતા હાલના નજરે ચઢતા મુખ્ય મુખ્ય નેતાઓ પણ તે જ કેળવણી પામીને હાલની ચૂંટણીને સુવર્ણયુગ માને છે પણ તેમા તેમનો દોષ નથી વસ્તુત પાશ્ચાત્ય કેળવણીનો જ એ પ્રભાવ છે

આપણી સમક્ષ હું તો કોઈ અદ્વિતીય ચૂટણી બતાવવા માગુ છે કે, જે ચૂંટણી કદાચ આધ્યાત્મિક દૃષ્ટિએ આ ચૂટણીની સાથે સગત થશે પણ તેનુ અતર અને વિચારણાઓ આકાશ-પાતળ જેટલી પરિસ્થિતિમા હશે.

બતલાવાતી એ ચૂટણી માણસ જાતને પોતાના પરત્વે સપૂર્ણ વિચાર કરતી કરી મૂકશે—ગામ, કસ્બા, પ્રાત કે દેશના નેતાઓ તરીકે ચુટાનાર માનવી પોતે આત્મ કર્ત્તવ્યમાં સભાન છે કે નહિ એ ધ્યેય જેમ એની અને ચુટનારની સામે જ રહે છે તેવું જ કર્ત્તવ્ય-ભાન આધ્યાત્મિક ચૂટણીમા છે કે કેમ ? તેનો વિચાર અહી કરવાનો છે.

વર્તમાન ચૂટણી એટલે હજારોએ એક વ્યકિતને ચુટવાનું પણ આપણે જે ચૂંટણીનો વિચાર કરવાનો છે તે જુદી જ ચૂંટણી છે.

આ માનવભવ રૂપ પાર્લામેન્ટની ચૂંટણી આજથી નહિ પણ અનાદિ કાલથી ચાલે છે, ચાલતી આવી છે અને ચાલુ રહેશે એ નિર્વિવાદ છે. પણ તે ચૂટણીમાં એટલો ફેર કે આ ચૂટણીમાં હજારોમાથી કે લાખોમાથી ચુટાવાનું પણ પ્રસ્તુત ચૂટણીમા તો સખ્યાતા, અસંખ્યાતા અનતામાથી ચુટાવાનુ.

આ માનવભવરૂપ પાર્લામેન્ટમા આવવા અસંખ્યાતા દેવો, અસખ્યાતા નારકો, અનંતા તિર્યચો અને સંખ્યાતા મનુષ્યો આ ચાર વર્ગમાંથી જીવને ચુંટાવાનુ ચુટાઈને જે માનવ-ભવની ખુરસી ઉપર આવ્યો તે ફાવ્યો અને બાકી બધા હાર્યા પણ તે હાર્યા છતા પણ જો પ્રયત્ન કરે તો જરૂર પોતે પાછો ચુંટાઈ માનવભવરૂપ બેઠકમા આવી શકે.

આ ચૂંટણીમા ન તો કાડીનોયે ખર્ચ, ન તો મોટા ઓફીસરોની રુકાવટ, ન તો ગામડે ગામડે ફરી પોતાના તરફ દોરવા ધમપછાડા કે લાગવગશાહીનો ઉપયોગ કરવો પડે, અને ન તો થોકબધ નિયમાવલીઓની જરૂર પડે. પણ જરૂર માત્ર પોતાની વિશુદ્ધકરણીની જ રહે.

જેમ પાર્લામેન્ટની બેઠકમા ચુટાઈને આવ્યો હોય તે જ પ્રધાન તરીકે આવી શકે તેમ માનવભવ તરીકેની ચૂટણીમાં આવ્યો હોય તે જ મોક્ષને લગતી કાર્યવાહીના વડાપ્રધાન તરીકે આવી શકે.

જેમ ઊંચા પ્રકારના નેતાઓ તરીકે પ્રસિદ્ધ થઈ ગયેલા હોય તે પણ ચુંટણીમા ઊભા ન રહે તો એ પ્રધાનમડળમા કે વડાપ્રધાન તરીકે આવી શકતા નથી, બલ્કે ઊલટા

સત્તા ઉપરથી તેમને અલગ થવુ પડે છે. તે જ રીતે દેવો માનવો કરતાં અનેક પ્રકારની શક્તિવાળા હોવા છતા જો માનવભવરૂપ પાર્લામેન્ટની બેઠકમાં ન ગોઠવાય તો તેમનું મોક્ષ કાર્યવાહીમાં સ્થાન ન જ હોય એ સ્વાભાવિક અને શાસ્ત્રસિદ્ધ છે

ઊંચામાં ઊચી સિદ્ધિનુ પ્રમાણપત્ર જે બેઠકમાથી મળે છે તે બેઠકમા ચુંટાઈને જો આવી જવાય તો પછી એવો કયો મૂર્ખ માણુસ હોય કે આવેલી તક ગુમાવી ફરી પાછા વારવાર મત મેળવવા ઊભા રહેવાની દશામાં મૂકાય !

હવે વિચાર માત્ર એટલો જ કરવાનો કે બેઠક મેળવ્યા બાદ એવું કયું કાર્ય કરીએ કે જેથી ધ્યેયને સંપૂર્ણ રીતે પહોચી વળીએ. અહી જ ખરી મુંઝવણુ છે પણુ આ મુઝવણુમાં મુઝાઈને અટકી ન પડાય એટલા માટે અહીં સુધી આવનાર વ્યક્તિને પીઠ થાબડનાર–દિશા દેખાડનાર આપણા પૂર્વ મહર્ષિઓ ઘણુ ઘણું સાહિત્ય મૂકતા ગયા છે. તે સાહિત્યમાંથી થોડોક જ વિચાર આપણે અહી સામાન્ય જીવોને પણુ સમજી શકાય તેવો મૂકીએ.

કરવા યોગ્ય કરવુ અને છોડવા યોગ્ય હોય તેને છોડવુ. ટૂકમાં આટલું પણ બને તો માનવજીવન તરીકેની ચૂંટણી સફળ બને. કારણુ કે હાલના તબક્કે ચાલતી ચૂંટણીમાં પણુ ચુંટાઈને આવ્યા બાદ ચુંટનાર લોકો ચાતક જેમ મેઘની રાહ જુએ છે તેમ તેના નિઃસ્વાર્થી કાર્યોની રાહ જોઈ રહ્યા હોય છે. તેવી રીતે દેશસેવાના કાર્યને બરોબર પહોંચી વળવાથી ફરી ચૂંટણીમાં આવતાં મુશીબત પડતી નથી. તેમ આ માનભવરૂપ ચૂંટણીમાં પણુ ચુંટાઈને આવ્યા બાદ કરવાલાયક કાર્ય બરાબર બજાવતાં ફરીથી આગળ જ જવાનું ધ્યેય પાર પડે છે. તે દરમ્યાન કદાચ ફરીથી ચૂંટણીનો પ્રસંગ આવી જાય તો પણ તેને ચુંટાવવા માટેના ધમપછાડા કરવાના રહેતા નથી અને પોતાનું કરવાયોગ્ય કાર્ય આગળ ને આગળ ધપતું રહે છે.

અહીં આપણે એ પણુ વિચારી લેવુ આવશ્યક છે કે–કરવા યોગ્ય શું ? અને છોડવા યોગ્ય શું ? અનાદિકાલીન સંસારમાં રખડપટ્ટી કરનાર માનવને જો તે બાબત પૂછીએ તો તે કહેશે કે જીવનમાં જે જે વસ્તુઓથી આનદ મળતો હોય તે કરવાયોગ્ય ગણુવું અને જેમ જે વસ્તુઓથી શોચનીય દશા પ્રાપ્ત થતી હોય તેને છોડવાયોગ્ય ગણુવું.

આ વસ્તુ અહીં ખૂબ ખૂબ વિચારણા માગે છે, એ વાત તદ્દન સાચી છે કે, જેનાથી સુખ યા આનદ મળે તે કરવાયોગ્ય અને દુઃખ યા ત્રાસ ઉત્પન્ન થાય તે છોડવાયોગ્ય પણુ વાસ્તવિક સુખ કે વાસ્તવિક દુઃખ કોને કહેવુ તેમા સંસારમાં રખડપટ્ટી કરનાર અને સંસારની વાતોને ઉપેક્ષા દૃષ્ટિથી જોનાર એ બન્ને પુરુષોની માન્યતામાં મોટો મતભેદ છે.

કોઈ સ્પર્શથી સુખ માને, કોઈ સારું ખાવામાં આનંદ માને, કોઈ સુગંધી પદાર્થોમાં આનંદ માને, કોઈ સુદર સ્વરૂપ જોવામાં આનદ માને, ત્યારે કોઈ સારા સારાં સંગીત સાંભળવામાં આનંદ માને પણુ બધુ પરિણામે અતીવ દુઃખદાયક બને છે ભૂખ્ય માણુસને ગમે તેટલું સારું સગીત સંભળાવો કે ગમે તેટલું સારું રૂપ દેખાડો તો તેને તે સુખનાં સાધનોમાં મઝા નહિ આવે ત્યારે એમ કહેવું ખોટુ નથી કે તે આનદ બધો મર્યાદિત અવસ્થાવાળો છે. જ્યારે મહાત્માઓ તો કહે છે કે, આપણે તો ચુટાઈને તેવા બનવાની

જરૂર છે કે જેમાંથી ફરી ફરીને કોઈ પણ આકાંક્ષા કરવી ન પડે તેવા વિશેષણ વિનાના નિર્મળ સુખની જરૂરિયાત છે

પણ આત્મસ્વરૂપથી ભિન્ન પક્ષના મતવાદીઓ જ્યારે ચુંટાઈ આવી પોતાના કાર્યમાં જોડાય છે ત્યારે અનાદિ કાળથી ટેવાયેલી ઇંદ્રિયો અનેક પ્રકારના વિઘ્નો નાખી તેને કર્તવ્યમાં વિહ્વલ બનાવી દે છે અને પરિણામે ચૂંટણીમાં પસાર થયેલા સભ્યને તે કાર્યથી વિમુખ બનવું પડે છે. પરંતુ જે માણસ ઇંદ્રિયોની આકરી કસોટીમાંથી પસાર થઈ શકે તે જ ઉચ્ચ કક્ષાના પદે પહોંચવાને સમર્થ બને છે.

ઉપર કહેલા ઇંદ્રિયોના વિષયમાં લુબ્ધ રહેનાર માનવી સામે એવી જાળ બિછાઈ જાય છે કે, તે માનવી અનંત જીવોથી મહામહેનતે ચુંટાઇને આવવા છતાં તેને વિષય સુખ કર્તવ્ય-ભ્રષ્ટ બનાવે છે. સત્તાની ખુરસી એવી લપસણી છે કે, જ્યા સુધી એ સત્તા ન મળે ત્યાં સુધી સત્તાભૂખ્યો માનવી સત્તા મેળવવા માટે જે જાતનાં ખાતાં અગર કબૂલાતો અગર નમ્રતા વગેરે જે સેવવું પડે તે બરાબર સેવે છે. પણ સત્તા ઉપર આવતાં જ તે બધા કાર્યને ભૂલી સત્તા કેટલે સુધી આવી શકે છે, તેમા જ તે મશગૂલ રહે છે ખરુ જોતા બધી ઇન્દ્રિયોથી આવતા આક્રમણોને ખાળવામા એ માણુસ અસમર્થ નીવડી જેટલી સત્તા હોય તેનો ઉપયોગ ઇન્દ્રિયના ઉપભોગમાં કરવા મંડી પડે છે પરિણામે ઇન્દ્રિયોના વિષયરૂપ પરપક્ષનું જોર વધી પડતાં પોતાની બેઠકની નબળાઈ પ્રગટ થઈ જાય છે અને છેવટે બેઠક ગુમાવાનો પણ વખત આવે છે.

આમ છતાં જો કોઈ નિઃસ્વાર્થ અને સબળ માનવી બેઠકને યોગ્ય મળી ગયો હોય તો તે બેઠકને યોગ્ય કર્તવ્યમા બરાબર વ્યવસ્થિત બની ઇન્દ્રિય રૂપીપરપક્ષની અંધાધુંધીની સામે થઈ તેને બરાબર પીછેહઠ કરાવે છે અને પોતાને આધીન એવા આત્મસ્વરૂપ કર્તવ્યમા તત્પર કરી શકે છે. આધીન થયેલી ઇન્દ્રિયો પણ તેને દગો દેવાનુ સાધન સામે રહેવા છતાં તે આટલો બધો સાવધાન બને છે કે ઇન્દ્રિયોનુ દગાદેવાનું સાધન પણ દગાને બદલે પોતાની સાધનામાં જ પરિણમે છે આવો સભ્ય હોય તે જ ખુરશીને લાયક ગણાય અને તેનું જ વડાપ્રધાનરૂપ નિઃસ્વાર્થી, ઉન્મુક્ત ધ્યેય ઇષ્ટ સમયે સફળ બને છે એ નિઃશંક વાત છે આ આખોયે લેખ હાલની ચૂંટણી તેમજ તેના ઉપરથી વિચારાયેલી આધ્યાત્મિક ચુટણીરૂપી માનવભવ એ બનેનુ કર્તવ્યભાન એક જ દિશાને સૂચવે છે છોડવા યોગ્ય અને વિચાર કરીને કરવા યોગ્ય ઇન્દ્રિયદમન સપૂર્ણ વફાદારીથી કરે અને છોડવા યોગ્ય ઇન્દ્રિયના વિષયોને ખૂબ ખૂબ સામર્થ્ય વાપરીને છોડે એ રહસ્યને આમાં સ્ફુટ કર્યું છે.

# ગયા અને રાજગિર

[ આગલ શોધકની નોંધમાંથી ]

લેખક શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**અલેકઝાંડર કનિંગહામે** સન ૧૮૬૨ થી ૬૫ સુધીમાં ભારતવર્ષના અમુક ભાગોમાં ભ્રમણ કરી જે ચાર અહેવાલો તૈયાર કર્યા અને જે આકર્યોલોજીકલ સર્વે ઓફ ઇંડિયા ( Archæological Survey of India ) વોલ્યુમ પ્રથમમાં પ્રગટ થયેલ છે, એમાં જૈન ધર્મ અને એના સ્થાપત્ય મૂર્તિ કે દેવાલય સંબંધમા જે આછી–પાતળી નોંધો પ્રાપ્ત થાય છે એ અંગે જાણવાજેવી ટૂંક માહિતી નીચે પ્રમાણે છે –

Gaya--On the left hand of this statue there is a small two-armed standing figure with a horse on the pedestal It is, therefore, most probably a statue of Sambhunath, the 3rd of the 24th Jain hierarchs whose cognizance is a horse (P 3)

ભાવાર્થ–બાવલાંની ડાબી બાજુએ કાયોત્સર્ગ મુદ્રામા સ્થિત એક નાની મૂર્તિ છે જેના ઉપર ઘોડાનું ચિહ્ન છે. તેથી કરીને એ શ્રીસંભવનાથની પ્રતિમા હશે; કેમકે જૈનોના ચોવીસ તીર્થંકરોનાં જે લાંછનો (ચિહ્નો) બતાવ્યા છે એમાં ત્રીજા સંભવનાથનું લાંછન અશ્વ એટલે ઘોડો છે. ( ‘ગયા’ સંબંધી નોધમાંથી પૃ. ૫૯૩ )

Rajgir—In the inscriptions of the Jain temples on mount—Baibhar the name is sometimes written Baibhara & sometimes Vyavahara. It is beyond all doubt the Webhars. Moutain of the Pali annals in which was situated the far-famed Sattapanni came in front of which was held the first Buddhist Synod in 543 B. C. The Baibhar Hill lies to the west of the hot springs, and the Vipula hill to the east. In Baibhhar there still exists a large cave called Sonbhandar, or the ‘Treasure of Gold’.. ...

Mount Vipul is clearly identical with the wepullo of the Pali annals, and as its summon is now crowned with the ruins of a lofty stup or chaitya, which is noticed by HuenThsang. I would identify it with the chaityaka of the Mahabharat. Regarding the other three mountains, I have nothing at present to offer but I may mention that they are also crowned with small Jain Templs. P. 21-22

ભાવાર્થ–વૈભાર પરના જૈન મંદિરોના લેખોમાં વૈભારગિરિને બૈભાર અથવા વ્યાવહારથી ઉલ્લેખાયલો પણ જોવાય છે. પાલી ગ્રંથોમા પણ વૈભાર પર્વતની વાત આવે છે ઇ પૂ ૫૪૩માં ‘સાતપની ગુફામાં’ પ્રથમ બૌદ્ધ પરિષદનો ઉલ્લેખ છે અને એ ગુફા આ ગિરિમાં જ આવેલી છે. ગરમ પાણીના કુંડ અને વિપુલાચલ પણ એ વાતની પુષ્ટિમાં આજે પણ ઊભા છે. વળી, એની તળેટીમાં ‘સુવર્ણભંડાર’ તરીકે નોંધપાત્ર બનેલ સ્થાન આજે પણ બતાવાય છે.

પાલી ગ્રંથોમાં વિપુલાચલનો ઉલ્લેખ 'વિપુલો' શબ્દથી કરાયેલ છે, અને એના શિખરનો ભાગ ઊંચા સ્તૂપ અથવા ચૈત્યના ખંડિયેરથી ઢંકાયેલો છે, જેની નોંધ ચીની હુએનસંગે પોતાના પ્રવાસમાં લીધી હતી. મહાભારતમાં આવતા ચૈત્યક સાથે આ વાતનુ મળતાપણું છે, વળી નજીકમાં આવેલી બીજી ત્રણુ ટેકરીઓ પણુ રાજગૃહના પ્રાચીન વર્ણન સાથે મેળ સાધે છે. આજે પણુ એ ટેકરીઓ પર નાનાં જૈન મંદિરો છે.

ઉપરની બન્ને કંડિકામાં જૈનધર્મ સંબંધી વાત ઘણી ટૂંકી છે અને લેખકે આ ઐતિહાસિક સ્થાનો સંબંધી શોધને વજનદાર બનાવવા મોટા ભાગે બૌદ્ધ ગ્રંથોમાં મળતી વાતોનો-ચીની મુસાફરોએ લખેલા પ્રવાસ વૃત્તાંતોનો જ જો કે ઉપયોગ કર્યો છે, છતાં ચક્ષુ સામે સ્પષ્ટ દેખાતા મુદ્દાને ઉવેખી ન શકાય એટલું એ સંબધમાં ટૂંકી નોંધ લેવાનું યોગ્ય માન્યું છે. એ ગમે તેમ હોય, અહીં આપણુને એ વાત સાથે ઝાઝી નિસ્બત નથી. વિચારવાનું તો એટલું જ છે કે આપણે જૈનો 'ભાવના' કરતાં પણુ 'પ્રભાવના'નું મહત્ત્વ અધિક આંકીએ છીએ તો જ્યારે આજે સમગ્ર વિશ્વમાં જ્ઞાનની ભૂખ પ્રબળ બની છે, ત્યારે જૈનધર્મની પ્રાચીનતા સાબિત કરી શકાય તેવી સામગ્રી રોજ-બ-રોજ બહાર આવતી જાય છે અને આપણા ભારતના તેમજ એની બહારના દેશોના વિદ્વાનો એના મૌલિક સિદ્ધાંતો જાણુવા જિજ્ઞાસા ધરાવે છે, ત્યારે દેશ-કાળને બંધ બેસે તેવી પદ્ધતિમાં-ઈતિહાસને પ્રગટ કરવાની દિશામાં આપણે કંઈ જ નહી કરીએ ? વજનદાર રીતે અન્ય ધર્મપ્રચારકો જેવી રીતે પોતાનું સાહિત્ય પ્રકાશિત કરી રહ્યા છે તે તરફ સાવ આંખમીચામણા કરીશુ ?

આ પ્રશ્ન જેવો તેવો નથી. સારનાથ બનારસની નજીકમાં જ્યાં આપણી સિંહપુરી અગિયારમા તીર્થપતિ શ્રી શ્રેયાંસનાથની કલ્યાણક ભૂમિ છે, જે તેની બાજુમાં આવેલ છે, એ બૌદ્ધ ધર્મીઓનું તીર્થધામ છે ખોદકામ કરતાં જૂનો સ્તૂપ અને વિહારો નીકળ્યા છે. કહેવાનું તો એ છે કે આ સ્થાને એ રમણીય બૌધ્ધ મંદિર ઊભું કરવામાં આવેલા છે અને હરકોઈ આગતુકને રસ વૃત્તિ પેદા કરે તેવુ છેલ્લી ઢબનુ-બૌધ્ધધર્મ સંબધી સાહિત્ય હિંદી, અગ્રેજી આદિ ભાષામા, મંદિરના પ્રવેશદ્વાર આગળ રાખવામાં આવેલ છે. આપણે ત્યાં કિલ્લામાં દેવાલય છે, આગળ બગીચો છે છતાં સિંહપુરીનુ મહત્ત્વ શાને આભારી છે અથવા તો જૈનધર્મ શી વસ્તુ છે એ જાણુવાની કંઈ જ સામગ્રી નથી. એકાદ માળી કે પૂજારી આવી દ્વાર ઉઘાડી આપે ત્યારે દર્શન થાય. કદાચ એ યાદ આવે કે ભગવંત શ્રી. શ્રેયાંસનાથનાં અહી ચાર કલ્યાણુક થયેલાં ! ખુબી તો એ છે કે વર્ષ દહાડે આપણી જ્ઞાતિના હજારો રૂપિયા વાપરીએ છીએ ! પણુ દેશ-કાળ માંગે છે તે રીતે નહી જ !

આપણા આગમ ગ્રંથોમા કથાનકોમા રાજગૃહી અને એના પાંચ પહાડ સંબંધમા ડગલે પગલે વર્ણન મળે છે. એના શિખરે ભગવંત ચોમાસા રહેતા, ગણુધર મહારાજા અનશન કરતા અને ગુફાઓ ધ્યાન માટે પણુ વાપરતા અરે, સુરક્ષિત સ્થાન સમજી ચોરો પણુ ગુપ્ત વાસ કરતા. આપણે એ દિશામા શોધખોળ કરીએ તો આપણા ભૂતકાલના ગૌરવને કલગી ચઢાવે તેવી ઐતિહાસિક સામગ્રી ન મળી આવે ? અરે ! ઢગલાબંધ મળી આવે. એ સોનગુફા, એ તો શ્રેણિક મહારાજનો ભંડાર હતો. આજે પણુ શાલિભદ્ર શેઠની કૂઈ, નંદમણિયારની વાવ-જેવાં સ્થનો બતાવાય છે

'ગયા'માં પણુ જૈનધર્મ પ્રચલિત હતો એ વાત ઉપરની નોંધ દર્શાવે છે એટલે જ્યાં જ્યાં એવી મૂર્તિઓ માલમ પડે ત્યાં ત્યાં એક કાળે જરૂર એના ઉપાસકો હોવા જોઈએ. એની શોધખોળની દિશામાં આપણે પ્રયત્નશીલ બનવુ જોઈએ. અને બૌદ્ધોના નામે ચડેલી મૂર્તિઓ અને ઈતિહાસને સાચા સ્વરૂપમાં મૂકવા હવે તૈયાર રહેવુ જોઈએ.

Shri Jaina Satya Prakasha. Regd. No. B. 3801 श्री जैन सत्य प्रकाश



મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ

# श्री जैन सत्य प्रकाश

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૪-૫૨ : અમદાવાદ

વર્ષ ૧૭ : અંક ૭ ]  [ ક્રમાંક : ૧૯૮



# विषय-दर्शन

| વિષયઃ | લેખકઃ | પૃષ્ઠઃ |
|---|---|---|




# સાભાર-સ્વીકાર

૨૫) પૂ. આ. મ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી—શ્રી ઇડર જૈન સંઘ, ઈડર.

૮) પૂ. મુ. શ્રીગૌતમસાગરજી મ. ના ઉપદેશથી—જૈન બાલ મંડળ, કલ્યાણ

૩૧) પૂ. આ. મ. શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ ના ઉપદેશથી—શ્રી સીસોદરા જૈન સંઘ, સીસોદરા.

*

૧. **શ્રીસીમંધર શોભાતરંગ સંપા૦** મુનિરાજ શ્રીઅભયસાગરજી, **પ્રકા૦** શ્રી જૈન શ્વેતાંબર સઘની પેઢી, પીપળી બજાર, ઇંદોર સીટી **મૂલ્ય**-બે રૂપિયા

**નોંધઃ**—શ્રી. ઉમાકાંત શાહે આપેલો 'કહાવલી વિશે વધુ ખુલાસો' સ્થાનાભાવે આ અંકમાં પ્રગટ થઈ શક્યો નથી.

—**સંપા૦**



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ : વીરનિ સં ૨૪૭૮ : ઈ સ. ૧૯૫૨ | क्रमांक |
| अंक : ७ | ચૈત્ર વદ ૫ : મંગળવાર : ૧૫ એપ્રિલ | १९८ |



# ભગવાન મહાવીર



[ જગતનાં રાષ્ટ્રો આજે શસ્ત્રીકરણની ઘોડદોડમા હરિફાઇ કરતા હોય એમ દિન–પ્રતિદિનના સમાચારોથી જણાય છે પરંતુ આ હરિફાઈનો અંત ક્યારે અને કેવી રીતે થશે એ કોઈ જાણતું નથી. હા, પ્રસિદ્ધ અંગ્રેજી લેખક એચ જી વેલ્સે એવી ભવિષ્યવાણી કરી છે કે–' આવનારી કેટલીક શતાબ્દીઓમા માનવજાતિ સ્વયં-નિર્મિત શસ્ત્રોથી જ પોતાનો સંપૂર્ણ સંહાર કરી નાખશે ' ત્યારે નોબલ પુરસ્કાર વિજેતા પ્રસિદ્ધ દાર્શનિક લેખક બર્ટ્રેન્ડ રસેલ આ સંહારમાથી માનવજાતને ઉગારી લેવા કહે છે કે–' જો વિશ્વને અને તેની સાથે વૈજ્ઞાનિક સમાજને જીવિત રહેવુ હોય તો મનુષ્યે યુદ્ધલિપ્સાને સદા માટે સમાપ્ત કરી દેવી જોઈશે '

આ માર્ગદર્શન વાચતાં અઢી હજાર વર્ષ પહેલાં થઈ ગયેલા એક મહાપુરુષનુ જીવન અને તેમની સાધનામાથી પ્રગટ થયેલુ ઉદ્બોધન યાદ આવે છે જાણે એ પુરાણુ વાણીનુ આ નવુ રૂપાન્તર ન હોય! ત્યારે એ મૂળ વાણી અને તેનુ ઉદ્બોધન કરનાર મહાપુરુષના જીવનની મહત્તાનુ સ્વરૂપ આપણી આગળ વિરાટ રૂપે પ્રગટ થાય છે.

ચૈત્રી શુક્લા ૧૩ નો દિવસ એ મહાપુરુષના જન્મ કલ્યાણકનો પવિત્ર પર્વદિવસ છે. એ દિવસે એમનુ જીવન અને બોધ સૌ કોઈને પ્રેરણા રૂપ થાઓ એવી આશા સાથે ' ધર્મયુગ ' સાપ્તાહિકના તા. ૧૩–૪–૫૨ના અંકમા એ મહાપુરુષ ભગવાન મહાવીરના લોકસ્પર્શી જીવનનો ખ્યાલ આપતો લેખ પ્રગટ થયો છે, તેનો ગુજરાતી અનુવાદ ' ધર્મયુગ ' ના સૌજન્યથી અહીં આપવામાં આવે છે. —સંપા૦]

# जैन दार्शनिक साहित्य अने प्रमाणविनिश्चय

लेखक : पूज्य मुनिराज श्रीजंबूविजयजी

**જૈન દાર્શનિક** સાહિત્યના અભ્યાસીઓ આ હકીકતથી સુપરિચિત છે કે દાર્શનિક સાહિત્યના ગ્રથોમા અન્ય ગ્રથોમાથી પુષ્કળ અવતરણો ઉદ્ધૃત કરેલાં હોય છે કારણ કે દાર્શનિક સાહિત્યનો ઉદ્દેશ સ્વ–પરમતનું મડન ખડન–કરવાનો હોવાથી તેમા અન્યાન્ય મતોનો ખૂબ જ મોટા પ્રમાણમાં ઉલ્લેખ કરવામા આવે છે આથી તે તે મત–મતાંતરોનાં મૂળ સ્થાનો શોધી કાઢવામા આવે તો કઠિન લાગતુ દાર્શનિક સાહિત્ય ઘણા અશે સુગમ વિશદ અને શુદ્ધ થઈ જાય છે. આથી ખતીલા સંપાદકો અને વાચકો તે તે મતોનાં અને અવતરણ વાક્યોનાં મૂલ સ્થાનો શોધી કાઢવા માટે અતિશય જહેમત ઉઠાવે છે કારણ કે મૂલસ્થાનો શોધી કાઢવાથી જે નવીન પ્રકાશ પડે છે એ પ્રકાશના બળથી ગ્રંથ બહુ જ વિશદ બની જાય છે

પરતુ દુર્દૈવે કાલના માહાત્મ્યથી કેટલાક મહત્ત્વના પ્રાચીન અર્વાચીન ગ્રંથો નાશ પામી ગયેલા અથવા અનુપલબ્ધ હોય છે આવા ગ્રંથોમાથી ઉદ્ધૃત કરેલી ચર્ચાઓના મૂલ જાણવા માટે સશોધકો અતિશય તપાસ કરતા હોય છે કારણ કે મૂળ સ્થાનોના અભાવે ઘણી બાબતો ઉપર અંધકાર છવાયેલો રહે છે. આમ છતા કદાચિત્ દૈવયોગે, તે નાશ પામેલા મનાતા ગ્રથો કોઈ અપ્રગટ પ્રાચીન ગ્રંથસંગ્રહોમાથી મળી આવે છે ત્યારે તે વિષયના સંશોધકોને જે આનદ થાય છે તે વર્ણનાતીત હોય છે.

દાર્શનિક સાહિત્યના અભ્યાસીઓ સારી રીતે જાણે છે કે બૌદ્ધાચાર્ય **ધર્મકીર્તિ**ના સેકડો વાક્યો દાર્શનિક ગ્રથોમા ઉદ્ધૃત કરેલાં છે, ભાગ્યે જ એવો કોઈ પ્રાચીન ભારતીય દર્શન સાહિત્યનો ગ્રથ હશે કે જેમા ધર્મકીર્તિનુ એકાદ વાક્ય ઉદ્ધૃત કરેલુ નહી હોય. ધર્મકીર્તિના નાશ પામેલા મનાતા કેટલાક ગ્રથો હમણા જ પ્રગટ થયા છે. છતા હજુ પણ એવાં કેટલાક વચનો છે કે જે તેમાથી મળતા નથી. મને જણાવતા બહુ આનદ થાય છે કે દાર્શનિક ગ્રંથોમાં ઠામ ઠામ ઉદ્ધૃત કરેલા અને જેના મૂળ સ્થાનોનો હજુ સુધી પત્તો લાગતો નથી તેવાં ધર્મકીર્તિના કેટલાક સુપ્રસિદ્ધ વાક્યોના મૂળ સ્થાનો ધર્મકીર્તિરચિત '**પ્રમાણવિનિશ્ચય**' ગ્રંથના ટિબેટન ભાષાતરમાથી શોધી કાઢવામા હું સફળ થયો છું.

એ જણાવતા પહેલા ધર્મકીર્તિ, તેના ગ્રથો તથા તેના ટિબેટન ભાષાતરોનો થોડો પરિચય આપવો અસ્થાને નહી ગણાય

બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિનુ બૌદ્ધ દર્શનપરપરામા ઘણુ જ મહત્ત્વનુ સ્થાન છે. **દિઙ્નાગ** બૌદ્ધદર્શનનો પિતા (Father of the Buddhist Logic) કહેવાય છે. આ દિઙ્નાગના સિદ્ધાતોને પલ્લવિત કરવાનુ અને વેગ આપવાનુ કામ જો કોઈએ કર્યુ હોય તો ધર્મકીર્તિએ કર્યુ છે. એમ કહી શકાય કે દિગ્નાગે બીજ રોપ્યુ અને ધર્મકીર્તિએ તેમાંથી વટવૃક્ષ બનાવ્યું. ચીની યાત્રી ઈત્સિંગે ભારતવર્ષમા પર્યટન કર્યા પછી તેનાં સસ્મરણોની નોધ રૂપે એક ગ્રથ ચીની ભાષામાં લગભગ ઈસ્વીસન ૬૯૧ મા લખ્યો છે. તેમાં તેમણે ધર્મકીર્તિનું ખૂબ વર્ણન કર્યું છે અને જણાવ્યુ છે કે 'દિઙનાગ પછી ધર્મકીર્તિએ હેતુ-

વિદ્યાને વધારે વિકસિત કરી છે—શુદ્ધ કરી છે' ઈત્સિંગે ધર્મકીર્તિના કેટલાક શિષ્યોનુ પણ વર્ણન કર્યું છે. તેથી સન ૬૫૦ થી ૬૮૫ સુધી ધર્મકીર્તિનો ઉદય કાલ માનવો ઠીક લાગે છે.

## ધર્મકીર્તિના ન્યાય ગ્રંથો

આ ધર્મકીર્તિએ સાત ન્યાય ગ્રંથોની રચના કરેલી છે—

૧ **प्रमाणवार्तिक**, ૨ **प्रमाणविनिश्चय**, ૩ **न्यायविन्दु**, ૪ **हेतुविन्दु**, ૫ **सम्बन्धपरीक्षा**, ૬ **सन्तानान्तरसिद्धि**, ૭ **वादन्याय**.

આ સાત ગ્રથોમા અત્યાર સુધી '**ન્યાયબિન્દુ**' જ સસ્કૃતમા મળતો હતો. અને તે પણ ભારતવર્ષમાં માત્ર જૈન ગ્રથભંડારોમાંથી જ મળી આવ્યો હતો બાકીના બધા ગ્રંથો સંસ્કૃતમાં નષ્ટ થઈ ગયેલા જ માનવામા આવતા હતા. પરતુ હમણાં થોડા વર્ષો પૂર્વે બૌદ્ધ પં૦ **રાહુલ સાંકૃત્યાયને** ટિબેટના જૂના સગ્રહસ્થાનોમા ધૂળ ખાતા '**પ્રમાણવાર્તિક**' તથા '**વાદન્યાય**' આ બે ગ્રથો અને તેની કેટલીક ટીકાઓ શોધી કાઢ્યા પછી તેનું સંસ્કૃતમાં અસ્તિત્વ પ્રગટ થયુ છે બાકીના ગ્રથોનુ હજુ ટિબેટન ભાષાંતર જ મળે છે આ ગ્રંથોનો સંક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે છે:

૧. **प्रमाणवार्तिक**—આ ગ્રથ ધર્મકીર્તિના સાત ગ્રંથોમાં સૌથી વધારે મહત્ત્વનો ગણાય છે. આખો ગ્રંથ કારિકાત્મક છે. આના ૪ પરિચ્છેદ છે—૧ સ્વાર્થાનુમાન, ૨ પ્રમાણ, ૩ પ્રત્યક્ષ, ૪ પરાર્થાનુમાન આમા ૧લા પરિચ્છેદ ઉપર **ધર્મકીર્તિ**ની સ્વોપજ્ઞવૃત્તિ, તેના ઉપરની **કર્ણકગોમિ**ની ટીકા સાથે કિતાબમહલ, (અલાહાબાદ)થી દશેક વર્ષ પૂર્વે પ્રકાશિત થઈ છે. બાકીના ત્રણ પરિચ્છેદો ઉપર **પ્રજ્ઞાકરગુપ્તે** રચેલી '**વાર્તિકાલંકાર**' નામની ટીકાનો થોડો અશ પટણાની 'ધી બિહાર એન્ડ ઓરિસ્સા રિસર્ચ સોસાયટી'ના જર્નલમાં તેમજ મહાબોધિ સોસાયટી (સારનાથ) તરફથી પ્રગટ થયો છે બાકીનો બધો ભાગ અમારી પાસે હસ્તલિખિત છે. આ ચારે પરિચ્છેદો મૂળ માત્ર, તેમજ '**મનોરથનન્દિની**' ટીકા સાથે બિહાર એન્ડ ઓરિસા રિસર્ચ સોસાયટીના જર્નલમા દશેક વર્ષ પૂર્વે પ્રગટ થયા છે. આ સિવાય **દેવેન્દ્રમતિ** નામના ધર્મકીર્તિના શિષ્ય તેમજ બીજા ઘણાઓએ આના ઉપર વૃત્તિઓ રચેલી છે. પરંતુ તે સંસ્કૃતમાં અત્યારે મળતી નથી, તેનુ ટિબેટન ભાષાતર જ માત્ર મળે છે.

૨. **प्रमाणविनिश्चय**—આ ગ્રથ પ્રમાણવાર્તિક જેવો જ મહત્ત્વનો અને મોટો છે. સંસ્કૃતમાં આ ગ્રથ મળતો નથી માત્ર ટિબેટન ભાષાતર મળે છે આ ગ્રંથ ઉપર **ધર્મોત્તર**ની ઘણી મોટી ટીકા[1] મળે છે કે જે '**બૃહદ્ધર્મોત્તર**'ના નામથી ઓળખાય છે. આના ઉપર **જ્ઞાનશ્રીભદ્ર**ની પણ નાની વૃત્તિ મળે છે.

૩. **न्यायविन्दु**—આ ગ્રથ અને તેના ઉપરની **ધર્મોત્તર**ની વૃત્તિ કે જે '**લઘુધર્મોત્તર**'ના નામથી ઓળખાય છે તે જૈન ગ્રથભડારોમા સંસ્કૃતમાં મળતા હોવાથી ઘણા જ વખતથી

૧ પેકીંગ એડીશનમા तजूर, मदो, जे CIX = ૧૦૯ નંબરની પોથીનાં ૩૪૭ પાનાં તેમજ तजूर मदो, वे CX = ૧૧૦ નબરની પોથીનાં ૨૦૯ B પાનાં સુધી આ ગ્રથ છે. તેમજ ૧૨૪૬૩ શ્લોકપ્રમાણ છે. આ પછી ૨૦૯ B થી ૩૫૫ પાનાં સુધી **જ્ઞાનશ્રીભદ્ર**ની વૃત્તિ છે.

પ્રસિદ્ધિમાં આવેલાં છે. આ ધર્મોત્તરની વૃત્તિ ઉપર **મલ્લવાદી** કે જે '**નયચક્ર**'કાર **શ્રીમલ્લવાદી** ક્ષમાશ્રમણસૂરિ (વિક્રમના પાંચમા સૈકાના) થી નિશ્ચયે ભિન્ન છે, તેમણે રચેલું એક ટિપ્પણુ તથા એક બીજું ટિપ્પણુ પણુ **જેસલમેર** તથા **પાટણ**ના જૈન ગ્રંથભંડારોમાં મળે છે, જે હજુ છપાયેલ નથી. આ સિવાય **વિનીતદેવે** રચેલી એક વૃત્તિ પણુ છે પણુ તે સંસ્કૃતમાં નથી મળતી, ટિબેટન ભાષાતર મળે છે.

૪. **हेतुविन्दु**[1]—આની **અર્ચટ**કૃત ટીકા પાટણુના જૈન ગ્રંથભંડારમાં જ મળે છે. આ ટીકા વડોદરાની ગાયકવાડ ઓરિએન્ટલ સીરીજમાં છપાઈ ગઈ છે. તેની સાથે હેતુબિન્દુ મૂળ પણુ છાપવામાં આવ્યું છે કે જે 'ઉત્પાદાદિસિદ્ધિ' નામના જૈન ગ્રંથમાં આવતાં હેતુબિન્દુના ખૂબ લાંબા અવતરણોનો સંગ્રહ કરીને તેમ જ ખૂટતા ભાગનું ટિબેટન ભાષાન્તર ઉપરથી સંસ્કૃતમાં ભાષાંતર (Retranslation) કરીને તૈયાર કરવામાં આવ્યું છે. 'હેતુબિન્દુ' ટિબેટન ભાષાંતર स्नर्-थङ् એડીશનમાં तजूर मदो XCV (=૯૫) પૃ ૩૫૩-૩૭૬ માં છે

૫. **संबंधपरीक्षा**[2]—આ ગ્રંથ માત્ર ૨૫ કારિકાનો છે. આ સંસ્કૃતમાં નાશ પામી ગયો મનાય છે. ટિબેટન ભાષાંતર જ માત્ર મળે છે. પરંતુ '**સ્યાદ્વાદરત્નાકર, પ્રમેયકમલમાર્તણ્ડ, ન્યાયકુમુદચંદ્ર**' વિગેરે જૈન ગ્રંથોમાં આની ૨૨ કારિકાઓ ઉદ્ધૃત કરેલી છે એટલે લગભગ આખો આ ગ્રંથ જ જૈન ગ્રંથોમાં સમાઈ ગયેલો હોવાથી તૈયાર કરી શકાય તેમ છે. હું તેના ટિબેટન ભાષાંતર સાથે ટૂંક મુદતમાં જ આખો ગ્રંથ પ્રગટ કરવાનો છું. છેવટની ત્રણ કારિકાઓ જો કોઈ ગ્રંથમાંથી મળી આવે તો સંપૂર્ણ તૈયાર થઈ જશે. એ શોધવાનું કામ બાકી છે. 'સંબંધપરીક્ષા' ઉપર ધર્મકીર્તિની સ્વોપજ્ઞવૃત્તિ પણ છે. આનું પણુ ટિબેટન ભાષાંતર જ મળે છે. ટિબેટન ભાષાંતર ઉપરથી તેમ જ જૈન સાહિત્યને આધારે આ આવૃત્તિ પણુ ઘણે અંશે સંસ્કૃતમાં તૈયાર કરી શકાય તેમ છે.

૬. **सन्तानान्तरसिद्धि**—આ મૂળ ગ્રંથ માત્ર એક જ કારિકાનો છે. તેના ઉપર ટિબેટન ભાષાંતરમાં (પૃ ૪૧૭-૪૨૧ स्नर्थङ् એડીશન) ધર્મકીર્તિની સ્વોપજ્ઞવૃત્તિ વિસ્તારથી છે. મૂળ જે એક કારિકા છે તે કાશ્મીર રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલા **નરેશ્વરપરીક્ષા** નામના ગ્રંથમાં ઉદ્ધૃત[3] કરેલી મળી આવે છે કે જે નીચે પ્રમાણે છે

बुद्धिपूर्वां क्रियां दृष्ट्वा स्वदेहेऽन्यत्र तद्ग्रहात् ।
ज्ञायते यदि धीश्चित्तमात्रेऽप्येष नयः समः ॥[4]

૧ આના ઉપર **વિનીતદેવે** રચેલી વૃત્તિ ટિબેટન ભાષાંતરમાં મળે છે. જુઓ પેકીંગ એડીશન तंजूर मदो, शे CXI (=૧૧૧) पृ० ૧૨૩ B-૨૨૩ B.

૨ આના ઉપર **વિનીતદેવ** તથા **શંકરાનંદે** રચેલી વૃત્તિઓ પેકીંગ એડીશનની तजूर, मदो. CXII (ज्ञे=૧૧૨) નંબરની પ્રતિમાં મળે છે, પૃ. ૧-૨૬ તથા ૨૭-૪૪ A

૩ यदुक्तम्—बुद्धिपूर्वां क्रियां दृष्ट्वा स्वदेहेऽन्यत्र तद्ग्रहात् ।
ज्ञायते यदि धीश्चित्तमात्रेऽप्येष नय सम ॥
—**નરેશ્વરપરીક્ષા** પૃ. ૬૨ (કાશ્મીર સીરીજ નં ૪૫)

૪ આનું ટિબેટન ભાષાંતર નીચે પ્રમાણે છે.—
रङ्-लुस् व्लो-स्नोन्-ऽग्रो-व यि व्य-व-मृथोङ्-नस् गृशन्-ल दे ।

**૭. वादन्याय**—આ ગ્રંથ અને તેના ઉપરની **શાન્તરક્ષિત** ('તત્ત્વસંગ્રહ'કાર) રચિત '**વિપઞ્ચિતાર્થા**'નામની વૃત્તિ બૌદ્ધ પં. રાહુલ સાંકૃત્યાયને ટિબેટમા કોઈ મઠમાથી શોધી કાઢ્યા પછી બિહાર એન્ડ ઓરિસા રિસર્ચ સોસાયટી (પટણા)ના જર્નલમા (૨૨મા વોલ્યુમમા) તેમજ મહાબોધિ સોસાયટી (સારનાથ) તરફથી સોળ વર્ષ પૂર્વે પ્રગટ કરેલા છે. આના ઉપર **વિનીતદેવ**ની પણ પ્રાચીન ટીકા ટિબેટન[૬]ભાષાતરમા Tangur Mdo CX11 (=112) P. 44a 71a (Peking edition)મા મળે છે.

---

डजिन-फ्यिर् गल्-ते ब्लो शेस् डग्युर् सेमूस्-चम्-ल यङ् छुल् डदि मूछुङ्स्॥
—तजूर, मदो. XCV (=९५) पृ ४१८ A (स्नर्-थद्)

૫. આ જણાવવા બદલ શ્રી. પુરુષોત્તમદાસભાઈ તારકસ( આકોલાવાળા )ને અભિનંદન આપું છું.

૬. ટિબેટન ભાષાતરોનો પરિચયઃ—

સંસ્કૃત ગ્રંથોના ટિબેટન ભાષાતરો આજથી લગભગ હજાર વર્ષ પૂર્વે થયેલા છે. ભારતમાથી ગયેલા પંડિત અને ટિબેટના પંડિત એમ બે ભેગા મળીને સંસ્કૃત ગ્રંથોનો અનુવાદ કરતા, એવી પદ્ધતિ હતી તેથી અન્યોન્ય ભાષાજ્ઞાનમા જે અપૂર્ણતા હોય તે દૂર કરવાનો પ્રયત્ન કરવામા આવતો હતો. આ બધા ગ્રંથોનુ પાછલના એક બૌદ્ધ લામાએ બે વિભાગમા વર્ગીકરણ કર્યું હતું—૧ કંજૂર, ૨ તંજૂર. સૂત્રોનાં ભાષાતરો કંજૂરમા છે. ન્યાય, વ્યાકરણ, કાવ્ય, કોશ, વિગેરે વિવિધ વિષયોનાં ભાષાતરો તંજૂરમા છે, બધા ગ્રંથોની મોટી મોટી પોથીઓ બનાવેલી હોય છે. એક એક પોથીમાં અનેક ગ્રંથો હોય છે.

કેટલાંક વર્ષો ગયા પછી આ હસ્તલિખિત પ્રતિ ઉપરથી લાકડા ઉપર કોતરકામ કરીને એક પ્રકારના બ્લોક જેવાં લાકડાના પાટિયા મનાવવામા આવ્યાં. આ પાટિયાને શાહીમાં બોળીને આ ગ્રંથો કાગળ ઉપર છાપવાની શરૂઆત થઈ. આવા પાટિયા પાચ જગ્યાએ બનાવવામાં આવ્યા હતા—૧ **છોની**, ૨ પેકીંગ, ૩ **દેર્જે**, ૪ **સ્નર્-થદ્**, **૫. લ્હાસા** આથી તે તે સ્થાને છપાયેલા ગ્રંથો તે તે એડીશનના નામથી ઓળખાય છે જેમકે **છોની એડીશન**, પેકીંગ એડીશન વિગેરે આમા છોની-(ચીનના પ્રદેશ)નાં લાકડાના પાટિયાં પાચસો વર્ષો પૂર્વે લુંટારુઓએ બાળી નાખ્યા હોવાથી એ એડીશનની હવે નવી નકલો મળતી નથી. **અમેરિકાના વોશિંગ્ટનમાં** Library of Congress (Washington 25, D C.) માં આની ગમે ત્યાંથી મળવેલી એક નકલ છે આ બહુ સ્પષ્ટ છપાયેલ છે.

પેકીંગ એડીશનના લાકડાનાં પાટિયા પણ બળવાખોરોએ સને ૧૯૦૦મા બાળી નાખ્યા હોવાથી હવે આની નકલ મળી શકતી નથી. **પેરીસનો** (ફ્રાંસ) La Bibliotheque Nationale નામની લાયબ્રેરીમા એ ગ્રંથો છે. જાપાનમાં પણ છે આ લાલ શાહીથી છાપેલુ એડીશન છે અને તેના અક્ષરો સ્પષ્ટ છે.

દેર્જે એડીશન પણ સ્પષ્ટ છે. પરતુ દેર્જે ચીનની સરહદ પાસે ટિબેટમા બહુ દૂર આવેલું છે. એટલે ત્યાંથી તે એડીશન મેળવવુ બહુ મુસ્કેલ છે

લ્હાસા એડીશન સ્પષ્ટ છે પણ તેમા 'તંજૂર' વિભાગ છે જ નહી.

સ્નર્-થદ્ એડીશન જ જગતમા વ્યાપક છે. પણ તેના લાકડાના પાટિયા ઘસાઈ ગયા

ધર્મકીર્તિના ગ્રંથોનો આટલો પરિચય આપ્યા પછી કેટલાંક સુપ્રસિદ્ધ અવતરણોનાં મૂળ સ્થળો જણાવું તે પહેલાં એક વાત જણાઈ દઉં કે ટિબેટન ભાષાંતર કરનારા પંડિતોએ કેટલીકવાર સંસ્કૃતનો અર્થ બરાબર ન સમજવાથી ભાષાંતર કરતી વખતે ભૂલ કરી નાંખી છે. વળી, જે સંસ્કૃત પ્રતિ ઉપરથી તેમણે ભાષાંતર કરેલું તે પ્રતિમાં જે પાઠો અશુદ્ધ હોય તે પાઠોનાં ભાષાંતરો પણ અશુધ્ધ જ થયેલાં છે. જે લાકડાંના બ્લોકોથી ટિબેટન ગ્રંથો છાપવામાં આવે છે તે બ્લોકો કોતરનારને હાથે પણ ઘણીવાર ભૂલ થઈ જાય એટલે ટિબેટન ગ્રંથોનાં જુદાં જુદાં એડીશનોમાં પાઠ ભેદો જોવામાં આવે છે અસ્તુ

હું જે '**પ્રમાણવિનિશ્ચય**'માંથી મૂળ સ્થાનો આપવાનો છું. તે સ્નર્ થઙ્ એડીશનનાં છે અને તે तजूर નામના मूदो વિભાગની चे (૯૫) નંબરની પ્રતિમાં પૃ. ૨૫૯A થી ૩૪૮A સુધી છે. આ ગ્રંથ અને બીજા અનેક ગ્રંથો મને મ્હૈસુર રાજ્યની ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટયુટના સુપ્રિન્ટેન્ડન્ટ શ્રીમાન્ **રંગાસ્વામી રામાનુજ** આયંગર (H. R. R. Iyengar) કે જે મારા વિદ્વાન્ મિત્ર છે અને ટિબેટન ભાષાના વિદ્વાન છે તેમના સૌજન્યથી હમણાં પ્રાપ્ત થયા છે તે બદલ તેમને ધન્યવાદ આપું છું.

આ ટિબેટન પાનાંઓની લંબાઈ–પહોળાઈ '૨૨×૮॥' ઈંચ હોય છે. બંને બાજુએ છાપેલું હોય છે પાનાની પ્રત્યેક બાજુમા સાત સાત લીટી હોય છે ટિબેટન લિપિ અલગ પ્રકારની હોય છે. અહી તેનુ દેવનાગરીમાં પરિવર્તન કરીને આપવામા આવશે. પહેલાં ટિબેટન અને પછી તેનુ સંસ્કૃત આપવામા આવશે.

टिबेटन—फन्-प दङ् मि-फन्-प थोब्-प दङ् स्पोङ्-ब-नि डेस् पर् यङ्-दग्-पडि शेस्-प-स्डोन्-दु-ऽग्रो-ब चन् यिन्-पस् न दे मि-मृखस्-प र्नम्स्-ल बृस्तन् पडि-दोन्-दु ऽदि बृचम्-प-र्मे ।

यङ्-दग्-पडि शेस्-प दे-नि र्नम्-प ग्ञिस् ते । मृडोन्-सुम् दङ् नि र्जेस्-सु-द्पग् चेस् व्यडो । ऽदिदग् गिम् दोन् योङ्स्-सु-द्प्यद्-नस् ऽजुग्-प-नि दोन्-व्य-व ल बस्लुब्-मेद्-पडि-फ्यिर्-रो ।.... ...छद्-म र्नम् ग्ञिग् खो-न स्ते ऽव्रेल्-व-नि ग्शन्-लग् मृडोन्-सुम्-म-यिन्-प । ऽद्र-वडि वृदग् तु र्तोग्स्-फ्यिर्-रो । —प्रमाणविनि पृ. २५९ A–B

संस्कृत—हिताहितप्राप्तिपरिहारयोर्नियमेन सम्यग्ज्ञानपूर्वकत्वाद् तदपटूनां व्युत्पादनार्थमिदमारभ्यते ।

[ प्रत्यक्षमनुमानं च प्रमाणे सद्दशात्मनः ।
अप्रत्यक्षस्य सम्बन्धादन्यतः प्रतिपत्तितः ॥ ]

तत् सम्यग्ज्ञानं द्विविधम्—**प्रत्यक्षमनुमानं** चेति । न ह्याभ्यामर्थं परिच्छिद्य प्रवर्तमानोऽर्थक्रियायां विसंवाद्यते ।.....। प्रमाणे द्वे एव, सद्दशात्मन' अप्रत्यक्षस्य सम्बन्धादन्यतः प्रतिपत्तितः ।

---

હોવાથી યા અન્ય કોઈ કારણે સારું છાપકામ થતું નથી. તેથી અનેક જગ્યાએ અક્ષરો તૂટી જાય છે, ધાબાં પડી જાય છે, અને બરાબર વાંચી શકાતુ નથી.

टिबेटन—ग्शन् दग् म्ङोन्-सुम्-म-यिन्-पडि छ्द्-म नि मेद्-दो शेस् झेर् व दे नि रिग्स्-प-म-यिन्-ते। गङ्-गि-फ्यिरछद्-दङ्-चिग्-शोस् स्यि-ग्शग् दङ्। ग्शन्-ब्लो र्तोग्स् पर्-ब्येद्-फ्यिर् दङ्ऽगऽ-शिग्-ऽगोग्-पर्-ब्येद्-फ्यिर्।-छद्-म-ग्शन् नि स्रिद्-प-जिद्।

संस्कृत—अन्ये 'अप्रत्यक्षं प्रमाणं नास्ति' इत्याहुः तन्न युज्यते, यस्मात्

प्रमाणेतरसामान्यस्थितेरन्यधियोगतेः।
प्रमाणान्तरसद्भावः प्रतिषेधाच्च कस्यचित्॥

આ કારિકા ઉપર [ "दे शेस्-ब्रडि ग्सल्-ब ऽगऽ-शिग्=स हि काश्चिज्ज्ञानव्यक्तीः" ] વિગેરે શબ્દોમાં ધર્મકીર્તિનું વિસ્તૃત વિવેચન છે.

टिबेटन—ऽदिल्तर्—

म्ङोन्-सुम् यङ् नि दोन्-मेद्-न। मि-ऽब्युङ्-ब-लस् छद्-म-जिद्। ऽब्रेल्-ब-यि नि रङ्-ब्शिन् देडि। र्ग्यु-यिन्-पस्-न ग्निस्-क मछुङ्स्। —प्रमाणविनि० पृ. २६१ A

संस्कृत—तथा हि—

अर्थस्यासम्भवेऽभावात् प्रत्यक्षेऽपि प्रमाणता।
प्रतिबद्धस्वभावस्य तद्धेतुत्वे समं द्वयम्॥

टिबेटन—ग्शन् यङ्—

दोन् नि ञे-ब्रर्-स्ब्योर्-ब-नऽङ्। ग्शन् यङ् स्त्र-स्ब्योर् द्रन्-प ल गल्-ते द्बङ्-पोडि-ब्लो ल्तोस्। दोन्-दे छोद्-पर् ऽग्युर्-ब यिन्। —प्रमाणविनि पृ पृ २६१ A

संस्कृत—अन्यच्च—

अर्थोपयोगेऽपि पुनः स्मार्तं शब्दानुयोजनम्।
अक्षधीर्यद्यपेक्षेत सोऽर्थो व्यवहितो भवेत्॥

टिबेटन—देडि-फ्यिर्—

गङ् स्ङोन् ब्लो-यि स्क्येद्-ब्येद् मिन्। ञेर्-स्ब्योर् ख्यद्-पर् मेद्-पडि-फ्यिर्। दे नि फ्यिस् क्यङ् ऽग्युर् देस् न। दोन्-मेद्-न यङ् मिग्-ब्लोर् ऽग्युर्। —प्रमाणविनि पृ. २६२ A

संस्कृत—तस्मात्—

यः प्रागजनको बुद्धेरुपयोगाविशेषत।
स पश्चादपि तेन स्यादर्थापायेऽपि नेत्रधी॥

टिबेटन—दवङ्-पोडि व्य-ब-मेद्-प-ल। स्र-यिस् दोन् नि म्थोङ्-ब ब्शिन् ब्लो-ल स्नङ्-ब-मेद्-पडि-फ्यिर् । दे नि ब्जोंद्-मेद् तोंगस्-ब्येद्-यिन् —प्रमाणविनि. पृ. २६५ A

संस्कृत—शब्देनाव्यापृताक्षस्य बुद्धावप्रतिभासनात् ।
अर्थस्य दृष्टाविव तदनिर्देशस्य वेदकम् ॥

टिबेटन—डोन्-दे नि म्डोंन्-सुम् म-डेस्-पडि-ब्दग्-ञिद्-लस् जि-ल्तर् थ-स्ञद्-दु ड्ग्युर् । डदिडो शेस् व्य वर् डेस्-न नि ब्दे दङ् स्दुग् ब्स्ङल्-ग्यि स्ग्रुब्-पर्-ब्येद्-प-दग् थोब्-प दङ् स्पोङ्-बाड दोन् दु ड्जुग्-पडि फ्यिर्-रो शे-न । स्क्योन् डदि मेद् दो । गङ्-गि-फ्यिर्—

[1]दोन् मथोङ्-व डदि म्थोङ्-नेम्स्-ल । म्योङ्-बडि म्थु-लस् व्युङ्-ब-यि। द्रन्-लस् मडोन् पर् डदोद्-प-यिस् । थ-स्ञद रब्-तु-ड्जुग्-प यिन् ते। —प्रमाणविनि पृ २६५ B

संस्कृत—ननु प्रत्यक्षस्य अनिश्चयात्मत्कत्वात् कथं व्यवहारः, 'इदम्' इति निश्चये हि सुख-दुःखसाधन-प्राप्तिपरिहारार्थं प्रवृत्तेरिति चेत्, नायं दोषः, यतः—

[2]तद्दृष्टावेव दृष्टेषु संवित्सामर्थ्यभाविनः ।
स्मरणादभिलाषेण व्यवहारः प्रवर्तते ॥

टिबेटन—ग्शन्—

यङ् ल्हन्-चिग् द्मिग्स्-प ङेस्-पडिफ्यिर् । स्डो-दङ् दे-व्लो ग्शन्-म यिन् ।
—प्रमाणविनि पृ २७४ A

संस्कृत—अन्यच्च—[3]सहोपलम्भनियमादभेदो नीलतद्धियोः ।

टिबेटन—द्मिग्स्-प म्डोन्-सुम्-म-यिन्-नै । दे म्थोङ् रब्-तु-ड्ग्रुब्-पर्-ड्ग्युर् ।
—प्रमाणविनि० पृ० २७४ B

---

૧. અહી 'दोन् मथोङ्-ब डदि' પાઠ ખોટો છે. આના ઉપરની ધર્મકીર્તિની ટીકામાં 'दे-मथोङ्-व-ञिद्-न' પાઠ છે તે જ સાચો છે,

૨. આ કારિકા નંદિસૂત્ર-મલયગિરિવૃત્તિ આદિ અનેક ગ્રંથોમાં ઉદ્ધૃત કરેલી છે.

૩. વિવરણપ્રમેયસંગ્રહમાં આની સાથે "अन्यच्चेत् संविदो नील न तद् भासेत संविदो" વિગેરે દોઢ કારિકા ઉદ્ધૃત છે, પણ તે પ્રમાણવિનિશ્ચયમાં નથી.

૪ અહી 'दे मथोङ् रब्-तु-ड्ग्रुब्-पर् ड्ग्युर्' પાઠ ખોટો છે. ટીકા તથા બીજાં પ્રમાણોને આધારે વિચાર કરતાં 'दोन् मथोङ् रब्-मि-ड्ग्रुब्-पर् ड्ग्युर्' પાઠ સાચો જણાય છે.

संस्कृत—अप्रत्यक्षोपलम्भस्य नार्थदृष्टिः प्रसिध्यति ।

टिबेटन—गल्-ते गूञिस्-कडि छ्द्-मडि युल्-दडोस्-पो यिन् न दे नि जि-ल्तर् तँग्स्-लस् स्यि तोंगस् ल । गृशन्-लस् नि रङ्-गि-मछन्-ञिद् यिन् शे-न । बृशद्-प—

[1]दे-बृशिन् (दे-मिन्) रङ्-बृशिन् ल[स्]ल्दोग्-पडि । द्डोस्-पो चम्-गिग् रब्-स्ग्रुब्-फियर् स्यिडि युल्-चन्-दु बृशद् दे । ल्यद्-पर् ग्नस्-प मेद्-फियर्-रो ।—प्रमाणविनि० पृ० २७७ A.

संस्कृत—यदि द्विविधः प्रमाणस्य विषयः कथं लिङ्गात् सामान्यं प्रतीयते, अन्यस्मात् स्वलक्षणमिति चेत् । उच्यते—

अतद्रूपपरावृत्तवस्तुमात्रप्रसाधनात् ।
सामान्यविषयं प्रोक्तं लिङ्गं भेदाप्रतिष्ठितेः ॥

આમાં જે શ્લોકો છે તેના ઉપર ધર્મકીર્તિનું સ્વોપજ્ઞ વિવેચન પણ પ્રમાણુવિનિશ્ચયમાં જ છે પરંતુ તે બધું આ સંક્ષિપ્ત લેખમાં આપવું શક્ય નથી. પ્રમાણુવિનિશ્ચય ગદ્ય-પદ્યાત્મક છે અર્થાત્ તે કારિકાઓ અને તેના ઉપર ધર્મકીર્તિના સ્વોપજ્ઞ વિવેચનથી બનેલો ગ્રંથ છે. ઉપર જણાવ્યા છે તે સિવાય બીજાં પણ અનેક અવતરણોનાં મૂલ સ્થાનો આ ગ્રંથમાં તપાસ કરવામાં આવે તો મળી શકે તેમ છે તે માટે અવતરણ વાક્યોનો સંગ્રહ કરીને આ ગ્રંથનું વ્યાપક પરિશીલન કરવું જોઈએ જૈનસાહિત્યમાં આવાં પુષ્કળ અવતરણ વાક્યો ભરેલાં છે. જૈનસાહિત્ય એ ખરેખર ભારતીય સંસ્કૃતિનાં પ્રાચીન વિજ્ઞાન, કલા, પુરાતત્ત્વ વિગેરે અનેક દૃષ્ટિએ અમૂલ્ય ખજાનો છે. બીજે સ્થળે દુર્લભ એવી અનેક મહામૂલ્યવાન સામગ્રી અને માહિતી સંશોધકોને જૈનસાહિત્યરૂપી મહાસાગરમાંથી મળી શકે તેમ છે માટે તેનું સર્વાંગી અધ્યયન જૈન તેમ જ જૈનેતર તમામ શોધકોને અત્યંત લાભદાયક છે.

સં. ૨૦૦૮, ફાગણ વદ એકાદશી
મુ. **માલેગામ** (જિલ્લા . નાસિક)

**મુનિરાજ શ્રીભુવનવિજયાન્તેવાસી**
**મુનિ જમ્બૂવિજય.**

---

૧. અહીં 'दे बृशिन' પાઠને બદલે 'दे-मिन्' પાઠ જ સાચો લાગે છે

# હીરસૌભાગ્યનું રેખાદર્શન

લેખક–પ્રો. **હીરાલાલ ર. કાપડિયા** એમ. એ.

**જૈન** સાહિત્ય એની વિવિધતા અને વિપુલતા માટે સુવિખ્યાત છે. એમાં કેવળ ધાર્મિક કૃતિઓ જ છે એમ નહિ; કાવ્યો, મહાકાવ્યોને અનુરૂપ સામગ્રી પણ એમાં પિરસાયેલી છે. પ્રસ્તુતમાં હું "મહાકાવ્ય" તરીકે ઓળખાવાતા **હીરસૌભાગ્ય**ની આછી રૂપરેખા આલેખું છું.

**નામ**–પ્રતિષ્ઠાસોમે વિ. સં. ૧૫૨૪માં **સોમસૌભાગ્ય**[1] નામનું કાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે. એમાં એમણે પ્રભાવશાળી સોમસુંદરસૂરિનુ જીવનવૃત્તાન[2] રજૂ કર્યું છે. વળી ત્રીજા સર્ગમાં પટ્ટપરંપરા આપેલ છે. એમ લાગે છે કે આ રચના જોઈને દેવવિમલગણિએ પોતાની કૃતિના નામના અંતમાં 'સૌભાગ્ય' શબ્દ યોજી અને એમાં હીરવિજયસૂરિનું ચરિત્ર ગૂંથી એને 'હીરસૌભાગ્ય' નામ આપ્યું છે, અને ગુરુપરંપરા પણ આપી છે આ બે કૃતિઓ સિવાયની કોઈ જૈન કૃતિના અંતમાં 'સૌભાગ્ય' શબ્દ હોય તો તે જાણવું બાકી રહે છે. વિ. સં. ૧૫૨૪ પહેલાંની કોઈ અજૈન કૃતિના અંતમાં આવી રીતે 'સૌભાગ્ય' શબ્દ છે ખરો?

સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત આ કાવ્યને સ્વોપજ્ઞ વૃત્તિના પ્રારંભમાં ત્રીજા પદ્યમાં 'હીરસૌભાગ્યકાવ્ય' એ નામે ઓળખાવાયુ છે વળી પ્રત્યેક સર્ગના અંતની વૃત્તિની પ્રશસ્તિમાં પણ એમ જ ઉલ્લેખ છે. વળી પ્રાય. પ્રત્યેક સર્ગના અંતિમ પદ્યમાં 'હીરસુકૃતસૌભાગ્ય' એવા ઉલ્લેખપૂર્વક આ કાવ્યનું નામ **હીરસૌભાગ્ય** દર્શાવાયું છે

**વિભાગ–હીરસૌભાગ્ય** કાવ્યને સત્તર વિભાગોમાં વિભક્ત કરાયું છે અને **રઘુવંશાદિ**ની પેઠે એ પ્રત્યેક વિભાગને 'સર્ગ' કહ્યો છે. સત્તર સર્ગોમા અનુક્રમે નીચે પ્રમાણે શ્લોકસંખ્યા છેઃ– ૧૩૮, ૧૪૨, ૧૩૫, ૧૪૯, ૨૧૮, ૧૯૫, ૯૫, ૧૭૧, ૧૫૬, ૧૩૧, ૧૫૮, ૧૩૦, ૨૨૭, ૩૦૬, ૮૨, ૧૪૨, અને ૨૧૪.

આમ ૨૭૮૯ પદ્યવાળા આ કાવ્યમા ઓછાવત્તાં પદ્યોવાળા સર્ગો છે, તેમા ચૌદમો સર્ગ સૌથી મોટો છે અને પંદરમો સૌથી નાનો છે.

**પાઠાંતર**–છઠ્ઠા સર્ગનું ૨૬મુ પદ્ય ૨૫મા પદ્યના પાઠાતર રૂપે રજૂ કરાયું છે.

**ત્રુટિ અને અશુદ્ધિ**–ઈ સ ૧૯૦૦મા "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી સ્વોપજ્ઞ વૃત્તિ સહિત છપાયેલા આ કાવ્યમા કોઈ કોઈ સ્થળે પદ્ય કે પદ્યાંશ ખૂટે છે દા ત. જુઓ સર્ગ ૧૪નો શ્લો. ૧૯૪, સ. ૨. શ્લો ૧૩૭ ને સર્ગ ૧૩નો શ્લો. ૩૨ વળી કોઈ કોઈ સ્થળો અશુદ્ધ છે. ઉદાહરણાર્થે સ. ૬, શ્લો. ૬૪ની વૃત્તિ (પૃ. ૨૬૮)માં 'ઔપપાતિક' ને બદલે 'અપાતિક' છપાયું છે એવી રીતે સ. ૧૪, શ્લો ૮૭-૮૮માં કેટલાક આગમોનાં નામ અશુદ્ધ છપાયાં છે. અહી કોઈ વિશિષ્ટ પ્રસ્તાવના નથી એટલે આ બધી બાબતો લક્ષ્યમાં લેતા આ કાવ્ય વૃત્તિ સહિત ફરીથી છપાવવુ ઘટે.

---

૧. આ કાવ્ય ગુજરાતી ભાષાંતર સહિત છપાવાયુ છે.

આ કાવ્યમાથી આપણને અનેક ઐતિહાસિક સ્થળો અને વ્યક્તિઓ વિષે માહિતી મળે છે.

૨. વાચક મેઘવિજયે વિ. સ. ૧૭૨૭મા **શિશુપાલવધ**ની પાદપૂર્તિરૂપે **દેવાનંદ મહાકાવ્ય** રચી એમાં વિજયદેવસૂરિ અને વિજયપ્રભસૂરિનાં જીવન વૃત્તાંત આપ્યા છે, એમણે રચેલા મોટામા મોટા કાવ્યમાં **દિગ્વિજય–મહાકાવ્ય**મા પણ વિજયપ્રભસૂરિનુ જીવનવૃત્તાંત છે. વળી **મેઘદૂત સમસ્યા** લેખ નામનો પત્ર પણ વિજયપ્રભસૂરિને ઉદ્દેશીને છે.

**ભાષા**—મૂળ તેમજ સ્વોપજ્ઞ વૃત્તિ એ બનેની ભાષા સંસ્કૃત છે. એમા કેટલાક શબ્દોને સંસ્કૃતનો સ્વાગ સજાવાયો છે જેમકે મોગલ માટે મુદ્દગલ, મોગલોમા મહત્ત્વ જણાવનાર યવન જાતિ નામ તરીકે 'ગાઝી' (સ. ૧૪, શ્લો, ૮૨,) ખાનખાન (સ ૧૪, શ્લો ૮૪) અર્થાત્ મીયાખાન, પાદશાહ માટે પાતિસાહિ (સ. ૧૪, શ્લો ૮૪ની વૃત્તિ), મહમ્મદ માટે મહમુન્દ (સ ૧, શ્લો ૧૨૯), શેખ માટે શેષ (સ. ૧૭, શ્લો. ૧૯૧) લ્યારી (એક જાતનું નાણુ) એ માટે લ્યારી અને લ્યારિકા (સ. ૧૭, શ્લો ૧૭૧ ને ૧૭૨ અનુક્રમે), કથીપો એક જાતના વસ્ત્ર માટે કથીપક (સ. ૧૭ શ્લો ૧૭૧), ફરમાન માટે સ્ફુરન્માન (સ. ૧૧. શ્લો ૧૮), પયગંબર માટે પૈગબર (સ. ૧૩, શ્લો ૧૩૭), કુરાન માટે કુરાન (સ ૧૩ શ્લો. ૧૪૩) અને ખુદા માટે ખુદા (સ. ૧૩ શ્લો. ૧૩૮)

**છદ**—આ કાવ્યમાં જાતજાતના છદોનો ઉપયોગ કરાયો છે. દા ત. પ્રથમ સર્ગ મુખ્યતયા ઉપજાતિ છંદમાં અને છેલ્લા ત્રણ પદ્યો શાર્દૂલવિક્રીડિતમા છે. બીજો સર્ગ પ્રાયઃ વંશસ્થમા, એનુ ૧૩૮મુ પદ્ય મદાક્રાન્તામા, ૧૪ મું હરિણીમા અને ૧૪૧મું તથા ૧૫૨મું શાર્દૂલમાં છે. ત્રીજો સર્ગ મોટે ભાગે વસતતિલકામા અને એનુ ૧૩૪મુ પદ્ય શિખરિણીમાં છે. એવી રીતે અન્ય સર્ગો વિષે ઉલ્લેખ થઈ શકે, આ તો રેખાદર્શન છે. એટલે હું અહીં વિશેષ અધિક હકીકતો નોંધતો નથી.

**શૈલી**—શૈલી સુગમ અને રોચક છે. એમા વધુ પડતા સમાસો નથી રસપ્રવાહ એકસરખો વહે છે.

**વિષય**—આ કાવ્યનો મુખ્ય વિષય 'જગદ્ગુરુ' [1]હીરવિજયસૂરિની જીવનરેખા—ધર્મ-પ્રવર્તન આલેખવાનો છે. પાર્શ્વનાથને, વાગ્દેવીને અને પોતાના ગુરુને પ્રણામ કરી તેમજ સતોને પોતાને અનુકૂળ રહેવા વિનવી દેવવિમલગણિએ કાવ્યનો પ્રારભ કર્યો છે. હીરવિજયસૂરિના સસારી-પક્ષે પિતા કુંરા અને માતા નાથીનુ વર્ણન અપાયું છે સ ૩ શ્લો. ૨૯-૨૮માં લગ્ન સમયના ગ્રહો અને એ દિવસનો ઉલ્લેખ છે. વૃત્તિમાં વિ સં ૧૫૮૩ના માસ તિથિ ઈત્યાદિનો જન્મ આશ્રીને નિર્દેશ છે. હીરવિજયસૂરિની બાલ-ક્રીડા, અને એમનો વિદ્યાભ્યાસ, એમની દીક્ષા, દેવગિરિ (દોલતાબાદ)મા દ્વિજ પાસે પઠન, એમને અપાયેલી વાચક અને સૂરિની પદવી, એમણે કરેલુ સૂરિમત્રનું ધ્યાન, સમ્રાટ અકબર સાથેનો એમનો પરિચય, એમના વિવિધ સ્થળોમા વિહાર અને ચાતુર્માસો, અકબર દ્વારા 'અમારિ' નુ પ્રવર્તન, સૂરિની સલેખના અને અંતિમ આરાધના, એમણે આદરેલુ અનશન, એમનુ વિ સ. ૧૬૫૨માં નિર્વાણ, એમને અગે રચાયેલી માડવી એમના મૃત દેહનો ચદનાદિ વડે અગ્નિસસ્કાર, અને સ્તૂપની રચના એમ મુખ્ય મુખ્ય બાબતો મનોહર પદ્યો દ્વારા નિરૂપાઈ છે

આ પ્રમાણેના મુખ્ય વિષયની સાથે સાથે આનુષગિક વિષયો તરીકે કેટલાક નગરોના વર્ણન છે. ચોથા સર્ગમા મહાવીરસ્વામીથી માંડીને તેની વિજયદાનસૂરિ સુધીની પટ્ટપરપરા વર્ણવાઈ છે. વિવિધ ઋતુઓના [2]સૂર્યોદય સૂર્યાસ્ત વગેરેના વર્ણનો છે. આઠમા સર્ગમા શાસનદેવતાના

૧ એમનો જન્મ વિ. સ. ૧૬૫૮૩મા અને સ્વર્ગવાસ ૧૫૨મા થયેલ છે.
૨ શિશુપાલ વધ (સ. ૧૧) મા 'માનિની' છદમા પ્રભાતનુ ભવ્ય વર્ણન છે.

સમસ્ત અંગોપાંગોનું તાદશ વર્ણન કરાયું છે. હુમાયુ અને અકબરનો પરિચય દશમા સર્ગમાં કરાવાયો છે. આબુ, શત્રુંજય વગેરે ગિરિરાજ વિષે વિસ્તારથી કથન કરાયું છે.

ચૌદમા સર્ગમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વોનું સ્વરૂપ નિરૂપાયુ છે વિશેષમાં એમાં ૭ વ્રતોની સમજણ અપાઈ છે.

**રસપ્રદ સામગ્રીઃ**—સામાન્ય વાચકને રસ ઉપજાવનાર વસ્તુ શી છે તે આનંદશંકર ધ્રુવે "ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય" એ નામના લેખમા નીચે મુજબ દર્શાવી છે—

'હીરવિજયજીએ અકબર બાદશાહની સભામાં મેળવેલુ માન, એમના ઉપદેશથી ગુજરાતમાં જજીયા વેરાની કરવામા આવેલી માફી, તથા એમની મુસાફરીમા એમણે જોયેલાં શહેરો – નદીઓ – ડુંગરોનાં વર્ણનો તથા તે તે સ્થળોના[1] સંસ્કૃત નામ વગેરે છે આ જૈન આચાર્ય ઉત્તરે દિલ્હી અને કંદહાર સુધી, દક્ષિણે ખાનદેશ અને વરાડ સુધી અને કાઠિયાવાડમાં દીવ અને ઊના સુધી ફર્યા હતા. ગુજરાતના વર્ણનમાં .. .. ..એમાં 'આનન્દપુર' 'બૃહન્નગર'=વડનગર, તારંગાનો ડુંગર, આદિથી માંડીને વર્ણન ચાલે છે એક સ્થળે 'મૂંઝવાડા'ના સૂર્યદેવની પ્રતિમાનો ઉલ્લેખ આવે છે. સાભ્રમતી અને એના કાંઠાની ભૂમિના ડુંગરો, ડાંગરના ક્યારડાઓ, અને એમાં શોભતાં પક્ષીઓ સારસો—ગાયો વગેરેનાં બહુ સુન્દર વર્ણનો છે. ગુર્જર દેશનુ 'અહમ્મદાબાદ' તે મુખ અને મ્હોટુ પાટણ અને ખંભાત ('સ્તંભતીર્થ') તે કુંડલ એમ ઉપમા કલ્પી છે. 'રાજનગર' (અમદાવાદ)થી અણહિલપુર પાટણ જતાં રસ્તાની 'કુંજભૂમિ' વિવિધ છન્દોનાં નામ દ્વારા વર્ણવી છે.[2]

રસ્તાનાં ઝાડ ઉપર ઊડતાં પોપટના ટોળાંઓ પણ કવિના લક્ષ બહાર ગયાં નથી. 'ભિલ્લપલ્લી'માં કિરાતોનું મદ્ય(કાદમ્બરી)પાન ભીલરાજા અર્જુનજીને કરેલું જીવદયાનું નિયમદાન વગેરેના વર્ણન પછી આબુ અને એનાં દહેરા આવે છે.... ....."

"પ્રાચીન 'તક્ષશિલા' જેને આપણે પેશાવર પાસે હતુ એમ જાણીએ છીએ, તેને આપણા કવિ 'મક્કા' ધારે છે!—આ બાદ કરતા કવિના સંસ્કૃત નામોની યોજના બરાબર જણાય છે."

**સુખાવબોધ વૃત્તિ**—આ વૃત્તિ (પૃ. ૬૮૧)માં નીચે મુજબનું સૂક્ત છેઃ—

"कविता वनिता गीतिः स्वयमेवागता वरम् ।
बलादाकृष्यमाणाऽपि सरसा विरसा भवेत् ॥"

ગુજરાતીમાં કહું તો—

કવિતા વનિતા ગીતિ, રુડી આવે સ્વયં યદિ,
ખેંચી આણી બળે જો એ, સરસા વિરસા થતી.

---

૧. ઉન્નતનગર (ઉના), ખાન (ખાનદેશ), ગોપાલશૈલ (ગ્વાલિયર) દ્વીપપુર (દીવબંદર), પાદલિપ્તપુર (પાલીતાણું), મેદિનીપુર (મેડતા) વિક્રમનગર (બીકાનેર), શ્રીરોહિણી (શિરોહી).

૨. "कुत्रचिद् वणिनी स्रग्विणी शालिनी यत्र लोकप्रणा क्वापि वातोमका ।
हसमाला क्वचित् क्वापि कन्या मृगी कुत्रचिन्मालती पुष्पिताग्रा पुन ॥
क्वापि शार्दूलविक्रीडित दृश्यते क्वापि दृप्यद् भुजङ्गप्रयात पुन ।
सूरिशीतद्युते सर्वत पद्धतौ छन्दसा जातिवत् कुञ्जभूमि स्म भूत् ॥"

આ વૃત્તિ કંઈ બહુ વિસ્તારવાળી નથી. અને એવી રચવાની તો વૃત્તિકાર દેવવિમલગણિની ઇચ્છા પણ નથી એ વાત નિમ્નલિખિત પદ્યમા પ્રતિજ્ઞારૂપે જોવાય છે :—

" स्वोपज्ञ**हीरसौभाग्य**काव्यस्याव्यासशालिनीम् ।
कुर्वे वृत्तिं विदग्धानां झगित्यर्थविबोधिकाम् ॥ "

વૃત્તિની પ્રશસ્તિ (શ્લો. ૨૦ ) માં સૂચવાયા મુજબ આ વૃત્તિનું નામ **સુખાવબોધા** છે.

આ વૃત્તિમાં સમાસ અને છંદ વિષે નિરૂપણ નથી [1]અલંકાર વિષે કવચિત્ ઉલ્લેખ છે. મૂળ કૃતિનો અર્થ સમજાય એવી રીતે શબ્દાર્થ અને ભાવાર્થ રજૂ કરાયા છે. શબ્દોના અર્થ કરતી વેળા **હૈમ** કોશ વગેરેની સાક્ષી અપાઈ છે આ તેમજ ભાવાર્થ માટે **રઘુવંશ, નૈષધચરિત** વગેરેમાંથી અવતરણો અપાયાં છે કોઈ કોઇ વાર વ્યાકરણ વિષયક ચર્ચા પણ છે **ક્રિયાકલાપ**નો પણ ઉપયોગ કરાયો છે.

સ ૧૪, શ્લો. ૭૩માંનો चाच्चिलि પ્રયોગ સિદ્ધ કરવા માટે **પ્રક્રિયાકૌમુદી**નો આશ્રય લેવાયો છે કોઈ કોઈ કર્તાના સમયમાં પ્રચલિત ગુજરાતી શબ્દો પણ નજરે પડે છે, જેમકે સમીરણ માટે સુરવાય સ. ૯, શ્લો ૯૨), હિન્દુ (પૃ ૬૧૮), કથીપો (પૃ ૯૦૨), માંડવો પૃ. ૯૮૨ , ધાંટ (પૃ ૯૦૨), ગંગેરિઉ ('ખજન' પક્ષી) (પૃ ૨૬૮), અણાવ્યુ (પૃ. ૬૭૫) ઇત્યાદિ, પૃ. ૬૮૧મા નીચે મુજબનુ ગુજરાતીમાં અવતરણ છે :—

જરા યૌવનસ્યું પ્રાણુ ન હોઇ, જાતઇં પ્રાણઇં પ્રાણુ ન હોઈ
પ્રાણુનાથસ્યું　પ્રાણુન હોઈ, કીર્તિં પ્રીતિસ્યું પ્રાણુન હોઈ."

**પ્રણેતા—હીરસૌભાગ્ય**ના કર્તાએ પોતાના પરિચયરૂપે પ્રત્યેક સર્ગના અંતિમ પદ્યમાં થોડોક ઉલ્લેખ કર્યો છે એ દ્વારા આપણે એ જાણી શકીએ છીએ કે **શિવાસાધુ** યાને શિવા[2]સાહ એ એમના પિતાનું નામ છે, અને **સૌભાગ્યદેવી** એ એમની માતાનુ નામ છે. **હીરસૌભાગ્ય** એ નામની કૃતિમાં એમણે એમની માતાનુ નામ યોજી એને અમર બનાવી માતૃભક્તિ દાખવી છે પ્રત્યેક સર્ગની વૃત્તિની પુષ્પિકામા એમણે પોતાનું નામ દેવવિમલગણિ આપવા ઉપરાંત પોતાનો, પંડિત **સીહવિમલગણિ**ના શિષ્ય તરીકે ઉલ્લેખ કર્યો છે. વૃત્તિના અતમાં બાવીસ પદ્યોની પ્રશસ્તિ છે એમાં કહ્યું છે કે [3]શ્રીપતિને આઠ શિષ્યો હતા તેઓ ઉત્તમ પંડિત હતા તેમાંના એકનું નામ જગર્ષિ હતું એ વિબુધનો પરિચય આપતા કહ્યુ છે કે એઓ ૭ વિકૃતિના ત્યાગી હતા અને ગૌતમસ્વામીની પેઠે એઓ છટ્ઠ છટ્ઠ વડે પારણું કરતા હતા. લુંપાકો વડે જેમનું સમ્યક્ત્વરૂપ ધન લૂંટાયું હતું એ સૌરાષ્ટ્રના લોકોને એમણે પ્રતિબોધ પમાડયો હતો એમણે વાચક **પાશચન્દ્ર**ને વાદમા પરાસ્ત કર્યો, તેથી એ વાચક **માલદેવ** રાજાનું શરણું લઈ જોધપુરમા ઘણો સમય રહ્યો હતો. એમના આ જગર્ષિના શિષ્ય તે વિબુધ **સીહવિમલ.**

---

૧ સ૦ ૧૪ શ્લો; ૬૮મા અર્થાન્તરન્યાસ ' અલંકારનુ સૂચન છે,

૨ સાધુનો અર્થ 'સાહ' કરતી વેળા એમણે સુમતિસાધુસૂરિકૃત **'સોમસૌભાગ્યકાવ્ય'**નો ઉલ્લેખ કર્યો છે, જુઓ, પૃ. ૪૪

૩. એમના એક શિષ્ય નામે હર્ષાનંદને **વિવેકહર્ષ**ગણિ અને પં. પરમાનંદ નામના બે શિષ્યો હતા, આ બંનેને અકબરે સન્માનિત કર્યા હતા.

એમણે સભા સમક્ષ જેમ વાદી દેવસૂરિએ દિગંબર કુમુદચન્દ્રને પરાજિત કર્યા હતા તેમ ગૌતમ નામના વાદીન્દ્રને હરાવ્યા હતા એમણે **નારાયણ**, દુર્ગ વગેરે રાજાઓને રંજિત કર્યા હતા, એમણે માંડલિક જેવા **ચંદ્રભાણુ** નામના કાયસ્થને પોતાનો ભક્ત શિષ્ય કર્યો હતો અને અજૈન **સ્થાનાસંઘ**ને જૈન બનાવ્યો હતો. એમણે વૃષભ જિનના સમવસરણની રચના કરાવી હતી. આ **સીહવિમલ**ના વિનેય તે વિબુધ દેવવિમલ એમણે **સુખાબોધા** નામની વૃત્તિ રચી **હીરસૌભાગ્ય**ને વિભૂષિત કર્યું છે. કલ્યાણવિજય વાચકના શિષ્ય [1]ધનવિજયે આ સમસ્ત કાવ્યનું સંશોધન કર્યું છે. અંતમાં જે કંઈ સાવદ્ય વચન હોય તે વિબુધોએ સુધારી લેવું એમ આ પ્રશસ્તિમાં કહ્યું છે

**રચના સમય**—મૂળ કાવ્યમાં કે એની વૃત્તિમાં કર્તાએ રચનાસમયનો ઉલ્લેખ કર્યો નથી, ધર્મસાગરગણિએ **ગુરુપરિવાડી** જઈણ મરહઠ્ઠીમાં પદ્યમાં રચી છે, અને એને સંસ્કૃત વૃત્તિથી વિભૂષિત કરી છે, આ સવૃત્તિક કૃતિ **પટ્ટાવલી સમુચ્ચય** ( ભા. ૧, પૃ ૪ –૭૭ ) "શ્રીતપાગચ્છપટ્ટાવલીસૂત્રમ્" એ નામથી છપાવાઈ છે વૃત્તિના અંતમા પૃ ૭૭ માં આ કૃતિ વિ. સં. ૧૬૪૮માં શોધાયાનો અને એ પૂર્વે એના જે અનેક આદર્શો કરાયા હતા તે એ પ્રમાણે સુધારી લેવાનો નિર્દેશ છે. એ હિસાબે આ વૃત્તિની રચના વિ સં. ૧૬૪૮ પહેલાંની ગણાય. વૃત્તિ ( પૃ ૭૩ )મા **હીર**વિજયસૂરિના ચરિત્ર માટે **હીરસૌભાગ્યકાવ્ય** વગેરે જોવું એમ કહ્યું છે.

આ ઉપરથી આ કાવ્યનો મોટો ભાગ વિ સં. ૧૬૪૮ પહેલાં રચાયો હતો એમ કહી શકીએ **હીર**વિજયસૂરિનો દેહોત્સર્ગ વિ સં. ૧૬૫૨માં થયો હતો એને અંગે **હીરસૌભાગ્યમાં** વર્ણન છે આથી એ ફલિત થાય છે કે **હીર**વિજયસૂરિના જીવનકાળ દરમ્યાન શરૂ કરાયેલું **હીરસૌભાગ્યકાવ્ય** એમના નિર્વાણ બાદ થોડાક વખતમા પૂર્ણ કરાયું હશે

**જૈ.** આ સં. ઈ. ( પૃ. ૫૩૬ )માં **ધર્મ** **ગુરુપરિવાડી**નો તથા **ગચ્છપટ્ટાવલી** એ નામથી નિર્દેશ છે એનો રચના સમય વિ. સં ૧૬૪૬–૪૮ સૂચવાયો છે આ પૃષ્ઠમા નીચે પ્રમાણે કહ્યું છે—

"દેવવિમલકૃત **હીર**સૌભાગ્ય મહાકાવ્ય, કે જેનો ઉલ્લેખ ધર્મસાગરીય પટ્ટાવલીમાં પણ કર્યો છે. તેથી તેની પહેલાં એટલે સં ૧૬૪૬ પહેલા રચાતું આવતુ હશે એમ જણાય છે અને તેના પર સ્વોપજ્ઞ ટીકા કર્તાએ વિજયદેવસૂરિના રાજ્યમા[2] (સં. ૧૬૭૧ કે તે પછી) પૂરી કરી ઋષભદાસે **હીર**સૌભાગ્ય પરથી ગૂજરાતીમા મોટો 'હીરવિજયસૂરિનો રાસ' સં ૧૬૮૫મા બીજી હકીકતો સહિત ખંભાતમાં રચ્યો."

**પટ્ટાવલી સમુચ્ચય** (ભા ૧, પૃ. ૧૨૦–૧૩૭)માં **હીરસૌભાગ્ય**ની મુદ્રિત આવૃત્તિમાથી સંપૂર્ણ ચોથો સર્ગ "શ્રીમન્મહાવીર પટ્ટપરંપરા"ના નામથી અપાયો છે એને અંગે સંસ્કૃતમાં આના સંપાદક દર્શનવિજયજીએ ટિપ્પણો રચ્યાં છે. પૃ ૧૩૭મા એમણે ટિપ્પણ દ્વારા એમ કહ્યું છે કે વિ. સં. ૧૬૩૯મા શરૂ કરી, ૧૬૭૧મા ૫ દેવવિમલે સ્વોપજ્ઞ **હીરસૌભાગ્યકાવ્ય** રચ્યું. આના આધાર તરીકે **હીરસૌભાગ્યપ્રશસ્તિ** એવો ઉલ્લેખ કર્યો છે, પરંતુ પ્રશસ્તિમાં તો એ વાત છે નહિ તેનુ કેમ ? બાકી **શ્રી**પતિ વગેરેને લગતી જે બાબતો અહીં અપાઈ છે તે તો છે.

[ અપૂર્ણ ]

---

૧. એમણે વિ. સં. ૧૬૯૯માં **ધર્મોપદેશલેશ** નામનું **આભાણશતક** રચ્યું છે, એ છપાયું છે.

૨. કૌંસગત લખાણ જૈ. સા. સં. ઇ. માનું છે.

# વૈભારગિરિ અને શ્રેણિક મહારાજા

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[૨]

(1) The new town of Rajagriha is said to have been built by king Srenika otherwise called Bimbisara the father of Ajatsatru, the contemparary of Buddha.

+ + + +

(2) On mount Baibhar there are five modern Jain temples, beside the ruins of an old Saiva temple.

× × × ×

(3) The son Bhandar cave has one door and one window. This inscription, (in son Bhandar cave) which is not later than A. D. 200, and is perhaps earlier, records that a certain "Muni, named Vaira Deva, of powerful dignity, was able to obtain emancipation, having shut himself up for spiritual enjoyment in this auspicious cell" a retired abode of Arhantas, fitted for an ascetic for the attainment of liberation.

× × × ×

(4) In the centre of the valley between the five hills and in the very midst of ten old city of Rajagriha, there is a ruined brick mound 19 feet 8 inches in height, . . A deminutive Jain temple, called Maniār math, stands on the top of the mound

The second is a naked standing figure, with a seven headed snake forming a canopy over the head

+ + + +

(5) Due north from Rajgir, and seven miles distant lies the the village of Baragaon, which is quite surrounded by ancient tanks and ruined mounds, and which possesses finer and more nnmerous speciments of sculptur than any other place... . .

The ruins at Baragaon are so immense, that Dr Buchanan was conveinced it must have been usual residence of the king; and he was informed by a Jain priest at Bihar that it was the residence of Raja Sienika and his ancestors . ..I can show beyond and all doubt that remains at Bargaon are the ruins of Nalanda.

ગયા અંકમા રાજગિર અંગે થોડુ જોયા પછી, જે છૂટાછવાયા ઉલ્લખો સંગ્રહેલા છે તે તરફ નજર ફેરવીએ. ઉપરની અગ્રેજી પાંચ નોંધોમા જો કે બહુ મહત્ત્વની માહિતી જૈનધર્મ સંબધમાં નથી, પણ એના પરથી એટલુ તો સહજ પુરવાર કરી શકાય તેમ છે કે જૈન અંગોમા, એ પછીના આગમ ગ્રંથોમાં અને જૈન સાહિત્યમાં જે વાતો કહેવામાં આવી છે એ કોઈ કલ્પના કે તરંગ નથી પણ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી બનેલી હકીકતો છે

(૧) 'રાજગૃહ'નું નવુ શહેર શ્રેણિક ઉર્ફે બિંબિસારે બધાવ્યું હતુ અને સમ્રાટ શ્રેણિક એ અજાતશત્રુના પિતા હતા.

(૨) વૈભાર પર્વત પર પાચ જૈન મદિરો છે અને નજીકમાં શૈવ મદિરનું ખડિયેર છે. આ બે નોંધો લખાઈ ત્યારે જે સ્થિતિ પ્રવર્તતી હતી એ એટલુ તો જણાવે છે કે જૈન ગ્રથોમા મહારાજા શ્રેણિકના ચુસ્ત જૈનધર્મી તરીકે–ભગવત શ્રીમહાવીરના પાકા અનુયાયી તરીકે–જે વર્ણનો ઉપલબ્ધ થાય છે અને રાજગૃહમાં—એની નજીકના પહાડોમા–ખાસ કરી વૈભારગિરિ પર વારંવાર પ્રભુ શ્રીમહાવીરના આગમન પ્રસગો તેમજ દીધેલી દેશનાઓ આદિનાં વર્ણનો એ બનેલા બનાવોના વિવરણો છે. લગભગ પચીસો વર્ષ પૂર્વેના એ પ્રસંગોની આછી–પાતળી સ્મૃતિ દર્શાવતા મદિર, ગુફા કે લેખ આદિના રહ્યાં–સહ્યા ચિહ્નો એ વાતની સાક્ષી પૂરતા આજે પણ દૃષ્ટિગોચર થાય છે.

(૩) સોનભંડાર યાને સુવર્ણભડાર તરીકે આલેખાતા સ્થાનમાં ઈ. સ. ૨૦૦ લગભગના લેખની વાત છે અને એમા મુનિ વૈરદેવ નામના શક્તિસંપન્ન અને પ્રતિભાવાન આત્માએ અનશન કરી, અરિહંતના સ્થાનમાં રહી મુક્તિ મેળવ્યાની નોંધ છે. એનો સબંધ બૌદ્ધધર્મ જોડે નથી પણ જૈન ધર્મ જોડે હોવાનુ વધુ સંભવિત છે. એ સંબધમાં આપણા સાહિત્યમાં ઊંડા ઊતરી અંકોડા મેળવવાનો પ્રયાસ કરવાની જરૂર છે. એટલું તો જણાય છે કે જૈનધર્મી સતો આત્માનો સાક્ષાત્કાર કરવા ગુફાઓ જેવા એકાંત સ્થાનનો ઉપયોગ કરતા હતા ગુફાઓ કેવળ બૌદ્ધધર્મના સાધુઓના વસ્ની સ્થાનરૂપ હતી એવુ એકદેશીય મંતવ્ય ઉચિત નથી. વળી 'અનશન' સંબંધી વાત એ જૈનધર્મ સાથે જોડાયેલી છે.

(૪) પાંચ ટેકરીઓમાં એક બાજુ ત્રણ અને બીજી બાજુ બે આજે મોજુદ છે. વચમાં જે ખીણુ જેવો પ્રદેશ સભવે છે ત્યાં પૂર્વે જૂનું રાજગૃહ વસેલુ હોવું જોઈએ. ખડિયેર તરીકે જે ઈંટો–માટી વિગેરેનો ઢગલો, લગભગ વીસ ફીટનો નજરે ચડે છે એ પર એક જૈન મદિર છે અને એ 'મણિયારમઠ' તરીકે ઓળખાય છે. બીજા અવશેષોમાં જે મૂર્તિઓ છે એમા એક નગ્ન ઊભી મૂર્તિ માથે સાત સર્પની ફણાવાળી છે.

જૈનધર્મનો અભ્યાસી ઉપરના વૃતાન્ત પરથી સહજ જાણી શકે કે સર્પફણાવાળી મૂર્તિ કાં તો સાતમા સુપાર્શ્વનાથ અથવા ત્રેવીશમા શ્રીપાર્શ્વનાથની અને કાયોત્સર્ગ મુદ્રામાં હોવી જોઈએ. વળી 'મણિયારમઠ' ના મૂળમાં જૈન સાહિત્યમાનો નંદ મણિયારે અને એ ઉપરની વક્રુલિકાના વર્ણનવાળો પ્રસંગ બધબેસતો હોઈ શકે.

ઉપરના સામાન્ય ઉલ્લેખો પરથી એટલું તો વગર શંકાએ કહી શકાય કે આજે રાજગિર યાને રાજગૃહના પાંચ પહાડ પર જે દેરીઓ છે એ લગભગ ત્રણ હજાર વર્ષો પૂર્વેના– એ સ્થાનોમાં જૈનધર્મનો પ્રભાવ દર્શાવનારા ઐતિહાસિક ચિહ્નો છે. ભગવંત મહાવીર પૂર્વે,

પણ રાજગૃહ-અગર જૂનું જે નામ હોય તે-જૈનધર્મનું એક મહત્ત્વનું કેન્દ્ર હતું. વળી ત્યાં સારા પ્રમાણમાં જૈનધર્મી ઉપાસકો હતા જૈન મૂર્તિઓની સ્થાપના પૂજા કરનારા અનુયાયીની હાજરી વિના સભવતી નથી જ વળી સાથોસાથ વીસમા તીર્થપતિ શ્રીમુનિસુવ્રતસ્વામીની કલ્યાણક ભૂમિ તરીકે આ નગરીની નોધ જૈન સાહિત્યમાં ઉપલબ્ધ થાય છે; તેમ જ પ્રતિવાસુદેવ જરાસંધની આ રાજધાની હતી એવી નોંધ મળે છે તે પણ ઉપરના મંતવ્યને પુષ્ટિ આપે છે આગ્લ શોધકોના વાંચવામાં બૌદ્ધ સાહિત્ય વિશેષ આવેલું હોવાથી, તેમજ ચીની મુસાફરોએ જે વર્ણન ગ્રંથો તૈયાર કરેલા, એ જ મોટા ભાગે વિદ્વાનોની નજરે ચઢેલા હોવાથી, અને જૈનધર્મ તેમજ બૌદ્ધધર્મ વચ્ચે કેટલુક સામ્ય હોવાથી, કેટલીક એવી સ્ખલનાઓ થઇ છે કે જેથી જૈનોને અન્યાય થયો છે બૌદ્ધ ગ્રંથોમાં જેનુ નામ નિશાન પણ પ્રાપ્ત નથી થતુ એવી બાબતો શોધકોએ ઉપર રજુ કરેલ કારણોને લઈ બૌદ્ધના નામે ચઢાવી દીધી છે।

આપણા જૈન વિદ્વાનો, પોતાના અભ્યાસનો ઉપયોગ આ જાતની શોધખોળ પાછળ કરે. અને શ્રીમંતો એમાં દ્રવ્યનો પૂરતો સાથ આપે, તો જૈનધર્મની પ્રાચીનતા અને જૈન સાહિત્યમાં આવતા પ્રસંગો ને સ્થાનોની સત્યતા સહજ પુરવાર કરી શકાય અને જગતના નેત્રો સામે એક અતિમહત્ત્વના દર્શનની સાચી શાતિ પાથરી શકે તેવા સિદ્ધાન્ત ધરાવતા ધર્મની-વિજ્ઞાનની દૃષ્ટિએ સો ટચના સુવર્ણ સમ તરી આવે એવા વિશ્વકલ્યાણકારી ઉપદેશની રજુઆત થાય

પાંચમી નોંધમાં રાજગૃહી નજીકના 'બારગાંવ' અગેની નોંધ છે. સાત માઈલ દૂરનું એ 'બારગાંવ' કે 'બારાગાંવ' અથવા તો કથાનકોમા આવતું 'ગોબર ગામ' કે 'કુંડલપુર' એ જ એક વેળા અડતાલીશ ગાઉના વિસ્તારવાળો-જૈન કથાનકોમાં આવતો રાજગૃહીનો **'નાલંદાપાડો'** નાલંદાપાડો એટલે મુંબઇની નજીકમાં જેમ અંધેરી-વીલેપારલે અથવા તો માટુંગા જેવાં ઉપનગરો છે તેવું એક ઉપનગર યાને પરું અલબત્ત, આ સ્થાન બીજી કેટલીક દૃષ્ટિએ સામાન્ય પરા કરતા ચઢી જાય તેવુ હતું. એ સબંધી વધુ વિચાર આગળ પર રાખી નોંધમાં એ અગે જે વર્ણન છે તે જોઈ લઈએ. શોધક ત્યા ગયા ત્યારે આ સ્થાન જૂના તળાવો અને ખડિયેરોથી વીંટળાયેલુ હતું, અને બીજા કોઇ પણ સ્થળ કરતા સુદર અને વિપુલ સંખ્યામા શિલ્પ કારીગરીના નમૂનાઓથી ભરચક હતું, અર્થાત્ વિખરાયેલી સામગ્રીમાં ઉપરની ચીજોનુ પ્રમાણુ વિશેષ હોવાથી ઊડીને આંખે વળગતુ. 'બારગાંવ' ના વિશાળ ખંડિયેરોને જોઈ ડો. બુચાનન ( Buchanan ) ને ખાત્રી થઈ કે અહીં મહારાજાનું નિવાસસ્થાન હોવુ જોઇએ અને એના એ મતવ્યમાં બિહારના એક જૈન સાધુએ સાથ પૂર્યો અને જણાવ્યુ કે મહારાજા શ્રેણિક અને તેમના પૂર્વજો આ સ્થાનમાં જ વસતા હતા.

એટલું તો નિશંક કહી શકાય કે 'બારગાંવ'ના ખંડિયેરો એ જ એક સમયનુ સમૃદ્ધિશાળી **'નાલંદા'** હતુ. ( ચાલુ )

# પચીસ–કુસુમાંજલિ મહાકાવ્ય

લેખક પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**શ્રીઅરિહંત પરમાત્માનો** જન્મ થાય છે ત્યારે તેમનો જન્માભિષેક કરવા માટે સર્વે સુરેન્દ્રો સપરિવાર આવે છે ને પ્રભુને મેરુશિખર પર લઈ જાય છે ત્યા પૂર્ણ ભક્તિથી અને અપૂર્વ ઉત્સાહથી જન્માભિષેક ઊજવે છે.

તેમા શ્રીતીર્થંકરને પ્રથમ કુસુમાંજલિથી વધાવે છે. કુસુમાંજલિ એટલે ફૂલનો ખોબો. બે હાથનો ખોબો કરી તેમાં પુષ્પો લઈને પ્રભુને વધાવવા તે કુસુમાંજલિ કહેવાય છે સુરેન્દ્રોના તે ભક્તિકૃત્યના અનુકરણરૂપે ભવ્યાત્માઓ પણ સ્નાત્ર વગેરે કરે છે ત્યારે કુસુમાંજલિથી વધાવે છે અને તે રીતે કુસુમાંજલિનું વિધાન પ્રચલિત અને સુપરિચિત છે. વિશિષ્ટ વિધિ વિધાનોમાં વારંવાર કુસુમાંજલિ કરવાનાં વિધાનો આવે છે

આ સર્વ પ્રસંગે જે કુસુમાંજલિ કરવામાં આવે છે તે મૂકપણે નહિ પણ સુંદર અને ભાવવાહી સૂક્તોના ઉચ્ચારણપૂર્વક કરવામાં આવે છે. તે અંગેનાં વિશિષ્ટ પદ્યો પણ તે તે પૂજ્ય પુરુષોના ગૂથેલાં પ્રાકૃત–સંસ્કૃત–ગૂજરાતી વગેરે ભાષામા પુષ્કળ છે. તે તે પદ્યો વાંચવા માત્રથી પણ ભાવોલ્લાસમા વૃદ્ધિ થાય છે અને આત્મામાં અનેક ઊર્મિઓ ઊછળે છે. કુસુમાંજલિ અંગેના ઉપલબ્ધ સાહિત્યમાં અને વિધાનમા શિખર સમુ વિરાજે છે ૨૫–કુસુમાંજલિનુ વિધાન એટલે સાહિત્ય.

૨૫–કુસુમાજલિનું વિધાન સાંગોપાંગ અને વ્યવસ્થિત 'આચાર-દિનકર' ગ્રંથમાં છે. તે વિધાન અંજનશલાકા–પ્રાણપ્રતિષ્ઠા પ્રસંગે, શાન્તિક-અર્હત્-પૂજન, પૌષ્ટિક-અર્હત્-પૂજન આદિમાં અવશ્ય કરણીય છે.

તેમા પ્રથમ હાથમાં કુસુમાંજલિ લઈને પાંચ સૂક્તો ઉદાર સ્વરે બોલીને પછી તે કુસુમાંજલિથી જિનને વધાવવા પછીથી પૂજાનો શ્લોક ભણીને વિહિત પૂજા કરવી. શક્રસ્તવ નમુત્થુણં ઉચ્ચરીને ધૂપપૂજાનો શ્લોક બોલીને ધૂપ ઉખેવવો

આમ ૨૫ કુસુમાજલિઓ કરવાની હોય છે. તે દરેકના પાંચ પાંચ સૂક્તો એટલે ૧૨૫ સૂક્તો કુસુમાંજલિનાં છે ૨૫ સૂક્તો જુદી જુદી પૂજાના છે. ધૂપનો શ્લોક સર્વત્ર સમાન છે. એટલે સર્વ મળી ૧૫૧ શ્લોકપ્રમાણ આ કુસુમાજલિ મહાકાવ્ય છે. તે તે પૂજાને આધારે ૨૫ કુસુમાંજલિનાં નામ જુદા જુદા નીચે પ્રમાણે ઓળખવામાં ઉપયોગી થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧–ચન્દન | કુસુમાજલિ | | કુસુમાંજલિ |
| ૨–કેસર | ,, | ૧૪–વાસધૂપ | ,, |
| ૩–યક્ષકર્દમ | ,, | ૧૫–જલપૂજા | ,, |
| ૪–કર્પૂર | ,, | ૧૬–અક્ષતારોપણ | ,, |
| ૫–વાસ | ,, | ૧૭–પંચાંગ રક્ષા | ,, |
| ૬–મૃગમદ | ,, | ૧૮–નિરુંછનકરણ | ,, |
| ૭–કાલાગુરુ | ,, | ૧૯–માલારોપણ | ,, |
| ૮–પુષ્પાલંકારાવતારણ | ,, | ૨૦–અપરાધક્ષામણ | ,, |
| ૯–સ્નપનપીઠક્ષાલન | ,, | ૨૧–દીપકપૂજા | ,, |
| ૧૦–બિમ્બમાર્જન | ,, | ૨૨–દર્પણપૂજા | ,, |
| ૧૧–બિંબશિરસિ પુષ્પારોપણ | ,, | ૨૩–સ્તોત્રપાઠ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૨-ફલઢૌકન | કુસુમાજલિ | ૨૪-વિજ્ઞપ્તિ | કુસુમાજલિ |
| ૧૩-અગુરુ | ,, | ૨૫-ધ્યાન | ,, |

દરેક કુસુમાજલિ જુદા જુદા છન્દમાં અને યમકબદ્ધ છે. યમકબદ્ધ આવું કાવ્ય સંસ્કૃત સાહિત્યમા આ એક જ છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી અને એ સત્ય એ કાવ્યના વાચકને વાચવા માત્રથી પ્રતીત થાય છે યમકાલકારને આ કાવ્યમા જુદી જુદી રીતે એવો રમાડવામા આવ્યો છે કે તે અલંકાર એવો તો મસ્ત બની ગયો છે કે જાણે હવે તેને બીજા કોઈની પડી નથી. જાણે એ કહેતો ન હોય કે જ્યા સુધી આ કાવ્ય વિદ્યમાન છે ત્યાં સુધી મારી હસ્તિને કોઈ ટાળી શકે એમ નથી.

યમક એ શબ્દપ્રધાન અલકાર છે. યમકનો અર્થ જોડલુ થાય છે. યમકાલકારનું સ્વરૂપ 'કાવ્યાનુશાસન'ના પાચમા અધ્યાયમા આ પ્રમાણે છેઃ—

'सत्यर्थेऽन्यार्थानां वर्णानां श्रुतिक्रमैक्ये यमकम्'

—જુદા અર્થવાળા વર્ણોના સરખા શ્રવણ અને ક્રમ સાર્થક હોય તે યમકઅલકાર છે. તે યમક અલકાર પાદને આશ્રયીને બને છે અને પાદના ભાગને આશ્રયીને પણ બને છે. પાદની આવૃત્તિથી થતા યમકના ૧૧ ભેદ છે. તેના જુદા જુદા નામ આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧ મુખયમક— | ૧–૨ પાદ સરખાં હોય |
| ૨ સદંશયમક— | ૧–૩ ,, ,, ,, |
| ૩. આવૃત્તિયમક— | ૧–૪ ,, ,, ,, |
| ૪. ગર્ભયમક— | ૨–૩ ,, ,, ,, |
| ૫ સંદષ્ટકયમક— | ૧–૪ ,, ,, ,, |
| ૬. પુચ્છયમક— | ૩–૪ પાદ સરખાં હોય. |
| ૭. પંક્તિયમક— | ૧–૨–૩–૪ ,, |
| ૮. પરિવૃત્તિયમક— | ૧–૪ ,, |
| ૯. યુગ્મકયમક- | ૧–૨–૩–૪ ,, |
| ૧૦. સમુદ્રકયમક— | પ્રથમાર્ધ સમાન ઉત્તરાર્ધ હોય. |
| ૧૧. મહાયમક— | શ્લોકની આવૃત્તિ હોય |

પાદ ભાગ યમકોના ભેદો તો અગણિત થાય છે.

આ કુસુમાજલિકાવ્યમા ઉપરોક્ત યમકના ઘણા ભેદો જોવા મળે છે શબ્દ ઉપર અદ્વિતીય પ્રભુત્વ જામ્યુ હોય ત્યારે જ આવી યમકબદ્ધ રચના થઈ શકે છે. આવા યમકો યોજવાથી અર્થક્લિષ્ટતા થાય તે સ્વાભાવિક છે, છતા આ કુસુમાજલિકાવ્યમા એવા સુન્દર અર્થભાવો ગુથાયા છે કે જયારે તેનુ અર્થોદ્ઘાટન થાય છે ત્યારે ચિત્ત નાચી ઊઠે છે

શબ્દ પ્રવાહ તો સુમધુર નિર્ઝરના જલસમો એકસરખો વહે છે. પૂજનાં સૂકતોમા તો સુન્દર ભાવવાહી અર્થો ભર્યા છે, જેમા શબ્દાલકાર કરતા અર્થાલકારની મુખ્યતા જાળવી છે અને તેથી તે તે સૂકતો એટલા પ્રાસાદિક બન્યા છે કે વ્યુત્પન્ન માણસ વાચવા માત્રથી યાદ કરી લે એમ છે. તે કાવ્યના કેટલાક નમૂનાઓ દર્શાવીને આ પરિચય પૂર્ણ કરીશુઃ—

नालीकं यन्मुखस्याप्युपमितिमलभत् क्वापि वार्तान्तराले,
नालीकं येन किञ्चित् प्रवचन उदितं शिष्यपर्षत्समक्षम् ।

नालीकं चापशक्त्या व्यरचयत न वै यस्य सद्रोहमोहं,

नालीकं तस्य पादप्रणतिविरहितं नोऽस्तु तत्स्नात्रकाले ॥ ५ ॥

—કોઈ વાર્તાપ્રસંગે પણ જેમના મુખની સમાનતાને કમળે પ્રાપ્ત નથી કરી, જેમણે શિષ્યોની પર્ષદા સમક્ષ પ્રવચનમાં અસત્ય કહ્યું નથી, જેમની ધનુષશક્તિથી બાણે રાગ દ્વેષને નાશ કર્યો તેમના સ્નાત્રાવસરે તેમના ચરણનમનથી રહિત અમારું લલાટ ન હો.'

આ પ્રથમ કુસુમાંજલિનો પાંચમો શ્લોક છે. 'નાલીક.' શબ્દનો સુંદર શ્લેષ કરીને યમકને અજવાળ્યું છે. ભાવ પણ કેટલો હૃદયંગમ છે! આગળ અહીં જ ચન્દનપૂજાનો શ્લોક રમ્ય અને ભાવવાહી છે

'ઝેરી સર્પોના સતત વીંટળાવા છતાં જેણે પોતાની શીતલતાનો જરી પણ ત્યાગ કર્યો નથી તે મલયાચલના મુકુટસમું ચન્દન અરિહંતની પૂજામાં હો,'–એવા સુન્દર અર્થને સમજાવતો શ્લોક આ છે—

फणिनिकरविवेष्टनेऽपि येनोज्झितमतिशैत्यमनारतं न किंचित्

मलयशिखरिशेखरायमानं, तदिदं चन्दनमर्हतोऽर्चनेऽस्तु ॥ ६ ॥

जगद्वन्द्या मूर्तिः प्रहरणविकारैश्च रहिता,

विशालान्तां मुक्तिं सपदि सुददाना विजयते ।

विशालान्तां मुक्तिं सपदि सुददाना विजयते,

दधाना संसारच्छिदुरपरमानन्दकलिता ॥ २ ॥

આ ત્રીજી કુસુમાંજલિનો શ્લોક છે.

એ પ્રમાણે જેમ જેમ કાવ્ય આગળ વધતું જાય છે. તેમ તેમ યમકની મજા પણ વધતી જાય છે, એ તો કાવ્ય જોવાથી ને વાંચવાથી જાણી શકાય.

ચોથી કુસુમાંજલિના પ્રથમ શ્લોકમાં—

आनन्दाय प्रभवभगवन्नङ्गसद्भावसान !

એ પ્રમાણેનાં ચારે પાદ સમાન છે.

આ કુસુમાંજલિ કાવ્ય ઉપર પુષ્પાંજલિ કરતા શ્રીવર્ધમાનસૂરિજી મહારાજ કહે છે કે -

"एवं पञ्चविंशतिकुसुमाञ्जलयः प्रक्षिप्यन्ते एतान्येव कुसुमाञ्जलिकाव्यान्तर्गतविधिकाव्य-पञ्चविंशतिरहितानि पञ्चविंशत्युत्तरशतसङ्ख्यानि स्तुतिकुसुमाञ्जलिमहाकाव्यं विद्वद्भि-र्भणनीयं व्याख्येयं परिशीलनीयं पाठनीयं च ॥

આ પ્રમાણે ૨૫ કુસુમાંજલિઓનો પ્રક્ષેપ કરવો આ જ કુસુમાંજલિ કાવ્યમાં રહેલાં ૨૫ વિધિકાવ્ય સિવાયના ૧૨૫ શ્લોકપ્રમાણ સ્તુતિકુસુમાંજલિ મહાકાવ્યને વિદ્વાનોએ ભણવું અને વ્યાખ્યાથી વિભૂષિત કરવું, વારવાર વિચારવું અને ભણાવવું વ્યાખ્યા—ટીકા વગર આ કુસુમાંજલિ-સૂક્તોના અર્થો દુર્ગમ છે, તેની ઉપર વ્યાખ્યા ઉપલબ્ધ થતી નથી. એટલે વ્યાખ્યા રચવાનો પ્રયાસ ચાલુ છે. તે વ્યાખ્યાસહિત આ કુસુમાંજલિ મહાકાવ્ય પ્રકટ થશે તેના અવલંબનપૂર્વક આ સૂક્તોનો રસ રસિકો આસ્વાદે અને અર્હદ્-ભક્તિથી અન્તઃકરણને રંગે એ જ.

# સંપાદકીય

'શ્રી. જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૧૭, અંક ૫–૬મા શ્રી જયભિખ્ખુએ લખેલો 'પાઠ્ય-પુસ્તકોમાં જૈનોના પવિત્ર સિદ્ધાંતની ઠેકડી' શીર્ષક લેખ પ્રગટ થયો હતો એ પ્રગટ થયેલા લેખની નકલો પ્રકાશક, સંપાદકો તથા બીજે ઘટતે સ્થળે જાણકારી માટે મોકલવામા આવી હતી: અને પછી તેઓને તેમજ લાગતાવળગતા સજ્જનોને આ કાર્ય માટે યોગ્ય કરવા અપીલ કરવામા આવી હતી.

વર્તમાનપત્રોએ પણ આને પ્રસિદ્ધિ આપવાનું વિચાર્યું છે, ને આ આખોયે લેખ 'જૈન' સાપ્તાહિકના તા. ૪–૪–૫૦ના અંકમાં પ્રગટ થયો છે અને સંપાદકશ્રીએ 'સામયિક સ્ફુરણ'માં અમારા વિચારોને સમર્થન કરતી એક નોંધ પણ પ્રગટ કરી છે.

આ ઉપરાંત મધ્યભારત પુરાતત્ત્વ વિભાગના આસિસ્ટંટ ડેપ્યુટી ડો હરિહર ત્રિવેદી જેઓ એમ. એ ડી લીટ્ અને સંસ્કૃતમા કાવ્યતીર્થની ઉપાધિ ધરાવે છે, તેઓ અમારી સાથેના પત્રવ્યવહારમા એ લેખ વિશે હિંદીમાં જે જણાવે છે, તેનો અનુવાદ અહીં સાદર કરીએ છીએ "શ્રી જયભિખ્ખુનો લેખ પણ વાચ્યો આવા પ્રયત્નોથી અંધકાર દૂર થઈ શકશે. આશ્ચર્ય છે કે, આજે પણ ઉચ્ચ જૈન સિધ્ધાંતોને માટે જનતાની અનાસ્થા છે'

આ અંગે સ્થાનિક કેળવણીકારો ને વિદ્વાન મહાશયોને મળતા, તેઓએ આ પાઠને સર્વથા અનિચ્છનીય ને ૧૦–૧૧ વર્ષનાં બાળકોના મગજમાં જૈનોની અહિંસા વિષે પૂર્વગ્રહ ફેલાવનારો છે, એમ કહી અમારી વાતને સમર્થન આપ્યુ છે.

એક વયોવૃદ્ધ કેળવણીકારે તો ભૂતકાળમાં આ પુસ્તક પ્રગટ થયા પછી થયેલા ઉહાપોહ વિષે અમને માહિતી આપી છે, જેને કારણે પુસ્તકને સહન કરવું પડેલું–પણ તે માહિતી હજી પૂરતા પ્રમાણમા મળી ન હોવાથી હાલમાં તે પ્રગટ કરવી ઇચ્છિનીય ગણતા નથી. સંભળાય છે, કે એક જૈન સંસ્થામાં આ પ્રહસન ભજવવાની થયેલી તૈયારીઓ છેલ્લી પળે અટકી ગયેલી

આ લેખની નકલો અમે મુંબઈ સરકારના કેળવણી ખાતા પર પણ મોકલી છે, ને પાઠ્ય પુસ્તક સિલેકશન કમીટી તરફ પણ રવાના કરી છે જેનો કંઈ જવાબ નથી.

અમારા પત્રવ્યવહારના પ્રથમ પરિણામ રૂપે પ્રકાશક મહાશય (શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ સૂરત) તરફથી જવાબમાં એક પોસ્ટકાર્ડ મળ્યુ છે, જે અમોએ આપેલા જવાબ સાથે નીચે રજૂ કરીએ છીએ.

આપણી એક ખાસિયત છે, કે આપણે ભૂલ બતાવનાર તરફ તદ્દન સંકુચિત રીતે વર્તીએ છીએ, ને ગમે તેમ કરીને તેમને નીચા પાડવા પ્રયત્ન કરીએ છીએ 'હંસ-મયૂર' પ્રકરણ વખતે પણ આવો અનુભવ અમને થયો હતો જે ચર્ચાઓ નિખાલસ, તદુરસ્ત ને શૈક્ષણિક દૃષ્ટિબિંદુથી થતી હોય તેમા આવો વ્યવહાર અનુચિત છે

એક વાત નોંધવી રહી જાય છે, કે જેઓ તરફથી એકદમ ઉદાર ને નિખાલસ જવાબની આશા હતી. તેવા સંપાદક મહાશયો તરફથી લેખ મળ્યાની, પત્ર મળ્યાની પહોંચ સુદ્ધાં પણ નથી.

—સંપાદક]

## 'સાહિત્ય પાઠાવલિ' પુસ્તકના પ્રકાશકનો ઉત્તર

શ્રી ચીમનલાલ શાહ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ,
તંત્રી શ્રી જૈન સત્ય પ્રકાશ, અમદાવાદ સુરત, તા. ૨-૪-૫૨

ભાઈ શ્રી

આપનો અંક તા. ૧૫-૩-૫૨નો ૫-૬ મળ્યો જવાબમાં લખવાનું કે અમારી ઇચ્છા કોઈ પણ ધર્મના માણસની લાગણી કદાપિ ન દુભાય એવી છે, છતાં ભાઈ શ્રી જયભિખ્ખુની અજ્ઞાનતા પર દયા આવે છે કારણ, સાહિત્ય પાઠાવલી ભા. ૧-૨-૩ ધોરણ ૫-૬ અને ૭ માટે છે જ્યારે તેમણે ધોરણ ૩ માટે લખ્યું છે

બીજું આ પુસ્તક છેલ્લા ૧૫ વર્ષ થયા પ્રગટ થાય છે. જ્યારે તેઓ લખે છે કે તાજેતરમાં પ્રગટ થયું છે વાંચો પ્રથમ આવૃત્તિનું નિવેદન, જે નવી આવૃત્તિમાં પણ તારીખ સાથે મૂક્યું છે.

૧૯૩૭ થી ૧૯૪૮ સુધી આ ત્રણે ભાગ તેના ચિત્રો સાથે મુંબઈ કર્ણાટક પ્રેસે બહાર પાડ્યા હતા, જ્યારે ૧૯૪૯થી અમો છાપીએ છીએ

આપની આ અંગેની સૂચના માટે લેખકોને મળી ઘટતું કરશું એ જ

તા. ક. વનરાજ ચાવડો'ની સંક્ષિપ્ત આવૃત્તિ બાળકો માટેની મારા ખ્યાલમાં છે ત્યાં સુધી સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે છાપી છે ભાઈ શ્રી. જયભિખ્ખુને કેમ તે નજરમાં ન આવી, તે સમજાતું નથી! લિ.

જયંત

## સંપાદક તરફથી પ્રકાશકને અપાયેલો જવાબ

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા,
અમદાવાદ, તા ૫-૪-૫૨

રા. રા. ભાઈશ્રી,

સંચાલક, હરિહર પુસ્તકાલય સુરત

આપનો તા. ૨-૪-૫૨નો પત્ર મળ્યો આપે લખ્યું કે, અમારી ઇચ્છા કોઈ પણ ધર્મના માણસની લાગણી કદાપિ ન દુભાય તેવી છેઃ તો આ વાંચી અમે ખુશી થયા છીએ. આ પાઠથી જૈનોની લાગણી દુભાય તેમ છે, તો અવશ્ય ઘટતું કરશો

આપે શ્રી. જયભિખ્ખુ માટે રોષપૂર્વક એ ન છાજતા શબ્દો વાપર્યા, તે ઠીક નથી. તેમના લક્ષમાં આવ્યું ને તેમણે જણાવ્યું. એક ભૂલ જ્યારે જાણી ત્યારે એ સુધારી લેવી ઘટે ભૂલ બતાવનાર તરફ રોષ પ્રકટ કરવામાં ઔચિત્ય નથી ધોરણ ૩ જાની ભૂલ મુદ્રણદોષ છે, તે લક્ષમાં લેશો.

આપે લેખકોને મળીને ઘટતુ કરવાનુ જણાવ્યુ પણ મને લાગે છે કે, આપ જાણતા જ હશો કે, આ પાઠના લેખક શ્રી. મહીપતરામ છે ને તેઓ ઘણાં વર્ષો પહેલાં ગૂજરી ગયા છે. પણ હું ન ભૂલતો હોઉં તો આપનો આશય લેખક એટલે કે સંપાદકો વિષે જ હશે.

પ્રસ્તુત પુસ્તકના બને સંપાદકો ઉદારદિલ છે. આશા છે કે, તેઓ આપના મતને માન્ય રાખશે ને ઘટતું કરશે જ

અમે પણ તેમને એક પત્ર વિનંતિરૂપે લખીએ છીએ.

આપે જે બીજી વિગતો પૂરી પાડી તે બદલ આભાર. એ અંગે અમે ઘટતુ કરીશું.

કૃપા કરીને સંપાદકોને મળ્યા પછીનો આપનો નિર્ણય જણાવી આભારી કરશો.

લિ આપનો
અંબાલાલ પ્રેમચંદ શાહ
વ્યવસ્થાપક

## સંપાદક મહાશયોને લખાયેલો એક વધુ પત્ર

અમદાવાદ તા. ૫-૪-૫૨

રા. રા. ભાઈશ્રી,

સંપાદક : સાહિત્ય પાઠાવલી.

વિ. વિ સાથે જણાવવાનુ કે આ સાથે શ્રી. હરિહર પુસ્તકાલયના સંચાલક ભાઈશ્રીના પત્રની નકલ બીડીએ છીએ. સાથે આપની જાણ માટે અમારા જવાબની નકલ પણ બીડીએ છીએ.

અમે નમ્ર રીતે આપના લક્ષમાં લાવવા માગીએ છીએ કે, પ્રકાશક મહાશય પોતે ઘટતુ કરવા તૈયાર છે; ને હવે તેનો આધાર આપના પર છે.

તો આશા છે કે, આપ પણ ઉદાર વલણ દાખવી, જૈનોને જરૂર ન્યાય આપશો.

આપના જવાબની રાહ જોઈએ છીએ.

લિ. આપનો
અંબાલાલ પ્રેમચંદ શાહ
વ્યવસ્થાપક



# પ્રાચીન સંતવાણી



દીધાં કહિના નવિ હુઇ, સુકખ દુકખ સંસારિ;
કરમિઇં રામતિ રોલવિઉ, સૂના વનહ મઝારિ

દાનહ વેલાં ઊજલઉ, વિરલુ કો જગિ હોઈ;
જલહર જલ દેવા સમઈ, કાલમુહઉ હુઈ સોઈ

સુકખ દુકખ દીધાં હુઈ, મુ હીઆં મૂઢ મ ચિંતિ;
જઈ કુદ્દવ વાવ્યા હુઇ, તુ કિમ સાલિ ફલંતિ.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय–दर्शन





# સાભાર સ્વીકાર

૨૫) પૂ. આ. શ્રી. વિજયઅમૃતસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શેઠ દેવચંદ ધરમચંદની પેઢી, ડભોઈ

૨૫) પૂ. આ. શ્રી. આનંદસાગરસૂરીશ્વરજી મ. ( વીરપુત્ર ) ના ઉપદેશથી શ્રી આનંદ-જ્ઞાન મંદિર, સૈલાના



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित,
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १७ | વિક્રમ સં. ૨૦૦૮ : વીર નિ. સં. ૨૪૭૮ : ઈ. સ. ૧૯૫૨ | क्रमांक |
| अंक : ८–९ | જેઠ વદ ૮ : રવિવાર : ૧૫ જૂન | १९९-२०० |


# ગૂજરાતનો કીર્તિસ્તંભ

## આબૂ ઉપર

લેખક :— શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.

શ્રી. સિદ્ધરાજ અને કુમારપાલ જેવા મહારાજાઓથી સન્માનિત થયેલા 'કલિકાલ–સર્વજ્ઞ' બિરૂદથી પ્રસિદ્ધ ગૂજરાતના નામાંકિત આચાર્ય શ્રીહેમચંદ્રે 'ચૌલુક્યવંશ' અપરનામ દ્વયાશ્રયમહાકાવ્યમાં સોલંકી–સુવર્ણયુગનો ગૂજરાતના ગૌરવનો જે ખ્યાલ આપ્યો છે, તે વાસ્તવિક પ્રામાણિક કહી શકાય તેવો છે.

–એના આધારે એ સમજી શકાય તેમ છે કે–લગભગ હજાર વર્ષ પહેલાં શ્રીમાલ–(ભિન્નમાલ)પુરના રાજા તરીકે અને અર્બુદેશ્વર તરીકે ઓળખાયેલા પરમાર રાજાએ ગૂર્જરેશ્વર મૂળરાજ સોલંકીને સ્વામી તરીકે માન આપ્યું હતું, એટલું જ નહિ, સૌરાષ્ટ્રના ગ્રાહરિ પર ચડાઈ કરી ત્યારે તે અર્બુદેશ્વર (આબુનો રાજા) પોતાની શૂરી સેના સાથે મૂલરાજની સેવામાં હાજર થયો હતો અને તેણે એ ગૂર્જરેશ્વરના પક્ષમાં રહી યુદ્ધમાં ઉચિત ફરજ બજાવી હતી.

ભીમદેવ (પહેલા)ના રાજ્ય–સમયમાં ચંદ્રાવતીનો પરમાર રાજા ગૂર્જરેશ્વરની આજ્ઞાને માન આપતો ન હતો. એથી તેને દંડથી શાસિત કરવા ગૂર્જરેશ્વરે પોતાના નાયક શૂરવીર દંડનાયક પોરવાડ વણિક વિમલને સૈન્ય સાથે ત્યાં મોકલ્યો. પરિણામે તેણે ચંદ્રાવતીનો વૈભવ–કારભાર પોતાના હસ્તગત કર્યો એ વિજયના નિશાન તરીકે વિમલ દંડનાયકે અંબાદેવીના સ્વપ્ન–સમર્થનથી તથા મહારાજા ભીમદેવ અને તેના મહામાત્ય (પોતાના બંધુ) નેઢની સંમતિથી કરોડોના ખર્ચે ગૂજરાતના કીર્તિસ્તંભરૂપ શ્રીઆદીશ્વર જિનનું સુંદર મંદિર એ ચંદ્રાવતી–સમીપના આબૂગિરિ ઉપર રચાવ્યું હતું. (વિક્રમસંવત ૧૦૮૮)

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૪૯ ]

# ભગવાન મહાવીર

## વ્યાખ્યાતા – શ્રીયુત કાંતિલાલ ઈશ્વરલાલ શેઠ

[ ડભોઇખાતે શ્રીયશોવિજય સેવાસદનના આશ્રયે ભગવાન મહાવીરનો જન્મદિવસ ઉજવવામાં આવ્યો હતો. એ પ્રસંગે મળેલી સભામાં શેઠ શ્રીકાંતિલાલ ઇશ્વરલાલે ભગવાનના પૂર્વ જન્મોમાંથી વિકસિત આ જન્મથી લઇને અંતિમ દશા સુધીમાં બનેલી ઘટનાઓમાંથી સારબોધ લેવાની નવી સૂઝ આપી છે, એ તરફ વાચકોનુ લક્ષ ખેંચીએ છીએ. —સંપા૦ ]

**આજથી** લગભગ અઢી હજાર વર્ષ પહેલાં ચૈત્રી શુકલા ત્રયોદશીના મંગલ પર્વ દિને પ્રભુ મહાવીરનો જન્મ થયો હતો. તે ક્ષણુ માટે દુઃખિયારી સૃષ્ટિ રોતી બંધ પડી, ને પળભર હસી પડી. તે ક્ષણુ માટે આકાશ–પાતાળમાં અલૌકિક તેજનું મહાકુંડાળું વિસ્તર્યું અને જીવજંતુથી માંડીને દેવેન્દ્ર સુધી સૌ કોઈ એ પરમ પુરુષના દિવ્ય અવતરણથી કૃતકૃત્ય થયા. એ માનવેન્દ્રે સિદ્ધાર્થ રાજા ને માતા ત્રિશલાના ઘેર જન્મ લીધો અને સંસારનું એ પરમ સૌભાગ્ય ઝળકી ઊઠયું. સમગ્ર સૃષ્ટિએ પોતાનું નિર્ભય સ્થાન એ પુણ્ય પુરુષમાં શોધ્યું. આવા એ મહાવીર કોણ હતા?

ભગવાન મહાવીર આપણા જેવી જ સ્થૂળ શરીરધારી વ્યક્તિ હતા. આપણી જેમ જ આ સૂકી ધરતી પર ને વિશાળ આકાશ તળે જન્મ્યા હતા આપણા જેવા જ ઉપયોગ લક્ષણવાળા જીવદ્રવ્ય હતા. છતાં એ સામાન્ય વ્યક્તિ ન હતા. તેઓ માનવ ન હતા, માનવેન્દ્ર હતા. આપણું જીવન અન્ય જીવોનું શોષણ કરે છે, જ્યારે તેમનું જીવન સૌને જીવન આપે છે. સંસાર ને મોક્ષ એ બે વિષયનો સ્પષ્ટ ખ્યાલ આવશે ત્યારે આપણું ને મહાવીર વચ્ચેનું આંતરું કેટલું છે તે સમજાશે. સંસાર એટલે આપણે સૌ, મુક્તિ એટલે મહાવીર, સંસાર એટલે કુવિચાર અને કુકર્મોનું અશુભ મિશ્રણ, મુક્તિ એટલે સર્વ શુભ ગુણોનું મિલનસ્થળ. સંસાર ને મુક્તિ વચ્ચે–આપણી ને મહાવીર વચ્ચે આટલું જુદાપણું છે.

ઐતિહાસિક વ્યક્તિ તરીકે પ્રભુ મહાવીર દૂર દૂરની એક અસ્પષ્ટ યાદ બની રહ્યા છે. તેમનું જન્મસ્થળ એક અજ્ઞાત ખંડિયેર બની રહ્યું છે. નાલંદા ને રાજગૃહી જ્યાં પ્રભુના કેટલાંય ચોમાસાં થયાં તે આજે રહસ્યમય મૌન ધારી પ્રભુનું મંગલ સ્વરૂપ છુપાવી બેઠા છે. તેથી જ પ્રભુનો જીવતો પરિચય કરવા આપણે ધર્મકથાઓ ને દેવાલયો દ્વારા આત્મનિમજ્જન કરવું જોઈએ ને શુદ્ધ ભક્તિથી પ્રભુને હૃદયમાં આવકારવા જોઇએ આપણા વિચાર, વાણી ને વર્તનમાં પ્રભુની મોહક છબી અંકિત કરવી જોઈએ. કેવળ બાહ્યવિધિ રૂપે નહિ પણ જીવતા હૃદયની સચેત ઊર્મિઓથી પ્રભુસેવા કરીશુ તો આપણને સમજાશે કે સંસારનો ઉત્તમ પદાર્થ કયો છે. કવિ ને કલાકારો કહે છે કે સંસારનું શ્રેષ્ઠ તત્ત્વ પ્રેમ ને સૌંદર્ય છે. મુત્સદ્દીઓ ને રાજપુરુષો કહે છે કે તે તત્ત્વ આબાદ રાષ્ટ્ર છે રોગચિકિત્સકો નીરોગી શરીરને અને નીતિકારો સ્વચ્છ મનને તે તત્ત્વ ગણાવે છે. વીતરાગ મહાવીરે કહ્યુંઃ સંસારનું સર્વોચ્ચ તત્ત્વ તે શુદ્ધ બુદ્ધ પૂર્ણ ચૈતન્યનું પ્રાગટય છે. મહાવીરચરિતનું જેઓ અધ્યયન કરે છે તેઓ સમજે છે કે શાથી પૂર્ણ ચૈતન્યનુ આટલુ મહત્ત્વ છે? તેઓ એ પણ સમજે છે કે મહાવીર વિના જીવન કટુ ને બેસ્વાદ, બેહુદુ ને વિરૂપ થાય છે. આથી જ મહાવીરચરિતનું સર્વેએ અધ્યયન કરવું જોઈએ.

હવે મહાવીરચરિતના કેટલાક પ્રસંગો જોઈએ. સૌ પ્રથમ તો પ્રભુ નયસારાદિના પૂર્વભવોમાંથી પસાર થયા. એ જાણતો જ બોધ મળે છે કે આત્મવિકાસ એ કાંઈ મદારીના ખેલ

જેવી જાદુઈ સિદ્ધિ નથી. તે માટે યુગયુગનો અખૂટ સત્પુરુષાર્થ જોઈએ છે. સર્વોત્તમ સિદ્ધિ માટે સર્વોત્તમ પ્રયત્નો જોઈએ છે. પ્રભુએ પણ યુગયુગ સુધી સંયમમા મહાપરાક્રમ કર્યું અને જન્મોજન્મ સુધી સમગ્ર શકિતઓનો સર્વોચ્ચ સદુપયોગ કર્યો હતો એ પછી પ્રભુના જન્મોત્સવનો પ્રસંગ આવે છે પ્રભુના કરુણાપૂર્ણ સ્મિતે, અખિલ વિશ્વના મોં પરથી થાક ને અશાંતિ લૂછી નાંખ્યા. પ્રભુની આંગળીઓ પકડી આપણી બાળકદુનિયા વિકટ ડુંગરમાળાઓ ઓળંગી શકી. આથી જ પ્રભુ જેવી પરમ ઉપકારક વ્યકિતનો જન્મ કેવળ કૌટુંબિક આનંદનો જ વિષય નહોતો પણ વિશ્વગૌરવનો હતો.

બાળક વર્ધમાનનું નામ દેવોએ મહાવીર પાડ્યું. એ કથાનક આત્માની મહાન શકિતઓ સમજવાની ચાવી છે. પ્રભુએ રમત રમતા રમતા ઝેરી સર્પને ફેંકી દીધો તેમજ ભય પમાડવા આવેલ દેવને ખભા પર મુષ્ટિપ્રહાર કરી ભગાડી દીધો. એ પ્રસંગો વર્ધમાન કુમારની નિર્ભય આંતરદશાનું સૂચન કરાવે છે. વીરતા સર્વ ભયસ્થળોને સફળતાપૂર્વક ઓળગી જવામાં છે. મહાવીરનુ બાલ્યજીવન લ્યો કે સાધુ જીવન—બંનેમાં સંપૂર્ણ નિર્ભયતાનું સામાન્ય તત્ત્વ આખે ચઢે છે. પ્રભુના જીવનનો નાનો કે મોટો પ્રસંગ લ્યો પણ તેમની અપ્રતિમ વીરતાનો ઘેરો રંગ લાગ્યો જ હશે મહાવીરકથા એટલે જ ભય પામતા દીન આત્માનું નિત્ય પરાક્રમશીલ પરમ સત્ત્વમાં રૂપાંતર.

ભગવાન નિશાળે ભણવા ગયા. મોટા થતાં પરણ્યા ને તેમને પુત્રી થઈ; તે બધી બાહ્ય જીવનની સ્થૂલ વિગતો બહુ મહત્ત્વની નથી. મહત્ત્વની તો તેમની પરમાત્મસ્વરૂપની અજોડ સાધના ને સાક્ષાત્કાર છે. છતાં પણ મહાવીર આપણા એક માત્ર હૃદયેશ્વર ને ધર્મનાયક છે. તેથી જ તેમની નાની નાની વાતો પણ આપણા ભકિતનું રસિક તત્ત્વ બની રહે છે.

વીરને લોકાન્તિક દેવોએ આવી વાર્ષિક દાન કરવાની વિનંતી કરી એ પ્રસંગ આપચારિક વિધિરૂપે જ છે. સર્વ જીવોને ઉન્માર્ગેથી સન્માર્ગે પ્રેરનારને કોણ પ્રેરી શકે? પણ વ્યવહારધર્મ ગણી એ સ્વીકાર્યું ને પોતાના નિસ્સીમ હૃદયઔદાર્યનો જીવતો પુરાવો આપ્યો.

એ પછી શિબિકામાં દીક્ષા નિમિત્તે જવું, અશોકવૃક્ષ નીચે લોચ કરવો ને દેવદૂષ્ય વસ્ત્રનું ધારણ કરવું—આ પ્રસંગો સાંભળવા આપણે પ્રતિવર્ષ ટેવાઈ ગયા છીએ. ભાગવતી દીક્ષા એ સૃષ્ટિની સૌથી પવિત્ર ક્રિયા છે, પણ આ પ્રસગે તો એ ક્રિયાના કર્તા પણ સૃષ્ટિના સૌથી પવિત્ર પુરુષ હતા. કર્તા ને ક્રિયાની પારસ્પરિક પવિત્રતાથી એવું તો અદ્ભુત ને ઉમદા વાતાવરણ તે સમયે સર્જાયું હશે કે તેની શુભ્ર અસર આજે પણ આપણે તે પ્રસંગના માનસિક ચિંતનદ્વારા અનુભવીએ છીએ. આપણે સૌએ કોઈક કાળે એ જ પ્રસંગોનું આપણા જીવનમાં પુનરાવર્તન કરવાનું છે આપણા આત્માની વિકાસકથામાંય આવા પ્રસંગોની મિલાવટ કરવાની છે. આથી જ આવા પ્રસગો પ્રત્યે શુષ્ક પૂજ્યભાવ વર્ષે નહિ ચાલે પણ ઊંડું બહુમાન ને તીવ્ર રુચિ ઉત્પન્ન કરવાં જોઈએ.

મહાવીરનું મહાવીરપણું તેમના સાધુજીવનથી શરૂ થાય છે. સસારીપણામા મહાવીરતા નથી, સાધુપણામાં જ છે. ઉત્તંગ પર્વતમુકુટને સ્પર્શવા જેમ સુદૃઢ દેહ જોઈએ. તેમ સાધુ થવા મહાવીરતા જોઈએ. પતન કરે તે કથીર, વિકાસ કરે તે મહાવીર. સાધુ—જીવન એટલે વિકાસના અસ્ખલિત પ્રયત્નોની જ્વલંત કહાની

સાધુ પુરુષ આત્મવિકાસની દૃષ્ટિએ જ સર્વ પદાર્થોનું મૂલ્ય આંકે છે. તેની સર્વ

પ્રવૃત્તિઓનું મધ્યવર્તી કેન્દ્ર આત્મવિકાસ છે. જે કાંઈ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિમા અનુકૂળ છે તેને તેઓ ઉપાદેય-ગ્રાહ્ય ગણે છે; જે કાંઈ સંસારિક આકાંક્ષાઓને ઉત્તેજે છે તેને તેઓ હેય-ત્યાજ્ય ગણે છે. પરિષહો ને ઉપસર્ગો આથી જ સાધુઓ માટે ઉપાદેય છે. પ્રભુ મહાવીર પણ આ કારણે જ લાઢ, પેઢાલ વગેરે અનાર્ય દેશોમાં ઉપસર્ગો શોધવા સામે પગલે ને પ્રસન્ન ચિત્તે ગયા. મારવા માટે રાશ ઉચકતો ગોવાળ, શીતળ જળ વરસાવતી કટપૂતના વ્યંતરી, મધ્યરાત્રિના નિર્જન દેવળનો શૂલપાણિ યક્ષ, ક્રૂર સંગમદેવ—આ બધાએ મહાવીરનું જીવનકાર્ય વિકટ નહોતુ કર્યું-સરળ કર્યું હતુ આપણે ક્રૂર ઉપસર્ગોને કરુણ બનાવો રૂપે જોઈએ છીએ. પણ એ ઉપસર્ગો સહન કરતા વીરની પરમ શાંતિમય ચિત્તદશાનુ સ્મરણ કરતા નથી. આથી જ આપણે પ્રતિવર્ષ મહાવીરકથા વાંચ્યા ને સાંભળ્યા છતાં ક્ષીણસત્ત્વ ને હતપ્રાણ બનીએ છીએ. ધાર્મિક દૃષ્ટિએ તો સહનશીલતાનો ગુણ પરમ સૌભાગ્યની પ્રસાદી ને સાચી સુખસમૃદ્ધિની પૂર્વગામી નિશાની છે. મહાવીરની એ સહનશીલતાને આપણે હૃદયથી અનુભવસિદ્ધ કરવી જોઈએ. એ જ તેમના સાધુજીવનનો સંદેશ છે.

ચંડકૌશિક નાગનો પ્રસંગ, તેમનું સર્વ જીવો પ્રત્યેનું વિશ્વવાત્સલ્યપૂર્ણ દૃષ્ટિબિંદુ સૂચવે છે. સમગ્ર વિશ્વ પ્રતિનો તેમનો સંબંધ કેવા પ્રકારનો હતો તે પણ આ પ્રસંગમાંથી સમજાશે. પ્રભુ સંસાર સ્વરૂપથી ઘણા દૂર નીકળી ગયા હતા પણ સંસારી જીવોની અત્યંત નિકટવર્તી હતા. એટલા બધા નિકટ કે મારણાન્તિક ભયો વચ્ચે થઈને પણ જન્મવૈરીઓને નૈતિક અભ્યુદયનું શિખર બતાવતા. પ્રભુની એ કરુણા આજે પણ તેમની ગેરહાજરીમાં આપણું સહજ ઉન્નતિકારક બળ બની રહેલ છે

ભગવાનને ગોશાળો મળ્યો સર્વનું સર્વથા કલ્યાણ કરનારને પણ અધમ શત્રુ મળ્યો. આપણે મહાવીરના ભક્તો પણ પ્રભુને પૂરેપૂરા સમજી શકતા નથી ને તેઓને જીવનની બહાર ઊભા રાખીએ છીએ તો પછી એ પરમ નરરત્નને આ નિકૃષ્ટ નરપશુ ક્યાંથી ઓળખી શકે? ગોશાલાએ ગોશાલાપણું ને મહાવીરે મહાવીરપણું આચર્યું.

બાર બાર વર્ષ સુધી મહા આંતરયુદ્ધની અદ્વિતીય યશગાથા રચી પ્રભુ કૈવલ્ય પામ્યા. કેવળજ્ઞાન એટલે સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોનુ જ્ઞાન બુદ્ધિવાદના યુગમાં લખતાં વાંચતાં આવડે તે જ્ઞાની કહેવાય ને ન આવડે તે અજ્ઞાની કહેવાય છે. ધર્મયુગમાં હુંપદનો નાશ કરે તે જ્ઞાની ને હુંપદ રાખે તે અજ્ઞાની કહેવાય છે હુંપદનો નાશ થતાં સ્વત્વ પ્રકટે. 'સ્વત્વ'ની પૂર્ણ કક્ષા મેળવી પ્રભુ પરમ જ્ઞાની થયા.

વીરનાં ઘાતી કર્મો ક્ષય પામ્યાં, અને કેવળ અઘાતી કર્મો રહ્યાં. ભીના ચામડા પર રજકણો ચોંટે તેમ આપણને કર્મો ચોંટે છે સૂકી ભીત પર લાકડાનો ગોળો ન ચોંટે તેમ પ્રભુને કર્મો ચોંટતાં નથી એક ક્ષણે બંધાય ને બીજી ક્ષણે છૂટે, પ્રભુનું પોતાપૂરતું કાર્ય સમાપ્ત થયું. દુઃખી માનવજાત સન્મુખ પ્રભુ હવે ઉપસ્થિત થયા. તીર્થપતિએ તીર્થ સ્થાપ્યું. સૌને સાચી દૃષ્ટિ ને સાચી ગતિ આપી. સંસારીઓને સમજાવ્યું કે સંસારમાં સુખ નથી, ઇચ્છાતૃપ્તિમાં સુખ નથી, ઇચ્છાના અભાવમાં સુખ છે. સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકાના વર્ગભેદ પાડ્યા. સાધુ એટલે સત્યનગરનો મહાયાત્રી. ત્યાગ ને સંયમદ્વારા જીવનનું અન્તિમ સત્ય પામનાર. શ્રાવક એટલે વાસ્તવિક જગતમાં વાસ્તવિક પરિશ્રમ પામનાર પણ

અ શક્ત ને અપંગ દીનજન. માનવપુરુષાર્થથી સ્ત્રીશકિત ઊતરતી નથી. આપણે સ્ત્રીશક્તિને ગૃહકાર્યોમાં મર્યાદિત કરી નિર્જીવ રાખી છે. સ્ત્રીઓ પણ જીવનના કુરુક્ષેત્રમાં યુદ્ધના રથો ચલાવી શકે છે. તેથી ભગવાને સાધ્વીઓ ને શ્રાવિકાને પણ સંઘમાં દાખલ કરી. આ પવિત્ર તીર્થદ્વારા અસંખ્ય આત્માઓ બાહ્યભાવની સંસારસૃષ્ટિ છોડી શુદ્ધ સ્વરૂપનું વૈકુંઠ પામ્યા. કેટલાય આત્માઓ પરપરિણતિનું મૃત્યુસ્થાન છોડી અમર આત્મતત્ત્વની પુણ્યભૂમિ પામ્યા. વિકલ પાંખવાળા કેટલાય માનવપંખીઓ નીલાકાશનો આનંદવિહાર પામ્યા.

મહાવીરના પ્રસંગોનું આ છે સ્થૂલ નિરીક્ષણ. તે દ્વારા તેમના વ્યક્તિત્વનો સૂક્ષ્મ પરિચય કરવાનો છે, તો જ આપણું જીવનપરિવર્તન શક્ય થશે. મહાવીરના વ્યક્તિત્વનું આંતદર્શન કરાવે તેવો એક જ શબ્દ છે, તે શબ્દ છે-સમભાવ. સમભાવ એટલે વૈભવિક ઉપાધિ રહિત આત્મસ્થિરતા. મહાવીરચરિતની અતિસંક્ષિપ્ત આવૃત્તિ કરવી હોય તો એક જ વાકયમાં કહેવાય કે મહાવીરકથા એટલે સમભાવ માટેની સક્રિય સંયમસાધના. આગમો ને મંદિરો માત્ર સમભાવના જ શુદ્ધ આવિષ્કરણ અર્થે છે. સમભાવનું ધ્યેય ભૂલી કેવળ કર્મકાંડોના ચક્રવ્યૂહમાં કે નિવીર્ય પાંડિત્યમાં સરી પડીએ છીએ ત્યારે આપણું ભાવિ કરુણ બને છે. એ સમભાવ પ્રાપ્ત કરવા માટે જોઈતું અતુલ બળ પણ આપણા આત્મા પાસે છે એમ ભગવાને શીખવાડ્યું. મહાવીરચરિતમાં પ્રવેશો કે ચારે કોરથી ફરી ફરીને મહાવીરના વચનોનો પડઘો સાંભળવા મળે છે કે આત્મા અતુલ બળી છે. રત્નપ્રાસાદમાં વસતા એ સુકોમળ રાજકુમારને સંગમદેવે કાળચક્ર ફેંકી ધરતીમા ઘૂંટણ સુધી ખુડાડી દીધા ત્યારે આકાશના નીલા ગુમ્બજ સુધી રૂપેરી ટહુકાર ગૂંજી ઊઠયો કે આત્મા અતુલ બળી છે. આત્મશક્તિ પાસે સૃષ્ટિના સર્વ વિનાશક બળો પાળેલા પશુ જેવા શાન્ત થઈ જાય છે. પ્રભુ મહાવીર એવી આત્મશક્તિના સર્વોચ્ચ પ્રતિનિધિ છે. વિશ્વનું એ પરમ મંગલ આપણા સૌનું કલ્યાણ કરો.



[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૫ થી ચાલુ ]

સિદ્ધરાજ અને કુમારપાલના મંત્રી પૃથ્વીપાલે ( મંત્રી વિમલના બંધુ નેઢના વંશજે ) વિક્રમસંવત ૧૨૦૬ માં એ મંદિરને મંડપ-રચના આદિથી વિશેષ વિભૂષિત કર્યું ગૂજરાતને ગૌરવશાલી કરનારા મહામાત્યોની-પોતાના કીર્તિશાલી ૭ પૂર્વજોની મૂર્તિઓને ૭ હાથીઓ પર સ્થાપી તે સમયની હરિભદ્રસરિએ રચેલી પ્રાકૃત મંત્રિવંશ-પ્રશસ્તિમાં ઉલ્લેખ છે અને શિલાલેખોમાં તેમના નામોનો નિર્દેશ છે

એવી જ રીતે ભીમદેવ(બીજા)ના રાજ્ય સમયમાં મહારાણા વીરધવલના સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલના બંધુ તેજપાલે આબુ ઉપર વિક્રમસંવત ૧૨૮૭માં ગુજરાતનો બીજો કીર્તિસ્તંભ અદ્ભુત શિલ્પકલામય શ્રીનેમિજિનપ્રાસાદ રચાવ્યો હતો, જે 'લૂણસીહ-વસહી' નામથી ઓળખાય છે. ચંદ્રાવતીના અને પાછળથી પાલનપુરના પરમાર રાજાઓએ ગૂર્જરેશ્વરોને વફાદાર રહી તેમના પક્ષમાં અનેક યુદ્ધો ખેલ્યાં હતાં તેમજ ગૂર્જરેશ્વર મંત્રીશ્વરોના ઉપર્યુક્ત ધર્મસ્થાનોની રચના, રક્ષા, ઉત્સવાદિ કરવામાં પણ તેઓ પરમ સહાયક થયા હતા એ ત્યાંના શિલાલેખો વગેરે ઐતિહાસિક પ્રમાણોથી સ્પષ્ટ છે એથી આબૂ ઉપર ગુજરાતની મમતા સ્વાભાવિક છે.

# સંસ્કૃત સાહિત્યમાં

## ઉદ્યાન વર્ણનો*

લેખક :—શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી

**આ**પણા આ વિશાલ ભારતના ભિન્ન ભિન્ન દેશોમાં ઘણા પ્રાચીન સમયમાં પણ આનંદ-પ્રમોદ આપનારાં રમણીય દર્શનીય અનેક ઉદ્યાનો હતાં. તેનો સરસ ખ્યાલ પૂર્વે થઈ ગયેલા મહાકવિઓએ સંસ્કૃત સાહિત્યમાં આપેલો છે.

ઉદ્યાન-વર્ણન એ મહાકાવ્યોનું અગત્યનું અંગ છે. ભિન્ન ભિન્ન ઋતુઓનાં વર્ણનો ઉદ્યાન-વર્ણનો આદિ વિશિષ્ટતાથી મહાકાવ્યોની મહત્તા મનાય છે. શૃંગારરસ પોષવામાં પણ તેની આવશ્યકતા સ્વીકારાયેલી છે બીજાં પણ ગદ્ય-પદ્ય કાવ્યો, કથા, આખ્યાયિકા ચંપૂ તથા પ્રાકૃતભાષા-મિશ્રિત સંસ્કૃત નાટક, નાટિકા આદિ રૂપકો, નાટ્યશાસ્ત્ર, કાવ્યાલંકાર શાસ્ત્ર, કવિ-શિક્ષા, કાવ્ય-શિક્ષા, કાવ્યપ્રકાશ, કાવ્ય-મીમાંસા કાવ્યાનુશાસન તેમજ કામશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, અન્યોક્તિ, સુભાષિતસંગ્રહ આદિ વિવિધ પ્રકારના એવા સાહિત્યનું અધ્યયન-અવલોકન કરનારને તેમાંથી ઉદ્યોનોનાં પ્રાસંગિક રસિક વર્ણનો મળી આવે છે.

ઉદ્યાનોના અંગભૂત વિવિધ વૃક્ષો, વેલડીઓ, વનસ્પતિઓ આદિનો વિશેષ પરિચય નિઘંટુ જેવા કોશોમાં અને આયુર્વેદ ગ્રંથોમાં મળે છે. એ જોતા વાંચતાં-વિચારતાં આપણા પૂર્વજોના વિશાલ જ્ઞાન માટે વાસ્તવિક ગૌરવ લઈ શકાય તેવું છે

જુદા જુદા દેશોમાં રાજા-મહારાજાઓની રાજધાની તરીકે રહેલાં અને બીજાં પણ ઘણાં નગરોની પ્રધાનતા રહેલી જણાય છે. નાગરિક સભ્યતા કે સંસ્કારિતા અને વિશિષ્ટતાનાં પ્રતીક તરીકે નગરોને અને નગરોના શણગાર તરીકે ઉદ્યાનોને ગણાવીએ, તો વધારે પડતું નહિ ગણાય. વર્તમાનમાં મુખ્ય મુખ્ય નગરોમાં સાર્વજનિક અને અન્ય રાજ-મહાલયો, તથા ધનિક શ્રીમંતોના બંગલાની આસપાસ બાગ-બગીચાઓની રચના-શોભા જોવાય છે, તેવી રીતે પ્રાચીનકાલીન ઉદ્યાનો સંબંધમાં સંસ્કૃત સાહિત્યમાં કેવા કેવા ઉલ્લેખો મળે છે? તે તપાસીએ.

### ઉદ્યાનોની રચના

સમુદ્રકિનારે, નદી-તટ પર, પર્વતાદિ પ્રદેશ પર અને સરોવરોની આસપાસ અનેક વન-ઉપવનો પ્રાચીન સમયમાં પણ હતાં. વૃક્ષાયુર્વેદ નામના એક પ્રાચીન ગ્રંથનો નિર્દેશ સિંહસૂરિ નામના એક જૈનાચાર્યે હજાર વર્ષ પહેલાં રચેલી નયચક્રની ટીકામાં કર્યો છે. ( ગા ઓ. સિ. નં. ૧૧૬ ) તેમાં વૃક્ષો સંબંધી ઘણી ઉપયોગી હકીકતો જણાય છે. પરંતુ તે ગ્રંથ હાલમાં મળતો નથી

આજથી આઠસો વર્ષો પહેલાં થયેલા દક્ષિણના ચાલુક્ય રાજા સોમેશ્વર ભૂલોકમલ્લે **માનસોલ્લાસ** નામનો એક ગ્રંથ રચેલો છે જેનું અપરનામ 'અભિલષિતાર્થચિંતામણિ' છે. તેના હ. લિ. અપ્રકાશિત ત્રીજા ભાગમાં ભૂધર-ક્રીડા વન-ક્રીડા આદિ પ્રકરણો છે તેમાં વૃક્ષો સંબંધી પ્રાચીન વિજ્ઞાન દર્શાવેલું છે. બીજ-સંસ્કાર કઈ રીતે કરવા? વૃક્ષો કેવી ભૂમિમાં વાવવાં? ક્યારે વાવવાં? કઈ રીતે વાવવાં? કેટલા અંતર પર વાવવાં? ક્યાં પ્રશસ્ત વૃક્ષો પ્રથમ વાવવાં? જુદી જુદી ઋતુમાં જલ-સિંચન કેવી રીતે કરવું? વિવિધ વિચિત્ર ફળ

* તા. ૧૮-૪-૫૨ શુક્રવાર સાંજે ઑલ ઇંડિયા રેડિયો સ્ટેશન વડોદરાથી અપાયેલ પ્રવચન.

ફૂલાદિ કેવી રીતે થાય? વૃક્ષોની રક્ષા-વૃદ્ધિ કેવી રીતે કરવી? વગેરે અનેક હકીકતો તેમાં જણાવેલી છે. પ્રાચીન સમયમા રાજા મહારાજાઓ ઉદ્યાન-ઉપવન-ક્રીડા-વિનોદ કેવી રીતે કરતા હતા? તેનો ખ્યાલ પણ એ ગ્રંથ દ્વારા થાય છે. ત્યાં સૂચન છે કે-"વનમાં અશોક, નિંબ, પુન્નાગ, બકુલ નાગકેસર, શિરીષ, તિલક જેવા પ્રશસ્ત વૃક્ષો પ્રથમ વાવવાં જોઈએ

સુખ, આરોગ્ય, યશોવૃદ્ધિ, લક્ષ્મી, વિજયવૃદ્ધિ અને સૌભાગ્ય માટે રાજાએ ઉપર જણાવેલાં વૃક્ષો વનમાં કરવાં જોઇએ"—

**"अशोक-निम्ब-पुन्नागा वकुलो नागकेसरः ।**
**शिरीषस्तिलकश्चैवम्, उप्यते प्रथमं वने ॥**
**सुखारोग्य-यशोवृद्धि-लक्ष्मी-विजयवृद्धये ।**
**सौभाग्यार्थमिमे वृक्षाः, कर्तव्या भूभृता वने ॥"**

## ઉદ્યાનોના ભેદો

વિદ્વાનોએ કૃત્રિમ ઉત્પાદિત વૃક્ષ-સમૂહ માટે **ઉપવન, આરામ** જેવા શબ્દોનો પ્રયોગ કરેલ છે. લોકો આવીને આરામ મેળવે, ક્રીડા કરે તેવા ઉપવન માટે **આરામ, આક્રીડ** શબ્દો મળે છે, ઘરના આરામ તે **ગૃહારામ, નિષ્કુટ**, તથા પુર (નગર) બહારના આરામ **પૌર, બાહ્યારામ** જેવા નામે ઓળખાતા હતા

રાજાઓના અંતઃપુરને ઉચિત વન **પ્રમદવન** નામથી ઓળખાતું; આમાત્ય (મંત્રી), સાર્થવાહ, ગણિકા વગેરનાં ઉપવનો **પુષ્પ-વાટી** [ફૂલ-વાડી], **વૃક્ષ-વાટી** [ઝાડ-વાડી] નામથી ઓળખાતાં હતા.

જ્યાં રાજાઓનું લોકો સાથે જવાનું થતું તે સર્વ-સાધારણ વનો ઉદ્દક-યાન-ઉદ્યાન નામથી ઓળખાતાં હતાં.

## ઉદ્યાનોનાં આકર્ષણ

લોક-ભોગ્ય ઉદ્યાનોનાં વિવિધ વૃક્ષો પત્રો, પુષ્પો, ફળો અને છાયા દ્વારા સર્વને ઉપકારક થાય છે, અને વિશિષ્ટ આનંદ આપે છે. ઉદ્યાનોની વિવિધ લતા-વેલડીઓ, લતા-ગૃહો, કદલી-ગૃહો, માધવી લતા-મંડપો, વન-કુંજો, ઝરણાઓ, જલ-ધારાયંત્રો, ખીલતાં કમળો આદિથી ભરપૂર જલાશયો, જલચરો, પક્ષીઓ આદિના કલ-રવો, કલાપીઓના કેકા-રવો, કોયલોના ટહુકા, ભ્રમરોના ગુંજા-રવ તથા સુગંધી શીતલ મંદ મંદ વાતા પવનો માનવીઓનાં મનને મુગ્ધ કરે છે નાગરિક નર-નારીઓને અનેરું આકર્ષણ કરે છે. પથિક પ્રવાસીના ચિત્તને ઉત્કંઠિત કરે છે. બાલ-બાલાઓ, તરુણ-તરુણીઓ, યુવક-યુવતિઓ-યુગલો આવાં-આહ્લાદક ઉદ્યાનોમાં આનંદ-વિનોદ-ક્રીડા માટે અંતરથી પ્રેરાય એ સ્વાભાવિક છે. સૃષ્ટિની વિચિત્ર લીલાનો વિચાર કરતા વૃદ્ધો પણ અહીં વિશ્રાન્તિ સાથે પ્રસન્નતા અનુભવે છે.

## તપો-વનો

બીજાં કેટલાંક તપોવનો પણ હતા, જે કુલપતિ, ઋષિ-મહર્ષિ અને તાપસો આદિથી અધિષ્ઠિત હતાં. આવા આશ્રમ-આરામોના તાપસો જ નહિ, વૃક્ષો પણ નમ્ર બની સ્વાગત ઉચ્ચારતા અને આતિથ્ય કરતા હોય તેવો ખ્યાલ થતો-તેથી મહાકવિએ ઉચ્ચાર્યું છે કે—

**"मधुरमिव वदन्ति स्वागतं भृङ्गनादै-**
**र्नतिमिव फलनम्रैः कुर्वतेऽमी शिरोभिः ।**
**ननु ददत इवार्घं पुष्प-वृष्टिं किरन्तः**
**कथमतिथि-सपर्यां शिक्षिताः शाखिनोऽपि ? ॥**

—આશ્રમના આ વૃક્ષો ભ્રમરોના નાદો વડે જાણે મધુર સ્વાગત ઉચ્ચારે છે, ફળોથી નમ્ર શિરો વડે જાણે નમન કરે છે, તથા પુષ્પોની વૃષ્ટિ કરતા છતાં જાણે તેઓ અર્ઘ આપે છે. એથી વિચાર થાય છે કે શું વૃક્ષો પણ અતિથિ-સત્કાર શીખેલા છે?

આવાં તપોવનોની મર્યાદા રાજા-મહારાજાઓ પણ જાળવતા, તેની આસપાસ કોઈથી શિકાર કરાતો નહિ. હિંસકો પણ આવા પવિત્ર સ્થાનમાં હિંસા કરતા નહિ પવિત્ર વાતાવરણમાં આજન્મ-વૈરીઓ પણ પોતાનાં વેર ભૂલી જતા. મહાકવિ કાલિદાસે 'અભિજ્ઞાન-શાકુંતલ' નાટક આદિમાં અને ગદ્ય કવિ બાણભટ્ટે 'કાદમ્બરીકથા' વગેરેમા એવાં તપોવનોનાં વર્ણનો આપ્યાં છે.

જૈન-સાહિત્યમાં એવાં અનેક ઉદ્યાનોનાં વર્ણનો મળી આવે છે. તીર્થંકર જેવા મહાપુરુષો પ્રવ્રજ્યા માટે નીકળતાં પોતાના જન્મ-સ્થાન નગરની બહારના વિશિષ્ટ ઉદ્યાન તરફ પ્રયાણ કરતા, ત્યાં શિબિકા-(પાલખી)માથી ઊતરી અશોક જેવા પ્રશસ્ત વૃક્ષ નીચે દીક્ષા સ્વીકારતા. તેમને ધ્યાનસ્થ અવસ્થામાં પરિપૂર્ણ જ્ઞાન (કેવલજ્ઞાન) પણ તેવા ઉદ્યાનમાં, તેવા શ્રેષ્ઠ વૃક્ષ નીચે થતુ તેમના ધર્મોપદેશો પણ તેવા વિશાલ ઉત્તમ ઉપવનોમાં થતા હતા. તેમના મુખ્ય ૮ પ્રાતિહાર્યો (અતિશયો)માં અશોક વૃક્ષ (ચૈત્યવૃક્ષ) ને ખાસ સ્થાન છે.

એ હકીકતો તરફ આપણે લક્ષ્ય આપીએ, તો ઘણા લાંબા વખતથી ભારતમાં ઉદ્યાનોને મહત્ત્વ અપાયેલું જણાશે. એ ઉદ્યાનો ભોગીઓને જ નહિ, યોગીઓને પણ આકર્ષક અને ઉપકારક થયાં છે.

## ઉદ્યાનોનાં વિશિષ્ટ નામો

[૧] **નંદનવન**- મેરુ પર્વત પર રહેલું દેવ-પ્રિય ઇંદ્રનું વન સાહિત્યમાં પ્રસિદ્ધ છે, તે નામનું એક ઉદ્યાન સૌરાષ્ટ્રમાં રૈવતક [ગિરનાર] પાસે દ્વારકાથી થોડે દૂર હતું.

[૨] **ચૈત્રરથ**-અલકા નગરીમાં રહેલા કુબેરના એ વનને **વૈભ્રાજ** નામથી મહાકવિ કાલિદાસે 'મેઘદૂતકાવ્ય'માં સંભાર્યું છે.

[૩] **સહસ્રામ્રવન**-ઉજ્જયંત રૈવતક (ગિરનાર) પર અને અન્યત્ર અનેક સ્થળોમાં હતાં, અયોધ્યામા પણ તેવુ વન હતું.

[૪] **સિદ્ધાર્થવન**-અયોધ્યામાં, [૫] **શકટમુખવન**-પુરિમતાલપુરમાં (અયોધ્યા પાસે) [૬] **વિહારગૃહવન**-અંગદેશની ચંપાપુરીમાં [૭] **વપ્રગાવન**-રત્નપુરમાં, [૮] **નીલગુહાવન**-મગધદેશની રાજધાની રાજગૃહમાં [૯] **મહાસેનવન**-પાવાપુરીમા, [૧૦] **આશ્રમપદવન**-વારાણસી (બનારસ)માં [૧૧] **જ્ઞાતખંડવન**-કુંડપુર (ક્ષત્રિયકુંડનગર) પાસે હતુ [૧૨] **કોષ્ઠક**, [૧૩] **ગુણશીલ**, [૧૪] **તિંદુકવન**, [૧૫] **પુષ્પ-કરંડક**, [૧૬] **રૈવતક**, [૧૭] **મનોરમ** એ વગેરે અનેક ઉદ્યાનોના મનોરમ વર્ણનો સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચંદ્રે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'મા અને અન્યત્ર અન્ય જૈનાચાર્યોએ કરેલા છે.

[૧૮] **મકરંદ** નામના ઉદ્યાનનો નિર્દેશ મહાકવિ શ્રીહર્ષે 'રત્નાવલી' નામની નાટિકામાં કર્યો છે.

[૧૯] **કુસુમાકર** આરામનો ખ્યાલ મહાકવિ ધનપાલે 'તિલકમંજરી' નામની ગદ્યકથામાં અને મહાકવિ રામચંદ્રસૂરિએ 'નલવિલાસ' નાટકમાં આપ્યો છે

[૨૦] **મત્તકોકિલ** નામનું ઉદ્યાન સરયૂ નદીને કિનારે હતું, તેનું વર્ણન પણ ઉપર્યુક્ત 'તિલકમંજરી'માં છે.

[૨૧] **મત્તમ ૨** નામનો નિર્દેશ ઉપર્યુક્ત 'નલવિલાસ' નાટકમાં છે, તથા [૨૨] **મેઘવર્ણ** આદિ અન્ય ઉદ્યાનોનો પરિચય અન્યત્ર મળે છે.

## ઉદ્યાનો પર વસંતનો પ્રભાવ

વસંતઋતુમાં ઉદ્યાનોનું આકર્ષણ અનેક-પ્રકારે વધતું હોય છે. વસંતનો ઉત્સવ ઊજવવા લોકો ઉદ્યાન તરફ ઉજાણીએ નીકળી પડતા, ઋતુને ઉચિત વેષ-વિભૂષાથી સજ્જ થતા કામદેવના આવાસરૂપ મનાતા મધુ-માસ-પુષ્પમાસમાં લોકો પુષ્પોના શણગાર સજતા. ફૂલોની ચુંટણીમાં તરુણીઓ પાસે રસ ધરાવતી, વિવિધ રંગી ફૂલોની માળા ગૂથવામા, ફૂલોના ગુચ્છા તૈયાર કરવામાં, ફૂલોથી કેશ-કલાપે, કર્ણ-પાશને શણગારવામાં ફૂલોની સેજ અને ફૂલોનાં વાસ-ઘર સજવામાં સુંદરીઓ પોતાની કલા-કુશલતા દર્શાવતી હતી.

નિશ્ચેતન મનાતાં વૃક્ષ-લતાઓને પણ યુક્ત યોગ અર્પનાર પુષ્પ-બાણ (કામદેવ)નું પ્રભુત્વ જણાતું. મદન ત્રયોદશી જેવા દિવસે લોકો ઉદ્યાનમાં મદન-પૂજા, મદનમહોત્સવ માણતા. મહારાજા-મહારાણીઓ સ્વયં કામદેવ અને રતિ-પ્રીતિના પાઠ ભજવતા લોકો ચર્ચરી વગેરે ગીતિઓ ગાતા, હિંડોલા આદિના વિનોદ કરતા. મલયાનિલના-દક્ષિણના મંદ મંદ વાતા શીતલ સુગંધી પવનનો આહ્લાદ અનુભવતા સુખી-યુગલો અનેક પ્રકારનો આનંદ વિહાર કરતા. એનાં સરસ શબ્દ-ચિત્રો 'રત્નાવલી' જેવી નાટિકામાં અને ગૂજરાતના 'કલિકાલ-સર્વજ્ઞ' નામાંકિત પ્રખ્યાત આચાર્ય શ્રી હેમચદ્રે પણ 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર' મહાકાવ્યમાં, તથા 'ચૌલુક્યવંશ' 'અપરનામ દ્વયાશ્રય 'મહાકાવ્ય વગેરે'માં દર્શાવેલ છે.

પ્રાચીન ભારતીય 'નાટ્યશાસ્ત્ર'માં વસંતતિલકાના ઉદાહરણમાં વર્ણન કર્યું છે કે—

**" चित्रैर्वसन्तकुसुमैः कृतकेशहस्ता, स्रग्-दाम-माल्य-रचनासुविभूषिताङ्गी ।**
**नानाऽवतंसक-विभूषित-कर्णपाशा, साक्षाद् वसन्ततिलकेव विभाति नारी ॥ "**

—આશ્ચર્યકારી વસંતઋતુનાં કુસુમો વડે કેશ-કલાપને શોભાવનારી, સ્રગ્, દામ અને માલ્ય પુષ્પો અને માળાઓની રચનાથી અંગોને સારી રીતે વિભૂષિત કરનારી, વિવિધ પ્રકારનાં [પુષ્પમય] આભૂષણોથી કાનને શણગારનારી નારી સાક્ષાત્ **વસંતતિલકા-વસંત** લક્ષ્મી હોય તેવી શોભે છે.

ત્યાં જ સ્રગધરાનું ઉદાહરણ દર્શાવ્યું છે કે—

**" चूताशोकारविन्दैः, कुरवक-तिलकैः, कर्णिकारैः शिरीषैः,**
**पुन्नागैः पारिजातैः, बकुल-कुवलयैः, किंशुकैः सातिमुक्तैः ।**
**एतैर्नानाप्रकारैः, कुसुम-सुरभिभिः, विप्रकीर्णैश्च तैस्तै-**
**र्वासन्तै पुष्प-वृन्दैर्नरवर ! वसुधा स्रग्धरेवाद्य भाति ॥ "**

અર્થાત્-હે રાજન્! ચૂત (આંબો), અશોક, અરવિંદ, કુરબક, તિલક, કર્ણિકાર, શિરીષ, પુન્નાગ પારિજાત, બકુલ, કુવલય, કિંશુક (કેસુડો), અતિમુક્ત વિવિધ પ્રકારનાં એ કુસુમો વડે સુગંધી થયેલા અને છૂટાં વિખરાયેલાં, વસંતઋતુના તે તે પુરુષોના સમૂહો વડે વસુધા [પૃથ્વી] આજે **સ્રગ-ધરા**-માળા ધારણ કરનારી સુંદરી જેવી શોભે છે.

નવ-પરિણીત કોઈ તરુણી દોલા ( હિંડોળા-ઝૂલા ) પર ચડી હતી, તેને તેની સખીઓ તેના પતિનું નામ પૂછતી હતી, પરંતુ તે લજ્જાથી મુખ બંધ રાખી મૌન રહી એથી તેણીએ સખીઓના લતા-પ્રહારોને સહન કર્યા હતા. એવું વર્ણન શ્રી હેમચંદ્રાચાર્યે 'ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર' ( પર્વ-૧, સર્ગ-૨)માં કર્યું છે—

" दोलाऽऽरूढा नवोढूढा, पृच्छन्तीनां धवाभिधाम्।
साऽप्यालीनां लता-घातान्, सेहे ह्री-मुद्रितानना ॥ "

કવિ રાજશેખરની 'કાવ્યમીમાંસા'માં વર્ણન છે કે-" સુંદરીઓએ કુરબકને આલિંગન ન કર્યું, તિલકને જોયો નહિ, અશોકને ચરણો વડે પ્રહાર કર્યો નહિ, અને બકુલને મુખ-મદિરા વડે સિંચ્યો નહિ. તો પણ આશ્ચર્ય છે કે ચૈત્રમાસમાં તે [ સર્વ વૃક્ષો ] પુષ્પોથી વિકસ્વર થયાં હતાં—

" नालिङ्गितः कुरब करितलको न दृष्टो,नो ताडितश्च चरणैः सुदृशामशोकः।
सिक्तो न वक्त्र-मधुना बकुलश्च चैत्रे, चित्रं तथापि भवति प्रसवावकीर्णः ॥ "

**ઉદ્યાન-વૃક્ષો પર સ્ત્રીઓનો પ્રભાવ-કેટલાંક વૃક્ષોની વિશિષ્ટતા**

વૃક્ષ વિજ્ઞાન-કુશલ વિજ્ઞ કવિઓએ ઉદ્યાનમાંનાં કેટલાંક વૃક્ષોની કેટલીક વિશિષ્ટતા ( ખાસિયતો ) વર્ણવી છે—

" स्त्रीणां स्पर्शात् प्रियङ्गुर्विकसति बकुलः सीधुगण्डूषसेकात्
पादाघातादशोकस्तिलक-कुरबको वीक्षणालिङ्गनाभ्याम्।
मन्दारो नर्मवाक्यात् पटुमृदुहसनात् चम्पको वक्त्र-वातात्,
चूतो गीतान्नमेरुर्विकसति च पुरो, नर्तनात् कर्णिकारः ॥

ભાવાર્થ—[૧] **પ્રિયંગુ** વૃક્ષ સ્ત્રીઓના સ્પર્શથી વિકસ્વર થાય છે.
[૨] **બકુલ** વૃક્ષ સ્ત્રીઓના મદિરાના કોગળાના સિંચનથી વિકસે છે.
[૩] **અશોક** વૃક્ષ સ્ત્રીઓના પગના પ્રહારથી પ્રફુલ્લ થાય છે.
[૪] **તિલક** વૃક્ષ સ્ત્રીઓના વિલાસપૂર્વક જોવાથી ખીલે છે.
[૫] **કુરબક** વૃક્ષ સ્ત્રીઓના આલિંગનથી પુષ્પોથી વિકસ્વર થાય છે.
[૬] **મંદાર** વૃક્ષ સ્ત્રીઓના નર્મ (વિનોદ ભર્યા) વાક્યોથી વિકસે છે.
[૭] **ચંપક** વૃક્ષ સ્ત્રીઓના ચતુરાઈભર્યા કોમલ વાસથી વિકાસ પામે છે.
[૮] **ચૂત** (આંબો) સ્ત્રીઓના મુખના પવનથી વિકસ્વર થાય છે.
[૯] **નમેરુ** વૃક્ષ સ્ત્રીઓના ગીતથી વિકસે છે.
[૧૦] **કર્ણિકાર** વૃક્ષ તેની સામે થતા સ્ત્રીઓના નૃત્યથી ખીલે છે.

મહાકવિ કાલિદાસે 'મેઘદૂત' કાવ્યમાં **રક્તાશોક** અને **કેસર** વૃક્ષના એ સ્વભાવનું સ્મરણ કર્યું છે. મહાકવિ શ્રીહર્ષે 'રત્નાવલી' નાટિકામાં **બકુલ, ચંપક** અને **અશોક**ની એ વિશેષતા વર્ણવી છે. કવિ રાજશેખરે 'કાવ્યમીમાંસા' અને 'કર્પૂર મંજરી' સટ્ટકમા કુરબક તિલક, અશોક અને બકુલની એ વિશિષ્ટતાનું પ્રતિપાદન કર્યું છે; આચાર્ય શ્રીહેમચંદ્રે ત્રિ. શ પુ. ચ. મહાકાવ્ય (પવ ૧, સર્ગ ૨) માં ઉદ્યાનના વસંત-વર્ણનમાં એ વૃક્ષોના એ સ્વભાવનું અને સ્ત્રીઓના એ પ્રભાવનું વર્ણન કર્યું છે—

" कामुकेभ्य इवाश्लेष-पादघात-मुखासवान्।
ददुः कुरबकाशोक-बकुलेभ्यो मृगेक्षणाः ॥ "

અન્યત્ર પણ એનાં સ્મરણો મળી આવે છે—

" पादाहतः प्रमदया विकसत्यशोकश्शोकं जहौ तिवकुलो मुखसीधुसिक्तः "

સંસ્કૃત સાહિત્યના આ સર્વ વર્ણનથી પ્રાચીન સમયમાં ભારતમાં ઉદ્યાનોની સમૃદ્ધિ પ્રતિષ્ઠા કેવી હતી? તે સહજ લક્ષ્યમાં આવશે. [ઓલ ઈંડિયા રેડિયો. વડોદરાના સૌજન્યથી]

# जैन दार्शनिक साहित्य अने प्रमाणविनिश्चय

લેખક.-- પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

[ શ્રી જૈન સત્યપ્રકાશના ૧૫-૪-૫૨ ના અંકમાં **जैन दार्शनिक साहित्य अने प्रमाणविनिश्चय** એ શીર્ષકનો લેખ વિસ્તારથી આવી ગયો છે, તેની પુરવણી રૂપે આ લેખ છે. ]

જિનશાસનપ્રભાવક આચાર્યપ્રવર વાદી શ્રી. દેવસૂરિજી કે જેઓ **વાદિદેવસૂરિ**ના નામથી પ્રસિદ્ધ છે તેમણે **प्रमाणनयतत्त्वालोकालङ्कार**ના **૧** લા પરિચ્છેદના **૨** જા સૂત્રની વૃત્તિમાં **स्याद्वादरत्नाकर**માં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.—

अपि च[1] भगवद्भवनसूत्रणासूत्रधारो **धर्मकीर्तिरपि न्यायाविनिश्चयस्य** आद्य-द्वितीय-तृतीयपरिच्छेदेषु यथाक्रमं **'प्रत्यक्षं कल्पनापोढमभ्रान्तम्'** इति, **'तत्र स्वार्थं त्रिरूपाल्लिङ्गतोऽर्थदृक्'** इति, **'परार्थमनुमानं तु स्वदृष्टार्थप्रकाशनम्'** इति त्रीणि लक्षणानि, **'तिमिराशुभ्रमणनौयानसंक्षोभाद्यनाहितविभ्रमम् अविकल्पकं ज्ञानं प्रत्यक्षम्'** इति **त्रिलक्षणाल्लिङ्गाद् यदनुमेयेऽर्थे ज्ञानं तत् स्वार्थमनुमानम्'** इति **'यथैव हि स्वयं त्रिरूपाल्लिङ्गतो लिङ्गिनि ज्ञानमुत्पन्नं तथैव परत्र लिङ्गिज्ञानोत्पिपादयिषया त्रिरूपलिङ्गाख्यानं परार्थमनुमानम्'** इति च व्याचक्षाणो लक्ष्यस्यैव विधिमन्वकीर्तयत् ।

**[ स्याद्वादरत्नाकर पृ० २३ ]**[2]

આમાં તેમણે **धर्मकीर्ति**ના જે **न्यायविनिश्चय**નો ઉલ્લેખ કરેલો છે તે **प्रमाणविनिश्चय** જ છે એમાં શંકા નથી. **धर्मकीर्ति**એ **प्रमाणविनिश्चय**થી જુદો **न्यायविनिश्चय** નામનો કોઈ ગ્રંથ બનાવ્યો જ નથી. વાદિદેવસૂરિજીએ **प्रमाणविनिश्चय**નો જ કાં તો કલ્પનાફેરથી **न्यायविनिश्चय** એવો ઉલ્લેખ કર્યો છે અથવા તો તેમના વખતમાં **प्रमाणविनिश्चय** જ **न्यायविनिश्चय** એવું બીજું નામ પ્રચલિત હોવું જોઈએ ગમે તે હો, અહીં જણાવેલ **न्यायविनिश्चय** એ **प्रमाणविनिश्चय** જ વિવક્ષિત છે એમાં શંકા નથી.

**प्रमाणविनिश्चय** સંસ્કૃતભાષામાં તો અત્યારે નાશ પામી ગયો છે. માત્ર તેનું ટિબેટન ભાષાંતર જ મળે છે. ટિબેટના **स्नर्‌-थङ्** મઠમાં છપાયેલી પ્રતિમાં આ ભાષાંતર પૃ૦ ૨૫૦A પં૦ ૫થી પૃ૦ ૩૪૮A પં. ૭ સુધીમાં [3] છપાયેલું છે. તેના ત્રણ પરિચ્છેદો છે— **૧ प्रत्यक्ष, ૨ स्वार्थानुमान** તથા **૩ परार्थानुमान** આમાં ૧લો પરિચ્છેદ પૃ૦ ૨૫૯A પં૦ ૫ થી પૃ૦ ૨૭૬A પં૦ ૨ સુધી છે. ૨ જો પરિચ્છેદ પૃ૦ ૨૭૬A પં૦ ૨ થી પૃ૦ ૨૯૯A પં૦ ૬ સુધી છે. ૩ જો પરિચ્છેદ પૃ૦ ૨૯૯A પં૦ ૬ થી પૃ૦ ૩૪૮A પં૦

---

**૧ (भवद्भवन० ?) । ૨** અહીં પુનાના મોતીલાલ લાધાજીએ છપાવેલ स्याद्वादरत्नाकरनो ઉપયોગ કર્યો છે.

૩ પેકીંગમાં છપાયેલ પ્રતિમાં પૃ૦ ૨૫૦B પં૦૬થી પૃ૦ ૩૨૯B પં૦ ૧ સુધીમાં **આ ભાષાંતર** છપાયેલું છે

૭ સુધી છે. આમાંથી **स्याद्वादरत्नाकर**માં જે પાઠો ઉદ્ધૃત કરેલા છે તેનું ટિબેટન ભાષાંતર તથા મૂલ સંસ્કૃત નીચે પ્રમાણે છે. પહેલાં ટિબેટન અને પછી તેનું સંસ્કૃત આપવામાં આવશે.

टिबेटन—दे ल मूडोन्-सुम् तोंग् ब्रल् म ऽखुल्-ब । रङ्-रिब् दङ् म्यङ्-दु [1]ब्स्कोर्-ब दङ् ग्रुर् शुग्स्-प दङ् ऽखगस्-प ल सोग्स्-पस् ऽखुल्-ब म ब्स्क्येद् चिङ् नेम्-पर् तोंग-प मेद्-पडि शेस्-प नि मूडोन्-सुम् मो । —**प्रमाणविनिश्चय पृ. ६१. B.**

संस्कृत—तत्र [2]प्रत्यक्षं कल्पनापोढमभ्रान्तम् । तिमिराशुभ्रमणनौयानसङ्क्षोभाद्यनाहित-विभ्रममविकल्पकं ज्ञानं प्रत्यक्षम् ।

टिबेटन—जेंस्-द्पग् प नेम् ग्ञिस् ते । रङ् गि दोन दङ् गशन् ग्यि दोन् नो । ……

दे ल रङ् दोन् नि छुल् गसुम् तंगस् लस् दोन् मथोङ् ग्रिन् । मछन्-ञिद् गसुम्-पडि तगस् लस् जेंस्-सु-द्पग्-प -ब्य-ब[ऽदिान् ल] तोंग्स्-प गङ् यिन्-प दे नि रङ् गि दोन् ग्यि जेंस्-सु द्पग्-प यिन् नो । —**प्रमाणविनिश्चय पृ. २७६ A.**

संस्कृत—[3]**अनुमानं द्विधा**—स्वार्थं परार्थं च। ……तत्र **स्वार्थं त्रिरूपाल्लिङ्गतोऽर्थदृक्** त्रिलक्षणाल्लिङ्गाद् [4]यदनुमेये[ऽर्थे] ज्ञानं तत् स्वार्थानुमानम् ।

---

૧ ટિબેટન ભાષાંતરમાં અહીં ब्स्कोल्-प दङ् । ग्रुर् शुगस्-पडि ऽखुल्-प ल सोगस्-पस् પાઠ છે, પણ તેમાં ब्स्कोल्-प અને शुगस्-पडि ऽखुल्-प પાઠ ખોટા છે. न्यायबिन्दुના ટિબેટન ભાષાંતરમાં આ સ્થળે ब्स्कोर्-ब्र दङ्। ग्र्र् शुग्स् प दङ् ऽखुग्स्-ल सोग्स्-पस् પાઠ છે અને તે જ સંગત છે, તેથી અહીં તેટલો પાઠ તેમાંથી દાખલ કરેલો છે. કેટલીક વાર ટિબેટન ભાષાંતર લખનારાઓને હાથે તેમ જ કેટલીક વાર લાકડાના પાટિયા ઉપર કોતરનારને હાથે ટિબેટન અક્ષરો લખવામાં ભૂલ થઈ જાય છે, એ હું પહેલાં જણાવી ચૂક્યો છું.

૨ प्रत्यक्षं कल्पनापोढं नामजात्यादियोजना ।
असाधारणहेतुत्वादक्षैस्तद् व्यपदिश्यते ॥ [ प्रमाणसमुच्चय, १।३ ½ ]

આ દિગ્નાગના લક્ષણને જ ધર્મકીર્તિએ અહીં દાખલ કરેલું છે. જો કે દિગ્નાગના લક્ષણમાં अभ्रान्त પદ નથી છતાં દિગ્નાગે प्रमाणसमुच्चयની

भ्रान्तिसंवृतिसज्ज्ञानमनुमानानुमानिकम् ।
स्मार्ताभिलाषिकं चेति प्रत्यक्षाभं सतैमिरम् ॥ [ १।८ ½ ]

આ કારિકામાં भ्रान्त જ્ઞાનને પ્રત્યક્ષાભાસ તરીકે જણાવેલું છે.

૩ अनुमानं द्विधा स्वार्थं त्रिरूपाल्लिङ्गतोऽर्थदृक् ।
पूर्ववत् फलमर्थः स्वरूपं चातुल्यमेतयोः ॥ [ प्रमाणसमुच्चय ]

—આ કારિકામાં દિગ્નાગે સ્વાર્થાનુમાનનું જે લક્ષણ જણાવ્યું છે તે જ લક્ષણ ધર્મકીર્તિએ પણ દાખલ કરેલું છે.

૪ ટિબેટન ભાષાંતરમાં અહીં जेंस्-सु-द्पग्-पर्-ब्य व तोंग्स्-प गङ् यिन् प=यदनुमेय-

टिबेटन—ग्शन् दोन् जॅस्-सु-द्पग्-प नि । रङ् गिस् म्थोङ् दोन् रब्-ग्सल्-व्येद् । जि-ल्तर् रङ्-निद् छुल् ग्सुम्-पडि् तॅग्स् लस् तॅग्स्-चन् ल शेस्-प स्क्येस्-प दे खो-नल्तर् ग्शन् ल तॅग्स्-चन् ग्यि शेस्-प बस्क्येद्-पर् ऽदोद्-पस छुल् ग्सुम्-पडि तॅग्स् स्तोन् पर्-व्येद्-प नि ग्शन् ग्यि दोन् ग्यि जॅस् सु-द्पग्-प स्ते । —**प्रमाणविनिश्चय पृ २९९ A.**

संस्कृत—[2]परार्थमनुमानं तु स्वदृष्टार्थप्रकाशनम् ।

[3]यथैव हि स्वयं त्रिरूपाल्लिङ्गतो लिङ्गिनि ज्ञानमुत्पन्नं तथैव परत्र लिङ्गिज्ञानोत्पिपादयिषया त्रिरूपलिङ्गाख्यानं परार्थमनुमानम् ।

—ઉપર જણાવેલ **પ્રમાણવિનિશ્ચય** ના ટિબેટન ભાષાંતરની સાથે આ લેખના પ્રારંભમાં જણાવેલ પાઠોની સરખામણી કરવાથી વાચકો જાણી શકશે કે **स्याद्वादरत्नाकर** ( પૃ૦ ૨૩ ) માં જે પાઠો ઉદ્ધૃત કરેલા છે તે **ધર્મકીર્તિના प्रमाणविनिश्चयના** છે.

ज्येष्ठ शुक्ला द्वितीया
सं० २००८
**मु. मालेगांव** ( जि नाशिक )

**मुनिराजश्रीभुवनविजयान्तेवासी**
**मुनि जम्बूविजय**

---

ज्ञानम् પાઠ છે પણ તે ખામીવાળો લાગે છે કારણ કે મૂળમાં "त्रिरूपाल्लिङ्गतोऽर्थदृक्" એ પ્રમાણે अर्थ શબ્દ વાપરેલો છે, પરંતુ વિવેચનમાં अर्थ શબ્દ દેખાતો નથી स्याद्वादरत्नाकरમાં यदनुमेयेऽर्थे ज्ञानम् એવો પાઠ ઉદ્ધૃત કરેલો છે. માટે અહીં પણ ટિબેટનમાં जॅस्-सु-द्पग् पर्-ब्य वडि दोन् ल तॅग्स्-प गङ् यिन्-प પાઠ હોવો જરૂરી છે. दोन् ल=अर्थे

૧. ટિબેટન ભાષાંતરમા અહીં तॅग्स्-चन् लस् પાઠ છપાયેલો છે પણ તે અશુદ્ધ છે. तॅग्स्-चन् ल પાઠ જ સાચો છે.

૨. **દિગ્નાગે** પરાર્થાનુમાનનું જે લક્ષણ રચેલું છે તે જ લક્ષણ અહીં **ધર્મકીર્તિએ** આપ્યું છે. દિગ્નાગના **પ્રમાણસમુચ્ચયના** ત્રીજા પરાર્થાનુમાન પરિચ્છેદમા ૧લી કારિકા નીચે પ્રમાણે છે.

परार्थमनुमानं तु स्वदृष्टार्थप्रकाशनम् ।
तत्रानुमेयनिर्देशो हेत्वर्थविषयो मतः ॥

૩. ટિબેટનમાં અહીં जि-ल्तर् છે તેનો અર્થ यथा થાય છે પરંતુ ઘણીવાર ટિબેટનમાં एव, हि વગેરે સંસ્કૃત શબ્દોના ભાષાંતર છૂટી જાય છે તેમ જ આગળ दे खो-न ल्तर्=तथैव શબ્દ આવતો હોવાથી અહીં મૂળ સંસ્કૃતમાં यथैव हि પાઠ સંભવિત છે. स्याद्वादरत्नाकरમાં **यथैव हि** છે.

# श्रीसीमन्धर शोभातरंगके रचनाकालादि पर विशेष प्रकाश

लेखक—श्रीयुत अगरचन्द नाहटा

आगमोद्धारक श्रीसागरानन्दसूरिजीके अन्तेवासी मुनि श्रीअभयसागरजीके सम्पादित श्रीसीमंधर 'शोभातरंग' नामक सुन्दर ग्रन्थ हाल ही में प्रकाशित हुआ है। मुनीश्रीने इसकी एक प्रति मुझे भिजवा कर विशेष सूचनाओं निमित्त प्रेरित किया था। उस समय अपने पुत्रके विवाहके कार्यादिमें व्यस्त होनेसे दो दिनमें सरसरी तौरसे देख कर मुनिश्रीको कुछ उपयोगी सूचनाएं भेज़ दी गई थी, अब इस लेख द्वारा विशेष प्रकाश डाला जा रहा है।

मुनिश्रीने चाणस्माके भण्डारसे सचित्र प्रति प्राप्त कर "सिद्धचक्र" में इस रचनाको सर्वप्रथम प्रकाशित कर पत्रके साथ मुझे अंक भेजा था पर इस ग्रंथकी प्रति इधरके ज्ञान-भण्डारोंमें प्राप्य नहीं थी और उस समय यह भी ज्ञात नहीं था कि इसके रचयिता कडुआमती साह तेजपाल है, अतः विशेष सूचनाएं देनेमें असमर्थ रहा। पर ग्रन्थरूपमें प्रकाशित हो प्रस्तुत रचना मिली और प्रस्तावनादि पढी तो कई महत्त्वपूर्ण बातोंकी जान-कारी देना मुझे आवश्यक प्रतीत हुआ, उसीके फलस्वरूप यह प्रयास किया जा रहा है।

स्वर्गीय मोहनलाल दलीचन्द देसाईने 'जैन गूर्जर कविओ' भाग ३ पृ. ५८४ में सर्व-प्रथम प्रस्तुत रचनाका परिचय दिया था पर इस ग्रन्थके अन्तमें 'सेवक' शब्द ग्रन्थकारका सूचक प्रतीत होनेसे अंचलगच्छीय अन्य "सेवक" संज्ञक कविकी रचनाके साथ ही देसाई महोदयने इसका उल्लेख कर दिया। मुनिश्रीने ग्रंथकी पाटणकी प्रतिकी पुष्पिकाका अंश देकर इसके वास्तविक रचयिता कडुआगच्छीय तेजपाल है, स्पष्ट किया है। स्व० देसाईको जो प्रति मिली थी उसमें प्रति लेखकका—साहजी साहिब श्रीतेजपालजी कृतं—उल्लेख नहीं था और कडुआगच्छ परम्परा नामावलिवाले-पद्यकी ओर उनका ध्यान नहीं गया इसीसे यह भूल हो गई।

### ग्रन्थका रचनाकाल व रचनास्थान—

यद्यपि प्रस्तुत ग्रंथके रचयिता श्रीतेजपाल साह निश्चित हो गये, किन्तु इसका रचना-समय और स्थानका ग्रन्थमें उल्लेख न होनेसे अज्ञात ही रहा पर मुझे प्राप्त कडुआ पट्टावली द्वारा इसका भी निश्चय हो जाता है। इस पट्टावलीमें सा० तेजपालके चरित्रमें सं० १६८२ के राजनगर चातुर्मासके धर्मकृत्योंका उल्लेख करते हुए लिखा है कि—

"संवत् १६८२ सा० श्रीराजनगरे चतुर्मासक. सा० कल्याणनि पत्तने[1] मूक्या सा. विजयचंदनि खंभात मूक्या। अथ सा० श्रीचतुर्मासकस्थितेन भणसाली पंचाइण प्रमुख मनुश पंचासि अठाई कीधी। घणी प्रभावना घणा ओत्सव थया। तत्र **सा० श्रीइं सीमन्धरस्वामीनो शोभातरंग कीधो** अतीव सुन्दर ढाल त्रिचत्वारिंशत् ४३ प्रमाण। श्रीअजितनाथस्तुति तस्या अवचूरि कृता।"

इस अवतरणसे प्रस्तुत ग्रंथकी रचना सं० १६८२ राजनगरमें हुई, सिद्ध होती है।

## ग्रन्थकारकी अन्य रचनाएं—

सा० श्रीतेजपालका परिचय एवं उनकी रचनाओंका निर्देश मुझे प्राप्त पट्टावलीमें विस्तारसे मिलता है। ग्रन्थकार विषयक उल्लेखोंको देनेसे लेख बड़ा हो जायगा अतः यहां केवल पट्टावलीके आधारसे उनकी कृतियोंकी तालिका ही दी जाती है।

१. वरणाग नतुआनी सज्झाय    सं. १६६६
२. दशपदी    सं. १६६७ (पांघटिका १ पंचदशी इत्यादि १० बोलविचार)
३. दीपोत्सवकल्प—संस्कृत अवचूरि    सं. १६७१ पाटण
४. चतुर्विंशति जिनस्तोत्र "सर्वसुरासुरैर्वन्द्यै" टबासह
५. सप्तप्रश्नी    सं. १६७५
६. वीरनां पंच स्तवन    सं. १६७६
७. भगवती साधुवन्दना    सं. १६७६
८. स्तवन, सज्झाय अनेक    सं. १६७८-७९
९. शतप्रश्नी    सं. १६७८-७९ पाटण
१०. स्नात्रविधि    सं. १६८० स्तंभतीर्थे
११. श्रीसीमन्धर शोभातरंग ढाल ४३ सं. १६८२ राजनगर
१२. अजितनाथ स्तुति सावचूरि
१३. वीरतरंग
१४. जितरंग

---

1 चाणस्माकी प्रति सा. कल्याणके पत्तनमें चित्रित करानेका उल्लेख होनेसे सभव है कि यह प्रति भी रचनाके साथ ही स. १६८२ में चित्रित की गई हो, क्योंकि उस समय सा कल्याण पाटणमें थे, यह पट्टावलीके उद्धरणसे स्पष्ट है।

सर्व रचना ग्रंथाग्रंथ १० हजार श्लोक परिमाण है।

अब प्रासंगिक अन्य बातों पर प्रकाश डाला जाता है।

१. सम्पादकीय वक्तव्यमें जैनगूर्जर कविओंके अनुसार ऋषभदेव वीवाहलु टी. ४४ का कर्त्ता 'सेवक' लिखा गया है पर वस्तुतः उसके रचयिता कडुआगच्छीय सा. श्रीवंत है। कडुआगच्छ पट्टावलिमें इसका इस प्रकार उल्लेख है:—

"सा. श्रीवंत सुखसाताना निमित्ति। श्रीऋषभदेवनुं विवाहलो ४४ ढालप्रमाण कीधो। सघलि गच्छे प्रसिद्ध छि।"

स्व०- देसाईजीके जैन गूर्जर कविओंमें अन्य प्रतिमें सेवकके स्थान पर श्रीवन्त पाठ भी मिलता है। इसकी प्रति सं. १५९० की लिखित तो मिलती ही है, पट्टावलीके अनुसार इसका रचनासमय सं० १५७५ के लगभग है। सं० १५८० में श्रीवन्तको ३२ वर्षकी अवस्थामें शरीरान्त हो गया था, ये इस गच्छके प्रसिद्ध विद्वान थे।

२. ढाल ४२ वींमें कडुआगच्छीय संवरियोंकी नामावली सूचक एक पद्य है, जिसमें कडुआके नाम बिनाके संवरियोंके नाम हैं ऐसा मुनिश्रीने संपादकीय वक्तव्यमें लिखा है। मुझे उसमें प्रारम्भिक मुखशोधन शब्द कडुआका पर्याय होना चाहिए ऐसा जंचा था और इसकी सूचना मुनिश्रीको दे दी थी। पीछे विचार हुआ कि कहीं इसका संकेत भी मिलना चाहिए अतः पट्टावलीको ध्यानसे देखा तो उसमें निम्नोक्त उल्लेख दृग्गोचर हुआ जिसमें मुखशोधन शब्द कडुआका ही संकेत स्पष्ट हो जाता है।

"सं० १६७१ पत्तने परीख लटकणाग्रहेण चतुर्मासक। तत्र सा० श्रीतेजपालेन दीपोत्सवकल्पं संस्कृतं कृतवान् सावचूरौ मुखशोधनगच्छे यं साम्प्रतं वाच्यते। चतुर्विंगति-जिनस्तोत्रं चकार सर्वसुरासुरैर्वन्द्यं इत्यादि छंद स्तुति टबुं पण कीधा छि।

३. सम्पादकीय वक्तव्य पृष्ठ १४ में "भंडारनी प्रति छि कडूमतीनी" शब्दसे मुनिश्रीने कृति कडुआमती होनेकी सूचना मिलती है, लिखा है परन्तु वास्तवमें वह उल्लेख यह प्रति कडुआमती भंडारकी है, इसका सूचक है कृतिका सूचक नहीं। इस प्रतिके लिए तो खैर मुनिश्रीका गृहित अर्थ भी ठीक है पर अन्यत्र ऐसा उल्लेख हो वहां ऐसा अर्थ नहीं लेकर वास्तविक अर्थ ही ग्रहण किया जाय, इसके लिए यह स्पष्टीकरण किया है।

इसी प्रकार पुष्पिकामें 'पत्तने सा० कल्याणेन चित्रावितः' वाक्यसे सा० कल्याणको पाटणवासी, पाटणना लिखा गया है, जो ठीक नहीं है। पत्तने शब्दसे पाटणमें (यह प्रति सा० कल्याणने चित्रित करवायी) अर्थ ही लेना चाहिए।

मुनिश्रीने सा० कल्याणको कडुआमतका अनुयायी होना संभव लिखा है पर वास्तवमें वे सा० तेजपालके शिष्य व भावी पट्टधर ही थे।

४. प्रस्तुत ग्रन्थका परिचय प्रो. हीरालाल रसिकदास कापडियाने विस्तारसे लिखा है पृ. ३०-३१ में ग्रन्थके अंतमें 'पंचम' शब्द आता है उसके आशयको स्पष्ट करनेके लिए ऊहापोह किया गया है पर वह समस्या अभी तक सुलझ नहीं पायी। इसी प्रकार पृ. ४० से ४५ में आर्यरक्षित और कालकाचार्यके लिए निगोद वर्णनवाली एक सी घटनाका उल्लेख ग्रन्थान्तरोंमें पाया जाता है इससे आपने कालकसूरिका नाम आर्यरक्षित है, लिखा है पर वह अभी और विचारणीय जैसा लगता है। एक सी घटनाएं भिन्न भिन्न व्यक्तियोंके लिए अन्यत्र भी मिलती है और वे अनुकरण व भ्रान्तिवश भी लिखी जा सकती है, एवं दो व्यक्तियोंसे संबन्धित दो वार भी घट सकती है। पृ. ६४ में श्रीसीमंधरस्वामी सम्बन्धी साहित्यकी सूची दी है जो बहुत ही अपूर्ण है, उसके अतिरिक्त पचासों अन्य रचनाएं उपलब्ध है।

पृ. ७२ में कडवामतना-अंचलगच्छसे दोनोंकी एकता सूचित की गई है पर वास्तवमें सा० कडुआको आंचलिकका उपदेश लगने पर भी वे उससे विशेष प्रभावित न होकर आगमिक हीरकीर्तिसे प्रभावित हुए। आगमिक तीन स्तुतिको ठीक बतलाया और अंचलगच्छकी मान्यताओंका उन्होंने खण्डन भी किया है। पृ. ७४ में कडवाका अवसान समय १५५४ के ब्राकिटमें १५६२ लिखा गया है पर सं० १५६४ ही ठीक है। तेजपालका संसारी अवस्था या दीक्षावस्थाका नाम होनेकी संभावना की है पर ये दोनो बाते नहीं है। कृतिके अन्तमें 'सेवक' शब्दका प्रयोग केवल लघुताका परिचायक है, नाम नहीं। पृ. ७७ में भावरत्नसूरि द्वारा दीक्षित तेजपालसे कडुआ तेजपालके एक होनेका प्रश्न उपस्थित किया गया है पर यह प्रश्न व्यर्थ है दानोंका भिन्न भिन्न होना निश्चित ही है। कडुआ तेजपाल खंभातके सोनी वस्तुपालकी पत्नी कीकीके पुत्र थे।

छोटी उम्र होने पर भी मुनिश्रीने ग्रंथका सम्पादन बड़े श्रमपूर्वक किया है इसीसे भविष्यमें उनसे बहुत आशा की जा सकती है। रचना भी बहुत सुन्दर है। प्रति भी समकालीन व सचित्र ( ३० चित्र ) उपलब्ध होनेसे विशेष महत्वपूर्ण है। कडुआ मतके ८ आचार्योंके चित्र व कामदेव व गरुड़के चित्रोंकी दृष्टिसे इस प्रतिको विशिष्ट कहा जा सकता है। ग्रन्थ में चित्र भी दिये गये हैं, एकाध रंगीन चित्र रहता तो और भी उत्तम होता।

अभी बम्बईकी रायल एसियाटिक सोसाइटीके जैन हस्तलिखित ग्रन्थोंकी सूची देखते हुए प्रस्तुत रचनाकी एक प्रति इस संग्रहमें भी है, ज्ञात हुआ, इस प्रतिमें पहले साधु-वन्दना भी लिखी हुई है।

# હીરસૌભાગ્યનું રેખાદર્શન

લેખક-પ્રો **હીરાલાલ રસિકલાલ કાપડિયા**

[ ગતાંકથી પૂર્ણ ]

**પટ્ટાવલી સમુચ્ચય** [ ભાગ ૧ ] ના હિંદી ઉપક્રમમાં એમણે કહ્યું છે કે આની રચનાની બાબતમાં એ વિશેષતા છે કે આનો પ્રારંભ લગભગ વિ. સં. ૧૬૩૯ માં થયો હતો અને અંત લગભગ વિ. સ. ૧૬૫૬ માં, કેમકે ધર્મસાગરગણિ રચિત **તપાગચ્છ પટ્ટાવલીમાં** આનો ઉલ્લેખ છે અને સ. ૧૬૫૬ સુધીની કેટલીક ઘટનાઓનું અહીં વર્ણન મળે છે.

આમ એમને મતે મૂળ કાવ્યનો રચના સમય વિ. સં. ૧૬૩૯-૧૬૫૬ છે અને એની સ્વોપજ્ઞ વૃત્તિની પૂર્ણાહુતિનો સમય વિ. સં. ૧૬૭૧ છે.

**હીરસુન્દર-કાવ્ય** - આ સંસારમાં આપણને જાતજાતની પ્રકૃતિના અને એને લઈને ભિન્ન ભિન્ન રુચિ ધરાવનારા લોકો જોવા મળે છે. કેટલાંકને વસ્તુનું સંક્ષિપ્ત નિરૂપણ ગમે છે તો કેટલાકને અનેક વિગતોવાળુ આલેખન આકર્ષે છે. આને લઈને કેટલાક ગ્રથકારો આ બંને પ્રકારની મનોદશાવાળા જનોને સંતોષી શકે એવી એક જ વિષયની વિવિધ રચનાઓ કરે છે. એઓ કાં તો સૌથી પ્રથમ સાંક્ષેપ્ત કૃતિ રચી એના વિસ્તાર રૂપે મહાકાય ગ્રથ રચે છે, કા તો મહાકાય ગ્રથ રચી એના પ્રવેશ દ્વારની ગરજ સારે એવી નાનકડી કૃતિ રચે છે. કેટલીક વાર સક્ષિપ્ત, મધ્યમ અને વિસ્તૃત એમ ત્રણ પ્રકારની પણ રચના કરવાના મનોરથ સેવાતા જોવાય છે.

હરિભદ્રસૂરિએ **અનેકાંતજયપતાકા** અને **અનેકાંતવાદપ્રવેશ** એમ જે બે કૃતિઓ રચી છે તેમા પ્રથમ કૃતિ વિસ્તૃત અને દુર્ગમ છે, જ્યારે બીજી સક્ષિપ્ત અને સરળ છે. બંનેમાં કેટલેયે સ્થળે શાબ્દિક સામ્ય પણ છે.

આગમોના અભ્યાસીને એ વાત તો સુવિદિત છે કે કેટલીકવાર સંક્ષિપ્ત અને વિસ્તૃત વાચન એવા ઉલ્લેખપૂર્વક વિષયનું નિરૂપણ જોવા મળે છે. વળી હરિભદ્રસૂરિએ **આવસ્સયના** ઉપર બે ટીકાઓ રચી છે અને એક તો ૮૪૦૦૦ શ્લોક જેવડી હોવાનુ મનાય છે.

ઈડરના ભડારમા પ. દેવવિમલગણિકૃત **હીરસુંદર-કાવ્યના** પ્રથમ સર્ગની ટિપ્પણથી અલંકૃત હાથપોથી છે. આ સર્ગમાં ૧૨૧ શ્લોકો છે. **હીરસૌભાગ્ય** મહાકાવ્યના શ્લોકોથી શરૂઆતના ત્રણ શ્લોકો તો ભિન્ન છે પરતુ બંનેના પ્રથમ સર્ગના અંતિમ પદ્યમાં ઘણુ સામ્ય છે. આ ઉપરથી મુનિ શ્રીદર્શનવિજયજીએ તો "હીરસૌભાગ્યમહાકાવ્યનો પૂર્વભવ" નામના એમના [૨] લેખમાં એવુ વિધાન કર્યુ છે કે સૌથી "પ્રથમ

---

૧. મારો જ દાખલો આપવાનો હોય તો હુ મારી નાનકડી કૃતિ **પતંગપોથી** અને આજ વિષયની વિસ્તૃત માહિતી આપનાર અને પ્રથમ રચાયેલા **પતંગપુરાણનો** નિર્દેશ કરુ. બને સચિત્ર છપાયાં છે, પણ ચિત્ર સખ્યામાયે ફેર છે,

૨. જુઓ "જૈન સત્ય પ્રકાશ" [વ. ૧૫, અં. ૧]

હીરસુંદર કાવ્ય બનાવ્યું હતું અને પછી તેમાં ખૂબ જ પરાવર્તન કરી હીરસૌભાગ્યનું દેહ-ઘડતર કર્યું છે." જ્યાં સુધી મને **હીરસુંદરકાવ્યનો** પ્રથમ સર્ગ પણ પૂરેપૂરો જોવા નહિ મળે ત્યાં સુધી તો મને એક બીજો વિકલ્પ સૂઝે છે કે પ્રથમ નાનકડી કૃતિ રચી એ જ વિષયની આગળ ઉપર મોટી કૃતિ રચાઈ છે એમ મનાય તો કેમ ?

**અનુવાદ**– ગુજરાતનું ગૌરવશાળી વર્ણન કરનારા આ 'દેશાભિમાની' દેવ વિમલગણિના **હીરસૌભાગ્ય** કાવ્યનો ગુજરાતીમાં કે અન્ય કોઈ ભાષામાં અનુવાદ થયો હોય એમ જાણવામાં નથી જો એમ જ હોય તો આ કાર્ય સત્વર થવું ઘટે.

**સંસ્કૃત સાહિત્યમાં સ્થાન**–સ્વ **આનંદશંકર** ધ્રુવે "ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય" નામના[1] લેખમાં આ કાવ્યનો ઉલ્લેખ કર્યો છે. એ પૂર્વે એમણે કેટલાક જૈન તેમજ અજૈન ગ્રંથકારોના નામ વગેરે ગણાવ્યાં છે. સૌથી પ્રથમ તો એમણે જૈન મુનિવરોમાંથી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણનો ઉલ્લેખ કર્યો છે. એમની કોઈ કૃતિ મળતી નથી એમ કહ્યું છે ઈ. સ. ની સાતમી સદીમાં વલ્લભીપુરમાં રહેતા બૌદ્ધ ગુણમતિ અને સ્થિરમતિનો નિર્દેશ કરી **સ્થિરમતિએ વસુબન્ધુના** ગ્રન્થ ઉપર ટીકા રચ્યાનો ઉલ્લેખ કર્યો છે ત્યારબાદ એમણે સૂર્યની સ્તુતિ રૂપે રચાયેલી **સાંબપંચાશિકાને** ઈ. સ. ના પાંચમા અને સાતમા સૈકાની વચમાંનું કાવ્ય કહ્યું છે. આ પ્રસગે એમણે ઈ. સ. ની નવમી સદીના મહાકવિ રત્નાકરની **વક્રોક્તિપંચાશિકા** અને **ધ્વનિગાથાપંચાશિકા**, ધનપાલની **ઋષભપંચાશિકા** અને એમના પછી થયેલા **બિલ્હણની ચરપંચાશિકા**, ગણાવી છે **શિશુપાલવધનો** ઉલ્લેખ કરતી વેળા **માઘ** અને **ઉપમિતિભવપ્રપંચાકથાના** કર્તા સિદ્ધર્ષિને એમણે સંભાર્યા છે.

"**ઈ. સ.** ના સાતમા સૈકાથી આપણા ઈતિહાસની ભૂમિ વધારે દૃઢ થાય છે" એમ કહી એમણે આ સમયના જૂનામાં જૂના કાવ્ય તરીકે ધનેશ્વરસૂરિકૃત **શત્રુંજયમાહાત્મ્યનો** અને આ શતકને દિપાવનાર તરીકે **ભટ્ટિનો** ઉલ્લેખ કર્યો છે, આગળ જતા એઓ કહે છે:

"ઈ. સ. ૮–૯ સદીમા બપ્પભટ્ટિસૂરિ અને દસમીમાં ઉપમિતિભવપ્રપંચાના કર્તા સિદ્ધર્ષિ શિવાય ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં કોઈ મોટાં નામ સંભળાતાં નથી..."

"આઠમા અને અગિયારમા સૈકાની વચ્ચે લાટ દેશ (દક્ષિણ ગુજરાત)માં ઘણાં કવિરત્નો થયાં હશે નહિ તો 'લાટી' એવી વિશિષ્ટ રીતિનું નામ ઉત્પન્ન થયું ન હોત"

ઉવ્વટનાં ભાષ્ય વગેરેની નોધ લઈ સ્વ **આનંદશંકરે** હેમચન્દ્રસૂરિની કૃતિઓની પ્રશંસા કરી છે. ત્યારબાદ એમણે સોમેશ્વરદેવ અને એમની કૃતિ **સુરથોત્સવનો** તેમજ **અમરચન્દ્રસૂરિ** અને એમણે રચેલા **પદ્માનંદ** મહાકાવ્ય[2] વિષે કેટલીક હકીકત કહી છે. **કાવ્યપ્રકાશના** ટીકાકારોનો નામોલ્લેખ કરી એમણે પ્રસ્તુત **હીરસૌભાગ્યનો** પરિચય કરાવ્યો છે અને એ રીતે ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં એનું સ્થાન દર્શાવ્યું છે અંતમા યશો-

---

૧. જુઓ "ઈ. સ. ૧૯૦૯ માં રાજકોટની મળેલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધસંગ્રહ :'

૨. આ મહાકાવ્યનું મેં સંપાદન કર્યું છે અને એ "ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા"માં ઈ સ. ૧૯૩૨ માં છપાયુ છે. આ મહાકાવ્યનો ગુ અનુવાદ પણ થોડા વખત ઉપર છપાયો છે.

વિજયજીની કૃતિઓના નિર્દેશપૂર્વક એમણે ઉપસંહાર રૂપે કથન કરી આ લેખ પૂર્ણ કર્યો છે. તેમ કરતી વેળા એમણે નીચે મુજબના ઉદ્ગારો કાઢ્યા છે.

"બૌદ્ધ ધર્મની મહાયાન શાખામાં [1] ત્રણ મોટાં નામ તેમાંનુ [2] એક ગુજરાતમાં જ; જૈન વિદ્વાનોમાં 'કલિકાલસર્વજ્ઞ'નું ઉપપદ પામેલા [3] આચાર્યશ્રી તે ગુજરાતના જ, સાયણાચાર્યથી પણ પ્રાચીન વેદવેદાંગપારંગત ભાષ્યાદિ ગ્રંથના [4] પ્રણેતા તે ગુજરાતના જ; સંસ્કૃત પંચમહાકાવ્યયાંના એક પ્રૌઢ કાવ્યનો [5] કર્તા તે ગુજરાતનો જ; વ્યાકરણ કાવ્યોનો સૌથી પહેલો [6] રચનાર તે ગુજરાતનો જ, અને કાવ્યપ્રકાશની એક અતિપ્રાચીન ટીકા લખનાર તે પણ ગુજરાતનો જ; ગીર્વાણ વાગ્દેવીની આ સેવા અલ્પ નથી અને તેથી આપણે પણ દેવવિમલગણિના શબ્દોમાં સહજ ફેરફાર કરીને સાભિમાન આનદપૂર્વક કહીશું કે આપણો દેશ તે—

[8] **गीर्वाणवाच' पुरुषोत्तमेन जगत्कृताऽकारि विलासवेश्म ।**
જગત્કર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણ વાગ્દેવીનું વિલાસ-ભવન બનાવ્યો છે."

**મહત્ત્વ-હીરસૌભાગ્ય** કાવ્ય લગભગ ૩૫૦ વર્ષો જેટલું પ્રાચીન છે એટલે એ સમયની સામાજિક તેમજ સાંસ્કૃતિક પરિસ્થિતિ જાણવા માટેનું એ એક મહત્ત્વનું સાધન થઈ પડે એવી એમાં સામગ્રી પિરસાઈ છે. ઐતિહાસિક અન્વેષણના રસિકોને અહીં વર્ણવાયેલાં નગરો, પર્વતો વગેરે વિચારવા જેવાં છે. ધાર્મિક દૃષ્ટિએ પણ આ કાવ્યનું મહત્ત્વ છે, કેમકે એમાં વિવિધ વ્રતો, સાધુઓના આચાર-વિચાર, દેવાદિનુ સ્વરૂપ વગેરેનું સંક્ષિપ્ત પરંતુ સચોટ નિરૂપણ છે. દેવવિમલગણિને મતે જે જે ગ્રન્થોનો અભ્યાસ આવશ્યક ગણાય તેનો અહીં નિર્દેશ છે; અલબત્ત એમણે તો હીરવિજયસૂરિએ શેનો શેનો અભ્યાસ કર્યો એ દૃષ્ટિએ આ બાબત નિર્દેશી છેઃ—

**પ્રમાણશાસ્ત્ર—તર્કપરિભાષા, મિતભાષિણી, શશધર, મણિકંઠ, વરદરાજી પ્રશસ્ત-**પદભાષ્ય, **વર્ધમાન, વર્ધમાનેન્દુ,** કિરણાવલી. [9]

**શબ્દશાસ્ત્ર**—(લક્ષણ-ગ્રંથ) આઠ વ્યાકરણો **ઐન્દ્ર, ચાન્દ્ર** કાશકૃત્સ્ન, **આપિશલ**

---

૧ અસંગ, વસુબંધુ અને સ્થિરમતિ,

૨ સ્થિરમતિ.

૩ હેમચન્દ્રસૂરિ.

૪ ઉવટ અને ધાદ્વિવેદ "ઉવટના જ વખતના અને એમના જ ગામના ધાદ્વિવેદ નામે એક **નીતિમંજરી** નામે ગ્રંથ ઇ. સ. ૧૦૫૪ માં પૂરો કર્યો.

૫ માઘ.

૬ ભટ્ટિ

૭ માણિક્યચન્દ્ર એમણે **સંકેત** નામની ટીકા રચી છે. 'જયંતી' નામની ટીકા આના પછીની છે. એ. ઈ. સ. ૧૨૯૪ ના અંતમા લખાઇ છે.

૮ મૂળમાં "**श्रियेव रन्तुम्**" છે તેને બદલે આ ફેરફાર છે. જુઓ સ ૧. શ્લો. ૨૩

૯ નૈયાયિક દ્વિજ પાસે હીરહર્ષે (હીરવિજયસૂરિએ) આ ગ્રંથોનો અભ્યાસ કરી એમને પારિતોષિક અપાવતાં એ દ્વિજે એમને **શૈવશાસ્ત્ર** નામે **ચિન્તામણિ** ગ્રંથ આપ્યો.

શાકટાયન, પાણિનીય, અમરચન્દ્ર ને જૈનેન્દ્ર અથવા બ્રાહ્મ, ઈશાન, ઐન્દ્ર, પ્રજાપત્ય, બૃહસ્પતિ, ત્વાષ્ટ્ર, આપિશલ અને પાણિનીય, અથવા ઐન્દ્ર, પાણિનિ, જૈનેન્દ્ર શાકટાયન, વામન, ચાન્દ્ર, સરસ્વતીકંઠાભરણ, બુદ્ધિસાગર, વિશ્રાન્તવિદ્યાભરણ, ભીમસેન કલાપક, મુષ્ટિવ્યાકરણ, શૈવ, ગૌડ, નન્દિજયોત્પલ, સારસ્વત, સિદ્ધહૈમ અને જયહૈમ.

કાવ્યો—રઘુ, કુમારસંભવ, મેઘદૂત, ચંપૂ, કાદંબરી, માઘ, પદ્માનંદ અને નૈષધ.

ગણિત—ત્રિશતી ને લીલાવતી.

૪૫. જિનાગમો—આચારાંગ વગેરે ૧૧ અંગો, અ(ઔપ)પાતિકા(ક), રાજપ્રશ્નીય, જીવાભિગમ, પ્રજ્ઞાપના, ચંદ્રપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ, નિરયાવલિકા, દશાશ્રુતસ્કંધ, નિશીથ અને વ્યવહાર એ બાર ઉપાંગો, વળી 'ક્વચિત્ અન્ય પણ' એવા ઉલ્લેખપૂર્વક સૂર્યપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, કલ્પિકા, કલ્પાવતંસિકા, પુષ્પિતા, પુષ્પચૂલિકા અને વૃષ્ણિદશા, નિશીથ, મહાનિશીથ. પંચકલ્પ, જા(જી)ત કલ્પ, પર્યુષણકલ્પ' અને વ્યવહાર એ ૭ છેદ, ઉત્તરાધ્યયન, પિંડનિર્યુક્તિ, આવશ્યક અને દશવૈકાલિક એ ચાર મૂલગ્રંથ; ચતુઃશરણ, આતુરપ્રત્યાખ્યાન, મહાપ્રત્યાખ્યાન, ભક્તપ્રકીર્ણ, કર્ણપરીક્ષા, તંદુલવૈકાલિક (તંદુલવૈચારિક), ચંદ્રાવિસ્મય (ચંદ્રાવેધ્યક), ગણિવિદ્યા, મરણવિભકિત, દેવેન્દ્રસ્તવ અને સંસ્તારક એ દશ પ્રકીર્ણક; નંદીસૂત્ર અને અનુયોગ ધ. દ્વા.)ર.

સ. ૧૪, શ્લો. ૪ માં કહ્યું છે કે હીરવિજયસૂરિને આપવા માટે પુસ્તકો અકબરની પાસે લવાયાં. આ પુસ્તકો તે કયાં એ આના પછીનાં પદ્યોમાં દર્શાવાયું છે. એની વૃત્તિ (પૃ. ૬૬૫-૬૭) માં ૪૫ આગમોનાં નામ જણાવાયાં છે. તેમાં ૧૧ અંગના નામ તો ઉપર મુજબ અને તે પ્રાયઃ શુદ્ધ છે. ૧૨ અંગોનાં નામ નીચે મુજબ અપાયાં છે. (અને એ જોતાં ૧૩ ઉપાગ થાય છે.)

ઉપપત્તિકા (ઔપપાતિક), રાજપ્રશ્નીય, જીવાભિગમ, પ્રજ્ઞાપના, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિકા, ચંદ્રપ્રજ્ઞપ્તિકા, સૂર્યપ્રજ્ઞપ્તિકા, અને નિરયાવલિકા, કલ્પિકા, કલ્પાવતંસિકા, પુષ્પિતા, પુષ્પચૂલિકા અને વૃષ્ણિદશા,

આમ તેર નામ થાય છે. તો બાર હોવા જોઈએ એ. વિચારી સંપાદકે જીવાભિગમ પ્રજ્ઞાપના એમ ત્રીજું ઉપાંગ ગણાવ્યું છે, પરંતુ તે ભૂલ છે. નિરયાવલિકા એ કલ્પિકાનુ બીજું નામ છે એમ વિચારમાં બાર થઈ રહે છે.

૭ છેદ તરીકે નીચેના આગમોનો ઉલ્લેખ છે અને તેમાં જીતકલ્પને બદલે જીમૂતકલ્પ એમ છપાયુ છે તે ભૂલ છે:—

નશીથ, મહાનિશીથ, વ્યવહાર, દશાશ્રુતસ્કંધ, પંચકલ્પ, જીમૂતકલ્પ અને બૃહત્કલ્પ.

મૂલ તરીકે ચાર ગ્રંથો ગણાવાયા છે તે તો પૂર્વે નિર્દેશેલા છે. તે જ છે, જો કે ક્રમમા ફેર છે.

દશ પ્રકીર્ણકનાં નામો અશુદ્ધ છે; બાકી પહેલાં દર્શાવાયેલા જ આગમોનો અહીં ઉલ્લેખ છે.

અનુયોગદ્વારને બદલે ' અનુયોગ ' છે.

**અનાગમિક યાને આગમેતર સાહિત્ય** તરીકે અલંકાર વગેરેના ગ્રંથોનો નિર્દેશ છે.—

**અલંકાર**—વાગ્ભટાલંકાર, કાવ્યાનુશાસન, છંદોઽનુશાસન અને વૃત્તરત્નાકર. ખરી રીતે છેલ્લા બે તો છંદના ગ્રંથ છે—

**જ્યોતિઃશાસ્ત્ર**—નારચન્દ્ર, આરંભસિદ્ધિ, વારાહી સંહિતા, ખંડખાદ્ય અને કર્ણકુતૂહલ.

**કાવ્ય**—રઘુવંશ, મેઘદૂત, કુમારસંભવ, કિરાત, માઘ, નૈષધ, ચંપૂ, કાદંબરી, પદ્માનંદ, અને યદુસુન્દર.

**નાટકશાસ્ત્ર અને નાટક**—પિંગલ, અને ભરત તેમજ હનુમત્, દૂતાંગદ અને રઘુભીમ.

**પ્રમાણશાસ્ત્ર**—તર્કપરિભાષા, સપ્તપદાર્થી, મિતભાષિણી, પ્રમાણમંજૂષા, શશધર, ચરદરાજી, મણિકંઠ, વર્ધમાન પ્રશસ્તપદભાષ્ય, વર્ધમાનેન્દુ, કિરણાવલી, ચિંતામણિ.

**લક્ષણશાસ્ત્ર**- ઈન્દ્ર, ચન્દ્ર વગેરે જે આઠ વ્યાકરણો ઉપર ગણાવાયાં છે તેનાં નામ જણાવી અન્ય વિકલ્પ તરીકે નીચે મુજબ ૧૮ વ્યાકરણોનાં નામ અપાયાં છે :—

ઐન્દ્ર, પાણિનિ, જિનેન્દ્ર, શાકટાયન, વાયન (? વામન), ચાન્દ્ર, સરસ્વતી કંઠાભરણ, બુદ્ધિસાગર, વિશ્રાન્તવિદ્યાધર, ભીમસેન કલાપક, મુષ્ટિવ્યાકરણ, શૈવ, ગૌડ, નંદિજયોત્પલ, સારસ્વત, સિદ્ધહૈમ, અને જયહૈમ.

ખરી રીતે આ નામો પદ્યમાં છે એમ પૃ ૨૬૭ જોતાં જણાય છે, જો કે ત્યાં અપાયેલાં પદ્યમાં અશુદ્ધિ છે એ પદ્યો નીચે મુજબ છે:—

" ऐन्द्र-प्राणिनि-जैनेन्द्रं शाकटायन-वामने ।
चान्द्रं सरस्वती कण्ठाभरणं बुद्धिसागरः ॥
विश्रान्तविद्याभरणं भीमसेनकलापकम् ।
मुष्टिव्याकरणं शैव-गौडं नन्दिजयोत्पलम् ॥
सारस्वतं सिद्धहैमं जयहैमं तथाऽपरम् ।
इतिः व्याकरणं [1]सर्वेशब्दप्राभृति(त)सम्भवम् ॥

આ વ્યાકરણ વગેરેનાં નામો વિષે કેટલીક બાબતો વિચારવા જેવી છે, પણ આ લઘુ લેખમાં એ માટે સ્થાન નથી.

**વિજ્ઞપ્તિ**— પિરોજશાહ દ્વારા સન્માનિત મુનિભદ્રસૂરિએ વિ. સં. ૧૪૧૦ માં રચેલા **શાંતિનાથ ચરિત્ર**માં પ્રશસ્તિમાં કહ્યું છે [1] કે અજૈનોએ રચેલા [1] પંચ મહાકાવ્યો જૈનાચાર્યો પ્રથમાભ્યાસીઓને વ્યુત્પત્તિથી પ્રાપ્તિ અર્થ સતત જણાવે છે. આજે પણ આ પરિપાટી ચાલુ છે તો એ **રઘુવંશાદિ** પાંચ મહાકાવ્યોના પઠનપાઠનની જેમ જૈન શ્રમણ વર્ગ આ સવૃત્તિક **હીરસૌભાગ્ય** જેવાના અધ્યયન-અધ્યાપન પ્રત્યે પૂરતું લક્ષ્ય આપે એવી મારી તેમને સાદર વિજ્ઞપ્તિ છે.

---

१ "मिथ्यात्वाञ्चितकाव्यपञ्चकमिदं व्याचक्षते सूरयो यद्वत् प्राथमकल्पिकाय तद्वच्छान्तिजिनाधिनाथचरितं सम्यक्त्वसंवासना वासावासितमानसा यदि ततः किं स्याद् न वा वाञ्छितम् ? ॥ ३४॥

# ભ. પાર્શ્વનાથ અને તેમના શિષ્યો

લેખક- ડૉ. જગદીશચંદ્ર જૈન, એમ. એ; પી. એચ. ડી.

પહેલાં ભગવાન મહાવીરને જૈનધર્મના સંસ્થાપક માનવામાં આવતા હતા, પરંતુ હવે વિદ્વાનોની શોધથી પ્રમાણિત થયું છે કે, ભ મહાવીરની પૂર્વે પણ જૈનધર્મ વિદ્યમાન હતો.

જો કે બૌદ્ધ પિટકોમાં ભગવાન પાર્શ્વનાથનો ઉલ્લેખ મળતો નથી પરંતુ તેમના 'ચતુર્માસ સંવર' નો ઉલ્લેખ કરેલો મળે છે જૈન શાસ્ત્રો અનુસાર શ્રી. પાર્શ્વનાથનો જન્મ વારાણસી (બનારસ) માં થયો હતો. તેમની માતાનું નામ વામા અને પિતાનું નામ અશ્વસેન હતું. શ્રી. પાર્શ્વનાથ ૩૦ વર્ષ સુધી ગૃહસ્થાવસ્થામાં રહ્યા, ૭૦ વર્ષ સુધી તેમણે સાધુજીવન વ્યતીત કર્યું અને ૧૦૦ વર્ષની અવસ્થામાં સમ્મેદશિખર (=સમાધિ શિખર, પાર્શ્વનાથ હિલ, હજારીબાગ, બિહાર) ઉપર તપ કરીને ઈ. સ. પૂર્વે ૯ મી શતાબ્દીના અંતિમ ભાગમાં નિર્વાણપદ પ્રાપ્ત કર્યું.

શ્રી. પાર્શ્વનાથ પુરુષશ્રેષ્ઠ (પુરિસાદાનીય) કહેવાય છે. તેમને ૮ પ્રધાન શિષ્યો (ગણધરો) હતા અને તેમણે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓના ચતુર્વિધ સંઘની સ્થાપના કરી હતી શ્રી. પાર્શ્વનાથે પોતાના સાધુજીવનમાં સાકેત (અયોધ્યા), શ્રાવસ્તી (સહેટ મહેટ), કૌશાંબી (કોસમ), રાજગૃહ (રાજગિર), કાંપિલ્યપુર (કંપિલ), અહિચ્છત્રા (રામપુર), હસ્તિનાપુર આદિ નગરોમાં વિહાર કર્યો હતો.

શ્રી. પાર્શ્વનાથના શ્રમણો પાર્શ્વાપત્ય (પાસાવણિચ્ચિજ્જ) નામે કહેવાય છે 'આચારાંગસૂત્ર'માં શ્રી. મહાવીરના માતા-પિતાને શ્રી. પાર્શ્વનાથના પરંપરાનુયાયી કહેવામાં આવ્યા છે. 'આવશ્યકચૂર્ણિ'માં શ્રી. પાર્શ્વનાથના અનેક શ્રમણોનો ઉલ્લેખ મળે છે, જે શ્રી. મહાવીરના સાધુજીવનની ચારિકા સમયે વિદ્યમાન હતા ઉદાહરણાર્થે-ઉત્પલ શ્રમણે શ્રી. પાર્શ્વનાથની શ્રમણપરંપરામાં દીક્ષા લીધી હતી, પરંતુ પાછળથી તેમણે દીક્ષા છોડી દીધી અને અટ્ઠિય ગામમાં જ્યોતિષી બનીને રહેવા લાગ્યા. સોમા અને જયંતી ઉત્પલની બે બહેનો હતી. તેમણે પણ શ્રી. પાર્શ્વનાથની દીક્ષા છોડી દઈ પરિવ્રાજિકાઓની પ્રવ્રજ્યા લીધી હતી.

શ્રી. પાર્શ્વનાથના બીજા શ્રમણ સ્થવિર મુનિચંદ્ર હતા. આ બહુશ્રુત સ્થવિર પોતાના શિષ્યપરિવાર સાથે કુમારાર્ય. ક્ષત્રિયેશમાં કોઈ કુંભારની શાળામા રહેતા હતા એક વાર મંખલિપુત્ર ગોશાલ જ્યારે શ્રી મહાવીરની સાથે વિહાર કરી રહ્યા હતા ત્યારે તે સ્થવિર મુનિચંદ્રની પાસે આવ્યા અને તેમને આરંભ અને પરિગ્રહ સહિત જોઈને તેમણે પ્રશ્ન કર્યો કે-'તમે લોકો સારંભ અને સપરિગ્રહ હોવા છતા શ્રમણ-નિર્ગ્રંથ કઈ રીતે કહેવાઓ છો ? એ વાત ત્યાં સુધી વધી પડી કે, ગોશાળે તેમના નિવાસસ્થાન (પ્રતિશ્રય) ને બાળી મૂકવાની ધમકી આપી, પરંતુ શ્રી મહાવીરે ગોશાળાને સમજાવ્યા કે, તે લોકો શ્રી. પાર્શ્વનાથના અનુયાયી સ્થવિર સાધુ છે, આથી તેમનુ કોઈ કંઈ જ બગાડી શકશે નહિ. આ સ્થવિરોના આચાર-વિચારના સંબંધમાં કહેવામા આવ્યુ છે કે, તેઓ અંતે જિનકલ્પ ધારણ કરતા હતા, અને તપ, સત્ત્વ, સૂત્ર, એકત્વ અને બલ નામક પાચ ભાવનાઓ યુક્ત બનીને ઉપાશ્રયમાં, ઉપાશ્રયની બહાર, ચોગ પર શૂન્ય ઘરમા અને સ્મશાનોમા રહીને તપ કરતા હતા.

'ભગવતીસૂત્ર' માં વાણિયગામ નિવાસી શ્રમણુ ગાંગેયનો ઉલ્લેખ મળે છે, જેમણે શ્રી. પાર્શ્વનાથના ચતુર્માસ ધર્મનો ત્યાગ કરી શ્રી. મહાવીરનાં પાંચ વ્રત સ્વીકાર્યાં. ઉક્ત સૂત્રમાં તુંગિય (કૌશાંબીનો એક સંનિવેશ) નગરીને શ્રી પાર્શ્વનાથના સ્થવિરોનું કેંદ્ર સ્થાન બતાવતાં ત્યાં ૫૦૦ સ્થવિરોએ વિહાર કર્યાનો ઉલ્લેખ છે. આ સ્થવિરોમા કાલિયપુત્ત, મેહિજ, આનંદકખય અને કાસવનાં નામો મુખ્ય છે.

'સૂત્રકૃતાંગ' માં શ્રી. પાર્શ્વનાથના અનુયાયી મેદાર્ય ગોત્રીય પેઢાલપુત્રનું નામ આવે છે. શ્રી. મહાવીરના પ્રધાન શિષ્ય ગૌતમ ઈંદ્રભૂતિની સાથે તેમનો વાદ થયો અને અંતે તેમણે શ્રી. મહાવીર પાસે જઈને તેમનાં પાંચ વ્રતોને અંગીકાર કર્યાં. 'ઉત્તરાધ્યયન સૂત્ર' માં ચતુર્દશ પૂર્વધારી કુમારશ્રમણુ કેશીનો ઉલ્લેખ આવે છે કેશીકુમાર પોતાના ૫૦૦ શિષ્યપરિવાર સાથે શ્રાવસ્તીમાં વિહાર કરતા હતા. અહીં જ ગૌતમ ઇંદ્રભૂતિની સાથે તેમનો વાર્તાલાપ થયો અને તેમણે શ્રી. પાર્શ્વનાથના ચતુર્માસ ધર્મનો ત્યાગ કરી શ્રી. મહાવીરનાં પાંચ વ્રતોનો સ્વીકાર કરી લીધો. આ પ્રસંગે ગૌતમ ઇંદ્રભૂતિએ કેશીકુમારને સમજાવ્યા —શ્રી. પાર્શ્વનાથ અને શ્રી. મહાવીર બંને મહાતપસ્વીઓનો ઉદ્દેશ એક જ છે અને બંને જ્ઞાન, દર્શન તેમજ ચારિત્રથી મોક્ષની સિદ્ધિ માને છે. અંતર એટલું જ છે કે, શ્રી. પાર્શ્વનાથે અહિંસા, સત્ય, અચૌર્ય, અપરિગ્રહ—એ ચાર વ્રતો માન્યાં છે જ્યારે શ્રી મહાવીર આ વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત મેળવીને પાંચ વ્રત સ્વીકારે છે. એ સિવાય શ્રી. પાર્શ્વનાથનો ધર્મ સચેલ (સવસ્ત્ર-સંતરુત્તર) છે અને શ્રી. મહાવીરનો અચેલ (નગ્ન)ધર્મને પણુ માને છે. પરંતુ હે મહામુનિ! બહારનો વેશ તો સાધન માત્ર છે, વાસ્તવમાં ચિત્તની શુદ્ધિથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.'

શ્રી. પાર્શ્વનાથની શ્રમણુપરંપરામાં સ્ત્રીઓ પણુ દીક્ષિત થઈ શકતી હતી. 'જ્ઞાતાધર્મકથા' અને 'નિરયાવલી' સૂત્રોમાં એવી અનેક સ્ત્રીઓનો નામોલ્લેખ આવે છે: શ્રી. પાર્શ્વનાથના ભિક્ષુણી સંઘમાં પુષ્પચૂલા નામક ગણિની મુખ્ય હતી તેમની એક શિષ્યાનું નામ કાલી હતું. મથુરાના જૈન શિલાલેખોમાં પણુ આર્યાઓના ઉલ્લેખ મળે છે.

[ 'જૈન ભારતી' વર્ષ : ૧૨, અંક : ૪ માંથી અનુવાદિત ]

૦

[ અનુસંધાન : ટાઈટલ પેજ ૩ થી ચાલુ ]

વધુ અગત્ય છે. કોઈ પણ સ્વર્ગસ્થ વ્યક્તિ માટે साम्प्रतम् એવો વિશિષ્ટ ઉલ્લેખ ત્યારે જ થઈ શકે જ્યારે તે વ્યક્તિને સ્વર્ગસ્થ થયે બહુ લાંબો સમય ના થયો હોય, અને તેની સ્મૃતિ તાજી હોય સંસ્કૃત–પ્રાકૃતના હરકોઈ વિદ્વાન આ હકીકત કબૂલ રાખશે જ.

(૪) કહાવલીની ભાષા બાબત મેં ડૉ સાંડેસરાનો મત દર્શાવ્યો છે. તે મતના જવાબરૂપે પૂજ્ય પંડિત શ્રી. ગાંધીએ એટલું જ દર્શાવ્યું છે કે તેમને "આશ્ચર્ય" થાય છે. વળી ફુટનોટમાં (પાદનોધમાં) શ્રી. સાંડેસરાના બીજા લખાણુની ભૂલ બતાવી એમ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે કે તેઓ પરિભાષા જાણુતા નથી; માટે કહાવલીની ભાષા વિષે તેમનો મત વિશ્વસનીય ના હોઈ શકે એવુ દસાવવા ગર્ભિત સૂચન કર્યું છે. રાજકીર્તિ મિશ્રવાળી વાત સાથે મારે સંબંધ નથી. પરંતુ 'વસુદેવહિંડી'ની ભાષા બાબતના એમના વિધાનોની ચર્ચા કરી ભાષા પરથી એમણે આપેલા નિર્ણયોની ચર્ચા કરવી કે કહાવલીની જ ભાષા લઈ શ્રી. સાંડેસરાની ધારણા ખોટી પાડવી એ વધુ યોગ્ય ગણાય.

# પાઠ્યપુસ્તકમાં જૈન સિદ્ધાંતની ઠેકડી

## આખરે એ પાઠ રદ થવાની કબૂલાત મળે છે

[ સૂરતના હરિહર પુસ્તકાલય તરફથી 'સાહિત્ય પાઠાવલિ' નામક પાંચમા ધોરણમાં ચાલતું પાઠ્યપુસ્તક પ્રગટ કરવામાં આવેલું છે. આ પુસ્તકના સંપાદક શ્રી. સ્નેહરશ્મિ (શ્રી ઝીણાભાઈ દેસાઈ; આચાર્ય ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર અમદાવાદ) ને શ્રી બક્ષી છે. આ પુસ્તકમાં 'પેટમાં દેડકાવાળો વાણિયો' નામનો એક પાઠ સ્વ. મહીપતરામકૃત 'વનરાજ ચાવડા'માંથી લેવામાં આવ્યો છે. આ પાઠમાં અહિંસાધર્મની ઠેકડી કરવામાં આવી છે. ૧૦ થી ૧૧ વર્ષનાં બાળકો આ પાઠ્યપુસ્તક વાંચે ને એ પાઠ ભણે, ત્યારે તેમના દિલ પર કેવી વિપરીત અસર થાય, તે દૃષ્ટિથી આપણા જાણીતા લેખક શ્રી. જયભિખ્ખુએ આ ચર્ચા નિખાલસપણે ઉપાડી હતી. એ પાઠમાં દોરેલાં કુત્સિત ચિત્રો તરફ પણ શ્રી. જયભિખ્ખુએ લક્ષ દોર્યું હતું. પરિણામે, અમે જે ખેલદિલીની આશા રાખતા હતા તે રીતે તો નહિ, છતાં અમારા પ્રચારને વશ થઈ પ્રકાશક તથા સંપાદક મહાશયે આગામી આવૃત્તિમાંથી પાઠ તથા ચિત્રો રદ કરવાની કબૂલાત આપી છે. અમે આને પણ ઘણું માનીએ છીએ. સંપાદક મહાશયોએ જરા વહેલી ને જરા વધુ ઉદારતા દેખાડી હોત, તો આ ચર્ચા માટે આટલો લાંબો રાહ ખેડવો ન પડત. આ પ્રસંગે પ્રજાબંધુના તંત્રીશ્રીએ પાઠ્યપુસ્તકો અંગે સંપાદકની પોતાના વિવેકની પારાશીશી વિષે જે માર્ગદર્શન આપ્યું ને સંદેશના વિદ્વાન સાહિત્ય-વિવેચકે પુસ્તકની છેલ્લી આવૃત્તિમાંથી જ અવતરણો લેવાં જોઈએ, એ વિષે સાક્ષરવર્ય શ્રી બ. ક. ઠા. નો શિરસ્તો ટાંકી જે સ્પષ્ટતા કરી તે ખરેખર પ્રશંસનીય ને અનુકરણીય છે. અને ભવિષ્યના પાઠ્ય પુસ્તકોના સંપાદકો માટે ચેતવણી રૂપ છે. અમે તે બંને વર્તમાન પત્રોના ને ગૃહસ્થોના ઋણી છીએ.

આ ચર્ચા કોઈ સંકુચિત સાંપ્રદાયિક દ્રષ્ટિથી નહોતી કરવામાં આવી પણ નિર્ભેળ તાત્ત્વિક દૃષ્ટિથી કરવામાં આવી હતી, તેની વિદ્વાન સંપાદકોને અમે ખાતરી આપીએ છીએ.

સંપાદક ]

## વિદ્વાન સંપાદકનો અમને મળેલો પત્ર

ધીરુભાઈ હ દેસાઈ.
શેઠ ચી.ન. વિદ્યાવિહાર, અમદાવાદ-૯.

૩૦-૪-૫૨

શ્રીમાન તંત્રી,

**શ્રી જૈન સત્યપ્રકાશ, જેશિંગભાઈની વાડી,**

**ઘીકાંટા, અમદાવાદ.**

**ભાઈશ્રી,**

શ્રી. જયભિખ્ખુનો '**સાહિત્ય પાઠાવલી**'માંના '**વનરાજ ચાવડા**'માંના પાઠ અંગેનો લેખ જોયો. એમાં ચિત્ર અંગે જે ટીકા કરવામાં આવી છે તે તેની ભાષા બાદ કરતાં યોગ્ય છે. પ્રસ્તુત લેખમાં આખો પાઠ ઉમેરવામાં આવ્યો છે, પણ તે સાથે તેના આમુખ તરીકે લખાયેલી સંપાદકીય નોંધ ઉતારવામાં નથી આવી. જો લેખકે એ ઉતારવાની કાળજી રાખી હોત તો અર્ધસત્ય હકીકત રજૂ કરવાના દોષમાંથી તે ઊગરી જાત.

પ્રસ્તુત લેખ શ્રી. જયભિખ્ખુ જેવા એક જાણીતા લેખકને હાથે લખાયેલો હોઈ, જ્યારે તેમના લખાણમાં 'વનરાજ ચાવડા'વાળા લેખમાં જૈન સિદ્ધાન્તની ઠેકડી થયેલી છે એવું મેં વાંચ્યું, ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સાંપ્રદાયિક ઘેલછાવાળી કોઈ વ્યક્તિ આવું વિધાન કરે તે સમજાય એવું છે, અને એવી વ્યક્તિઓની દુર્ભાગ્યે આપણા દેશમાં ખોટ નથી. ચર્ચાસ્પદ બનેલા લેખમાં જો કોઈ વાતની ઠેકડી કરવામાં આવી હોય તો તે વિચાર વિનાના આચારની છે દરેક ધર્મ માટે આ વસ્તુ ભયરૂપ હોય છે. જૈનધર્મ એમાંથી મુક્ત છે એવું જો શ્રી. જયભિખ્ખુ માનતા હોય તો મારે કશું કહેવાનું નથી.

સાહિત્ય પાઠાવલીમાંના એ પાઠ અંગે જે રીતે પ્રચારકાર્ય શરૂ થયું છે. એ જોતાં એ પાઠને ચાલુ રાખવામાં વિદ્યાર્થીઓના મન ઉપર એ પ્રચારની અનિષ્ટ અસર થવાનો સંભવ ઊભો થયો છે એવું સ્પષ્ટ દેખાય છે. છેલ્લાં પંદર વર્ષથી હજારો વિદ્યાર્થીઓ એ પાઠ શીખ્યા છે. એ પૈકી કોઈના મન ઉપર જૈનધર્મ સંબંધી પ્રતિકૂળ છાપ પડ્યાનું નથી સંભળાયું, બલકે આચાર્ય શીલગુણસૂરિ જેવા એક સાચા અને તેજસ્વી જૈનસાધુના પાત્રનો વિદ્યાર્થીઓને લાભ મળવા ઉપરાંત જૈનધર્મની અહિંસા, જે આપણો એક અમૂલ્ય વારસો છે તેનો, સાચો મર્મ વિદ્યાર્થીઓને મળ્યો છે એવી મારી માન્યતા છે. પણ મેં ઉપર જણાવ્યું છે તેમ એ સાહિત્યકૃતિ હવે પ્રતિકૂળ પ્રચારની આંધીમાં મુકાઈ જતાં વિદ્યાર્થીઓનાં કુમળાં મન ઉપર એ પ્રચારની અવળી અસર નહિ થવા

પ્રામે એ માટે અમે સચિન્ત કોઈ ‘સાહિત્ય પાઠાવલી’ની નવી આવૃત્તિ જે એકાદ માસમાં છપાશે તેમાં એ પાઠ ચાલુ નહિ રાખવાનો અમે નિર્ણય કર્યો છે. આ અંગે વિશેષ ચર્ચામાં હું ઊતરવા નથી ઇચ્છતો તે નોંધવા કૃપા કરશો.

લિ. ઝીણાભાઈ દેસાઈ
સહસંપાદક
સાહિત્ય પાઠાવલી

પ્રિય સંપાદકજી,

આપના દ્વારા ભાઈ શ્રી. સ્નેહરશ્મિનો પત્ર મળ્યો ને વાંચ્યો. તેમણે એક યા બીજી રીતે પાઠ કાઢી નાખવાનો નિર્ણય કર્યો. તે માટે અભિનંદન જો કે તેઓ આપણા મંતવ્યને સંમત નથી થયા, પણ હવે તે અંગે વધુ વિવાદ ઠીક નથી.

આ ચર્ચાની ઉત્પત્તિ ને તે અગેના મારાં મંતવ્યોનું આછું સ્પષ્ટીકરણ કરું તો ઠીક રહેશે

આ ચર્ચાની ઉત્પત્તિનું કારણ સાહજિક છે. મારો પુત્ર પાંચમી કક્ષામાં ભણે છે. એક-વાર એ આ પાઠ કાઢીને વાંચતો હતો. વાંચતાં વાંચતાં પેટમાં દેડકાવાળા વાણિયાની વાતમાં એને હાસ્ય ઊપજ્યું ને તેણે એ પાઠ મને બતાવ્યો. શીલગુણસૂરિજીવાળું ચિત્ર બતાવ્યુ

મેં એ ચિત્ર જોયું ને પાઠ વાંચ્યો, ને બાળકના મોં પરના ભાવ જોયા. આ પછી મેં સંપાદકીય નોંધ પણ વાચી પણ તેથી મને તેની અસરમાં ફેર પડતો ન લાગ્યો. મને લાગ્યું કે આ પાઠ આટલી નાની ઉંમરનાં બાળકો માટે સાવ અયોગ્ય જ છે! કટાક્ષ ને વ્યંગ સમજવાની શક્તિથી હજી તેઓ પર છે.

આ પછી મેં ‘વનરાજ ચાવડા’ના પુસ્તકની તપાસ કરી. એ માટે સસ્તા સાહિત્યે પ્રગટ કરેલ અને મંગળદાસ એન્ડ સન્સે પ્રગટ કરેલ ‘વનરાજ ચાવડાનાં’ નાનાં મોટાં બે સંસ્કરણો મળ્યાં. એ શ્રી. વિદ્યાબેન નીલકંઠે સંશોધિત કરેલાં હતાં આ બે પુસ્તકોમાં એ પાઠ જ નહોતો. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો તો આ પાઠ આવ્યો ક્યાંથી?

એટલામાં એક વૃદ્ધ વિદ્વાન મળ્યા. ચર્ચા નીકળતાં તેઓએ જણાવ્યું કે આ પાઠ પહેલી આવૃત્તિમાં હતો. એ અંગે શ્રીમદ્ રાજચંદ્ર અને લેખક શ્રી. મહીપતરામ વચ્ચે પત્રવ્યવહાર પણ થયેલો. સ્વ. મહીપતરામ એમ માનતા કે જૈનોની અહિંસાએ દેશનું નખ્ખોદ વાળ્યું છે. શ્રીમદે એમની સાથે ચર્ચા કરી આખરે સ્વ. મહીપતરામે કબૂલ કર્યું કે અમોને તો પાદરીઓએ શિક્ષણ આપ્યું છે ને જૈનધર્મ વિષે મારી ભ્રાન્તિ ભાગી છે. કેવી નિખાલસતા

બસ, આ મારું ચર્ચાનું ઉદ્‌ગમસ્થાન! અને મેં તમને તમારા પત્રમાં પ્રગટ કરવા લેખ મોકલ્યો. મોડા જાગવાનું પણ આજ કારણ, અને એ પાઠ મારા પુત્રે ન બતાવ્યો હોત, તો કદાચ આ ચર્ચા આજે પણ ન જાગત!

મારા મોડા જાગવા બદલ પ્રકાશક મહાશયે મારી અજ્ઞાનતા અંગે તેમની દયા દેખાડી છે. આ જમાનામાં ક્રોધને બદલે દયા મળે, એ ઓછી મહેરબાની નથી!

વિદ્વાન સંપાદક મહાશયે મારી ભાષા બદલ કંઈ અરુચિ બતાવી છે. મેં ભાષામાં શક્ય તેટલો વિવેક જાળવ્યો છે. ગમે તેવા પ્રતિવાદમાં પણ ભાષાના વિવેકમાં હું માનું છું. છતાં જો તેમને કંઈ અવિવેક લાગ્યો હોય તો તેઓ ક્ષમા કરે!

મારા અંગત માન-પાનનો અહીં કોઈ પ્રશ્ન નથી. જ્ઞાની હોવાનો મારો દાવો નથી. 'હંસ-મયૂર' પુસ્તકની ચર્ચા વખતે મેં જે કહ્યું હતું તે ફરી કહું છું: "આર્યસંસ્કૃતિ એટલે જૈન, બૌદ્ધ ને બ્રાહ્મણ સંસ્કૃતિ. એ ત્રિવેણીના ઉદ્ધારમાં આર્યસંસ્કૃતિનો વિકાસ ને આર્યદેશની અભિવૃદ્ધિ છે!"

આંધળી સાંપ્રદાયિકતાનો હું કટ્ટર વિરોધી છું. મારું સાહિત્ય એનું સાક્ષી છે.

એ જ. સંપાદકજી! આપના પત્ર દ્વારા આ મારું મંતવ્ય વિદ્વાન સંપાદકોને અને પ્રકાશક મહાશયને પહોંચાડશો.

લિ. આપનો
જયભિખ્ખુ

માદલપુર, અમદાવાદ ૬

[ આ ચર્ચા અહીં સમેટી લેવામાં આવે છે ]

तह विहु राहडी मंडि करि, वयणु मनावइ जाम ।
वासु खेउ सुहगुरू करइ, **पातल** कुमरह नाम ॥ २० ॥

॥ **भास** ॥

अह सुहवासरे, सित्तुंज गिरिसरे, संजम सिरिवर नारि सणीजउ ।
**जिणकुसलसूरि** गुरो, रिसह तायह हरे, मंडइ नंदि सुवेहि हरिसभरे ॥ २१ ॥
कारह **केल्हउ** मंति अवारिउ, अनु चउविह विहि संघह पूय ।
वरिसइ घणु जिम दाण जलेण, विहसइ मांगण जण कंदलिय वण ॥ २२ ॥
विविह विभूसण सोहिय वरतणु, हयवरि चड़िउ **पातलु** कुयरो ।
किरिवर सुरतरु दाण दियंतउ, संघ सहिउ व्रतचउरिय पहुतउ ॥ २३ ॥
तहि पजलइ सुह झाणानलु घणु, होमइ चउर कसाए घिउ घणु ।
**पातल** कुयरह सुहगुरु जोषिउ, कारइ वयसिरि सउ हथलेवउ ॥ २४ ॥
हलु हलु वहिनुलि **पातलु** परणए, इम मुहि वयणु भणंतिय तहि मिलि ।
गायहि **ढिल्लिय** पमुह नयर चिय, नारि सलक्खणिय मंगल गीयु ॥ २५ ॥
पहिलउ मंगलु रिसह जिणंदह, वीजउ चउविह सिरिविहि संघह ।
अणिणिउ मंगलु सुविहिय सुहगुरु, चउथउ वयसिरि सउ **पातलु**वर ॥ २६ ॥
इण परि रिसह जिणंदह मंदिरि, **सरसइ** नंदणु परिणइ वयसिरि ।
वाजिइ नंदिय तूर महुर सरे, कटरि महूसउ सल्हउं बहुपरि ॥ २७ ॥

॥ **वस्तु** ॥

विमल गिरिवर, विमल गिरिवर, सिहरि मंडेड ।
रिसहेसर जिण भवणि नंदिवेहि **जिणकुसल** सुहगुरु ॥
तउ हयवरि चडिउ वरो, दाणु देह किरि कप्पतरुवरु ।
**पातलु** चउरिय पत्तु तहिं, परिणेय संजुमु नादि ।
**जय** जय सद्दु समुच्छलिउ, रिसह जिणेसर वादि ॥२८॥
तसु **जसोभद्द** मुणि दिन्नु वर नाम, **जिणकुसलसूरि** गच्छाहिवेण ।
अह पढइ किमिहि कमि सयल विज्जं मुणि, सिरि**अमियचंद**गणि गुरसमीपे ।
अहह जुगपवर **जिणलद्धि**सूरीसरा, मुणिय नियपट्ट माणससरंमि ।
हंसलीलं **जसोभद्द**गणि पुंगवं, दियइ गोलेण सयलंपि सिक्खं ॥३०॥
सुगुरु आएसि ठावंति जुगवरपए, तासु **तरणप्पहायरिय** राया ।
माघ सुकिल्ल दसमी चउदछड्डुत्तरे, पासजिणभवणि **जेसलपुरम्मि** ॥३१॥

दिन्नु वर नामु **जिणचंद**सूरीसरा, सवण पीयूषसारणि समाणु ।
कारए पाटमहूसवु तत्थ, **हाजिउ** साहु पयड़ामिहाणु ॥२२॥
पुहवि विहरंति सिरि वीरसासणधुरं, सामि **सोहम्म** जिम धारयंता ।
**वयर** जिम जुगपवर लच्छि कमलच्छि, मणहरा सूरि **जिणचंद**राया ॥२३॥
जाम जिणसासणं चारुचंदोवमं, रेहए महियलोदयगिरम्मि ।
नाणरयणायरो विहितरंगेहिं, ताम विलसेउ **जिणचंदसूरि** ॥२४॥
एहु **जुगपवर वीवाहलउं** जे पढइ जे दियइ भाविया रंग भरे ।
नाण सासण सुरा हुंति सुपसन्न, "**सहजज्ञान**"मुनि इम भणए ॥ २५ ॥



( ताडपत्रीय जिनभद्रसूरि भण्डार जेसलमेरदुर्गकी प्रतिसे )

पत्रांक ३४४–४५–४६ मध्य पत्र, प्रारंभ त्रुटित । इसके बाद श्री जिनेसरसूरि विवाहलउ प्रारंभ किया है । जो हमारे 'ऐतिहासिक जैनकाव्य संग्रह' में प्रकाशित हो चुका है ।

★

[ અનુસંધાન પૃષ્ઠ : ૨૧૨ થી ચાલુ ]

Khukhundo is not now a place of any note amongst the Brahmans, but it is often visited by Agarwal Srawaka from Gorakhpur and Patna, who have built a small Jain temple amongst the ruins.

× × ×

Beneath the tree are collected several pieces and fragments which are partly Brahmanical and partly Jain ... ... ...

A third sculpture is the pedestal of a statue with some naked figures on the place of it and an antelope in the middle. The antelope is the cognizance of Shantinath the 16th jain hierach.

ઉપરની કંડિકાઓમાં 'જો કે ખરા મહત્ત્વની બાબતો લેખી શકાય એવું કંઈ નથી, છતાં 'ખુખુંદો' નામા સ્થાનમાં આવેલ એક મંદિર અને એની યાત્રાએ આવતા ગોરખપુર ને પટણાના અગરવાલ શ્રાવકો'–એમની નોંધ આના ગતકાલીન મહત્ત્વમાં ઊંડા ઊતરવાની અગત્ય આંખ સામે ધરે છે. સમીપના ખંડિયેરોમાં શિલ્પના જે ભાડકલાઓ છે એ ઉપરથી પૂર્વકાળના અંકોડા સાંધવા સારુ પુરાતત્ત્વ કોવિદોને આમંત્રણ આપે છે.

છેલ્લી કંડિકામાં 'હરણ' ના ચિહ્ન ઉપરથી એક શ્રી શાંતિનાથ પ્રભુની મૂર્તિવાળા શોધાયેલ શિલ્પની વાત છે.

આપણી નજરે આનું ઝાઝું મહત્ત્વ નથી કેમકે આપણે સ્થાપત્ય અને શોધખોળના મહત્ત્વને હજુયે પિછાની શક્યા નથી અરે! કેટલીક વાર તો નવા સર્જન કરવા માટે એનો સંપૂર્ણપણે નાશ કરી નાખીએ છીએ! પણ પ્રાચીનતા પુરવાર કરવા સારુ અને ભૂતકાળના ગૌરવની ઝાંખી કરાવવા માટે આવા ટુકડાઓ જ કિંમતી સાધનો રૂપ નીવડે છે. હવે એ પાછળનું રહસ્ય આપણને સમજાતું જોઈએ–એ દિશામાં ધનવ્યય કરતાં શીખવું જોઈએ.



# પ્રશ્નોત્તર-કિરણાવલી

પ્રયોજક: પૂજ્ય આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિજી

[ ક્રમાંક ૧૭૭ થી ચાલુ ]

**૫૩ પ્રશ્ન**—પંદરમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧. નામ-ઈશ્વિરસ્વામી તીર્થંકર. ૨ પૂર્વ પુષ્કરાર્દ્ધની- ૩. ચોવીસમી વત્સ વિજયની- ૪. સુસીમાપુરી નગરીમાં જન્મ્યા. ૫. પિતાનું નામ ગજસેન રાજા ૬. માતાનું નામ યશોજ્વલા રાણી. ૭. ચંદ્રનું લંછન. ૮. સ્ત્રીનું નામ ભદ્રાવતી રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૩.

**૫૪. પ્રશ્ન**—સોળમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—નામ-૧ નેમિપ્રભસ્વામી તીર્થંકર. ૨. પૂર્વ પુષ્કરાર્દ્ધની- ૩. પચીસમી નલીનાવતી વિજયની- ૪. અયોધ્યા નગરીમા જન્મ્યા. ૫. પિતાનુ નામ વીરભદ્ર રાજા ૬. માતાનું નામ સેનાવતી રાણી ૭ સૂર્યનુ લંછન ૮ સ્ત્રીનું નામ મોહિની રાણી બાકીની બીના સીમધરસ્વામીની માફક જાણવી. ૫૮.

**૫૫ પ્રશ્ન**—સત્તરમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧. નામ-વીરસેનસ્વામી તીર્થંકર ૨. પશ્ચિમ પુષ્કરાર્દ્ધની- ૩ આઠમી પુષ્કલાવતી વિજયની- ૪ પુંડરગિણી નગરીમા જન્મ્યા. ૫. પિતાનું નામ ભુમિપાલ રાજા ૬. માતાનું નામ ભાનુમતિ રાણી. ૭. બળદનું લંછન ૮. સ્ત્રીનું નામ રાજસેના રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૫

**૫૬. પ્રશ્ન**—અઢારમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧. નામ-મહાભદ્રસ્વામી તીર્થંકર ૨. પશ્ચિમ પુષ્કરાર્દ્ધની- ૩ નવમી વપ્રવિજયની- ૪. વિજયાપુરી નગરીમાં જન્મ્યા ૫ પિતાનું નામ દેવસેન રાજા. ૬. માતાનું નામ ઉમા રાણી. ૭ હાથીનું લંછન ૮ સ્ત્રીનુ નામ સૂરકાંતા રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૬

**૫૭. પ્રશ્ન**—ઓગણીસમા વિહમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧. નામ-દેવયશાસ્વામી તીર્થંકર ૨ પશ્ચિમ પુષ્કરાર્દ્ધની- ૩ ચોવીસમી વત્સવિજયની- ૪. સુસીમાપુરી નગરીમાં જન્મ્યા. ૫. પિતાનું નામ સવરભૂતિ રાજા. ૬. માતાનું નામ ગગાવની રાણી ,૭. ચંદ્રનુ લંછન ૮ સ્ત્રીનું નામ પદ્માવતી રાણી બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી ૫૭.

**૫૮. પ્રશ્ન**—વીસમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧. નામ-અજિતવીર્યસ્વામી તીર્થંકર. ૨. પશ્ચિમ પુષ્કરાર્દ્ધની- ૩. પચીસમી નલીનાવતી વિજયની- ૪. અયોધ્યા નગરીમા જન્મ્યા. ૫. પિતાનુ નામ રાજપાલ રાજા ૬. માતાનું નામ કનકાવતી રાણી. ૭. શંખનું લંછન. ૮. સ્ત્રીનું નામ રત્નમાલા રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૮.

**૫૯. પ્રશ્ન**—દૃષ્ટિનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—પદાર્થતત્ત્વના યથાર્થ બોધનું જે કારણ હોય તે દૃષ્ટિ કહેવાય કહ્યું છે કે—

मित्रा तारा बला दीप्रा, स्थिरा कान्ता प्रभा परा ।
नामानि तत्त्वदृष्टीनां, लक्षणं च निबोधत ॥१॥

**અર્થ**:—આઠ તત્ત્વ દૃષ્ટિઓના નામ આ પ્રમાણે જાણવા. ૧. મિત્રાદૃષ્ટિ. ૨. તારાદૃષ્ટિ. ૩. બલાદૃષ્ટિ. ૪. દીપ્રાદૃષ્ટિ. ૫. સ્થિરાદૃષ્ટિ. ૬. કાંતાદૃષ્ટિ. ૭. પ્રભાદૃષ્ટિ. ૮. પરાદૃષ્ટિ. આ દરેક દૃષ્ટિના લક્ષણો નિર્મળ બોધને અનુસારે જાણી શકાય છે. ૫૯.

**૬૦. પ્રશ્ન**—પહેલી મિત્રાદષ્ટિ ક્યારે પ્રગટ થાય છે ?

**ઉત્તર**—પહેલી મિત્રાદષ્ટિ યથાપ્રવૃત્તકરણના અંતિમ ભાગમાં જ્યારે મિથ્યાત્વની સ્થિતિરૂપ મેલ ઘટતો જાય, અને લગભગ ગ્રંથિભેદ થવાનો હોય તે વખતે પ્રગટ થાય છે. આ મિત્રાદષ્ટિમાં અરિહંત ભગવંતે કહેલા જીવ-અજીવ વિગેરે તત્ત્વોની ઉપર વ્યવહારથી સહેજ આદરભાવ પ્રગટ થાય છે એટલે રોગ ઓછો થવાથી જેમ રોગીને અનાજ ઉપર આદરભાવ થાય છે, તેમ ભવ્ય જીવને મિથ્યાત્વરૂપી વ્યાધિ ઘટવાથી તત્ત્વોમાં આદરભાવ પ્રગટ થાય છે તથા અલ્પ વ્યાધિવાળો જીવ જેમ તે વ્યાધિના વિકારોથી પીડાતો નથી અને ઇષ્ટ અર્થની સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે. તેમ આ દૃષ્ટિને પામેલો જીવ પોતાના હિતને સાધનારા કાર્યોમાં પ્રયત્ન કરે છે. કહ્યું છે કે—

अपूर्वकरणप्राया, सम्यक्तत्त्वरुचिप्रदा ।
अल्पव्याधेरिवान्नस्य रुचिवत्तत्त्ववस्तुषु ॥१॥ ૬૦.

**૬૧. પ્રશ્ન**—બીજી તારાદષ્ટિ ક્યારે પ્રગટ થાય ?

**ઉત્તર**—જ્યારે તત્ત્વરુચિ ( આદર ) ગુણ કંઈક સ્પષ્ટ થાય અને આત્માને હિતકારી એવા યમ નિયમ વિગેરે સાધવામાં કંટાળો ન ઉપજે તથા તત્ત્વને જાણવાની સહેજ ઇચ્છા થાય ત્યારે બીજી તારાદૃષ્ટિ પ્રગટ થઈ છે એમ સમજી લેવું. કહ્યું છે કે—

तारायां तु मनाक् स्पष्टं, नियमश्च तथाविधः ।
अनुद्वेगो हितारंभे, जिज्ञासा तत्त्वगोचरा ॥१॥ ૬૧.

**૬૨. પ્રશ્ન**—ત્રીજી બલા દૃષ્ટિ ક્યારે ઉત્પન્ન થાય ?

**ઉત્તર**—જ્યારે જિનેશ્વર ભગવંતે કહેલા જીવ અજીવ વિગેરે તત્ત્વો સાંભળવાની અધિક ઇચ્છા થાય અને હિતકારી ક્રિયાને સાધવામાં નિરંતર અધિક પ્રવૃત્તિ થાય ત્યારે સમજી લેવું કે આપણામાં બલ દૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. આ દૃષ્ટિ પ્રગટ થવાની સાથે હૃદયમાં એવી સદ્ભાવના પ્રગટ થાય છે કે અમારામાં વિશેષ બુદ્ધિ નથી કારણ કે વિશિષ્ટ ક્ષયોપશમ થાય તો જ વિશેષ બુદ્ધિ પ્રગટે અને તેવો કર્મનો ક્ષયોપશમ અમને થયો ન હોવાથી વિશિષ્ટ બુદ્ધિ અમને પ્રાયે નથી અને અમે શાસ્ત્રનું રહસ્ય પણ સમજી શકતા નથી. માટે જિનેશ્વર ભગવંતના વચનો અમે પ્રમાણભૂત માનીએ છીએ. આ દૃષ્ટિમાં ઇંદ્રિયો સુસ્થિર ( શાંત ) થાય છે અને ધર્મક્રિયા કરતી વખતે અપૂર્વ શમભાવ અને નમ્રતાગુણ દેખાય છે તેમજ ગુણવંત પુરુષોને જોઈને તેમના પ્રત્યે આદરભાવ પ્રગટ થાય છે. ૬૨.

[ ચાલુ ]

# શ્રી જૈન સત્ય પ્રકાશનું

## સત્તરમા વર્ષનું વિષયદર્શન

### પ્રતીકાર



### સંપાદકીય



### સાહિત્ય



## પ્રાચીન સંતવાણી

દુક્ખિ પડિયાં દેવહ નમઇ, રોગી તવહ કુણુ તિ;
દાન વિણય નિધના કરઇ, વિદ્ સુસીલા હુંતિ

⊙

નવિ ચંદન નવિ ચંદલઉ, તહ નવિ નિમ્મલ નીર,
મહુર વયણ જહ સભલી, સીતલ હુઈ સરીર.

○

સુઅણુ વિજોગ ન જાં પડઈ, જાં ઘરિ અત્થ ન જાઈ,
દુક્ખ ન પાવઈ જા લગઈ, તાં મનિ ધમ્મ ન થાઈ

○

મિત્તત્તણુ તિમ પાલીઈ, જિમ પાણી દુદ્ધસ્સ
આવટણુ આપણિ સહઈ, છેહ ન દેઈ તસ્સ.

○

કૂઆ કુસુંભહ કૃપણ જણુ, એ ત્રિહુ એક સભાઉ,
તઉ રસ અપ્પઇ અપ્પણઉ, જુગલિઈ દીજઈ પાઉ

○

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.